પરિમલ ગ્રંથાવલિ : ૨

# પ્રણય અને પરિણય

લખનાર

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ



મુદ્રક-પ્રકાશક :
નટવર[illegible] [illegible]ીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયા ચકલો, સુરત





આવૃત્તિ પહેલી
સંવત ૧૯૯૯
સને ૧૯૪૩
કિંમતઃ ૩-૧૨-૦

# ફૂટ પ્રશ્ન



'લગ્નોત્તર પ્રેમ' અને 'પ્રેમોત્તર લગ્ન' એ બેઉ પ્રકારનું દાંપત્ય આર્યસંસારને પ્રાચીન કાળે પણ અવગત હતું; પરન્તુ લગ્નોત્તર પ્રેમવાળું દાંપત્ય જીવનમાં વધારે રૂઢ બન્યું છે અને એ જ દાંપત્ય ખૂબ વિસ્તરેલું પણ છે. એવા દાંપત્યની સફળતા તેમજ નિષ્ફળતા દર્શાવનારા બનાવો આજે આપણી દૃષ્ટિનો વિષય છે.

પાશ્ચાત્ય દેશોનાં કુટુંબોના, તેમના સાહિત્યના અને છેલ્લે તેમનાં સંસારજીવન નિરૂપતાં બોલપટોના સંપર્કે આજના શિક્ષિત યુવક–યુવતી–સમાજને 'પ્રેમોત્તર લગ્ન'ની જ વિશેષ સફળતા મનાવવા માંડી છે, અને તેથી રૂઢ થએલા આર્યસંસારમાં એક પ્રકારની ક્રાન્તિનો જુવાળ ચડવા લાગ્યો છે. પહેલાં પ્રેમ અને પછી લગ્ન–પહેલાં પ્રણયસિદ્ધિ કરવી અને પછી પરિણયમાં પગલાં માંડવાં –એ માર્ગનો અભિલાષ સેવનારાં ઘણાં ય પુખ્ત વયનાં કુમાર–કુમારીઓ આજે નજરે પડે છે; પછી ભલે તેવાં બધાંનો એવો અભિલાષ એક યા બીજે કારણે પાર પડી શકતો ન હોય.

આ નવલકથા એ પ્રશ્નના પાયા ઉપર ચણાઈ છે. પ્રશ્નનાં બધાં ય નહિ, પણ અનેક પાસાં તપાસી શકાય તેવી તેની વસ્તુસંકલના યોજી છે. વિશેષાંશે સમાજના મધ્યમ વર્ગનો એ કૂટ પ્રશ્ન હોવાથી ચડતીઊતરતી પંક્તિના મધ્યમ વર્ગનાં કુટુંબો જ વસ્તુસંકલના માટે વધુ ઉપયોગમાં લીધાં છે.

લગ્નની સફળતામાં અને નિષ્ફળતામાં અર્થાત્ દાંપત્યની સમરસતામાં અને વિષમતામાં અનેક તત્ત્વો ભાગ ભજવતાં હોય છે. આર્ય દેશ કરતાં વધારે પ્રમાણમાં જેમણે લગ્નપ્રકારના અખ્તરાઓ કર્યા છે એવા પાશ્ચાત્ય દેશો પણ આજે ઉપર જણાવેલા એમાંના કોઈ એક પ્રકારને સફળ દાંપત્ય માટે નિશ્ચિત કરી શક્યા નથી–કરી શકે પણ નહિ; તો પરંપરાગત રૂઢિને કારણે આપણે ત્યાં થઈ રહેલાં લગ્નોને પણ સર્વથા ઈષ્ટ તો કેમ કહી શકાય ?

લગ્નની સફળતાને માટે આવશ્યક એવાં તત્ત્વોની અને માનવસ્વભાવની બહુવિધતાને કારણે ઘણી વાર એમ લાગે છે કે પૃથક્ પૃથક્ દંપતીને માટે સમરસ દાંપત્ય એ પૃથક્ પૃથક્ પ્રશ્ન જ બની રહે છે; છતાં એવી

બહુવિધતામાં ય અધિકાંશી સમાનતા શોધવાનો યત્ન અકર્તવ્ય નથી, એમ સમજીને પ્રશ્નને અનેક દૃષ્ટિકોણથી ચર્ચવાના હેતુપૂર્વક આ નવલકથા લખી છે. એ હેતુ કેવોક સધાયો છે તે વિષે તો વાચકો અને વિવેચકો કહે તે ખરું.

સને ૧૯૩૮–૩૯માં 'પ્રજાબંધુ'માં આ કથા કકડે કકડે પ્રસિદ્ધ થઈ હતી, તે પ્રકાશકના ઉત્સાહથી આજની તીવ્ર મોંઘવારીમાં પણ પુસ્તક રૂપે પ્રસિદ્ધ પામે છે.

ગિરધરનગર,
શાહીબાગ,
અમદાવાદ
તા. ૧–૫–૧૯૪૩

ચુનીલાલ વર્ધમાન શાહ



# અનુક્રમણિકા

## પ્રકરણ ૧

### "એક સર્વમાન્ય સત્ય"

પરીક્ષામાં પાસ થવું એ જો જીવનનું એક જ લક્ષ્યબિંદુ હોય તો વિદ્યાર્થીઓ જેવા કોઇ બીજા ભાગ્યશાળી મનુષ્યો જ દુનિયામાં ન લેખાત. પરીક્ષા પસાર કરવાનો આનંદ એ જ જો સચ્ચિદાનંદ હોત તો પરમાનંદ સ્વરૂપ પરમાત્માના સાક્ષાત્કાર માટે યોગી જનો નકામી તપશ્ચર્યા કરે છે એમ જ સિદ્ધ થાત. પરીક્ષા પસાર કર્યા પછી મનને ઉપજતાં સુખ અને સંતોષ એ જ જો શાશ્વત સુખ હોત તો સ્વર્ગસુખને માટે મૃત્યુની તીવ્ર વેદના ભોગવવાની જરૂર જ શાની રહેત? પરન્તુ પરીક્ષા પસાર કરવાથી ઉપજતો આનંદ તો ક્ષણિક માત્ર હોય છે. કોઇના આનંદનો વેગ ઓછો અને કોઈ ત્રણ વાર નિષ્ફળ નીવડીને ચોથી વાર પરીક્ષા પસાર કરનારના આનંદનો વેગ જોરદાર હોય, એ જૂદી વાત છે; પરન્તુ એ આનંદના સમયની લંબાઈ તો સરખી જ હોય છે, કારણકે પરીક્ષા પાસ કરતાંની સાથે-પરિણામની જાણ થતાંની સાથે બીજી જ ક્ષણે પ્રશ્ન થાય છે કે હવે શું કરવું? પરીક્ષા અધવચની હોય તો તો આગળ અભ્યાસ કરવાનું નક્કી જ હોય છે, પરન્તુ મેટ્રિકની કે બી. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીને માટે તો એ સફળતા જ ચિંતાભર્યા નવીન પ્રશ્નોને જન્માવનારી બને છે; કારણકે એક પરીક્ષા શાળાની અને બીજી

પરીક્ષા કોલેજની છેવટની પરીક્ષા હોય છે, એ પરીક્ષા પછી જીવનની દિશા બદલવાની હોય છે, એ દિશાની પસંદગી ગુંચવણ-ભરી હોય છે, અને મુશ્કેલીઓ તથા વિઘ્નો ડોકિયાં કરતાં હોય છે.

કિરીટ બી. એ. ની પરીક્ષામાં પસાર થયો ત્યારે તેને જે આનંદ થયો, તેની પૂંઠે જ એક કઠણ પ્રશ્ન આવીને ઊભો હતો. પરિણામ જાહેર થયા પછી બેત્રણ દિવસ વીતી ગયા હતા અને ઘેર મિત્રો, સગાં, સ્નેહી, સહવિદ્યાર્થી વિગેરેની આવજા વધી હતી. સૌની મુબારકબાદીના સત્કાર અર્થે આનંદનું દર્શન કરાવતાં પણ કિરીટ થાકી ગયો હતો; પરંતુ તેની ભાભી યમુનાને બધા આવ-નારાઓને ચાહ-નાસ્તો પીરસતાં જરાએ થાક લાગ્યો નહોતો. દિવસમાં સાતઆઠ વાર ચાહ ઉકાળવી પડતી અને બેત્રણ વાર તાજેતાજો ચીવડો બનાવવો પડતો, છતાં દિયર ગ્રેજ્યુએટ થયા એનો આનંદ તે સતત માણી રહી હતી. ત્રીજે દિવસે અભિનંદન આપવા આવનારાઓનું પૂર જરા ઊતર્યું ત્યારે કિરીટને જરા આરામ મળી શક્યો, પણ ત્રણ દિવસ ઘર ભર્યું-ભર્યું લાગતું હતું તે યમુનાને હવે સૂનું-સૂનું લાગવા માંડયું.

"કેમ, કિરીટભાઈ! આજે તો કાંઈ ખૂબ ઊંઘવા માંડયું છે? દાદા હમણાં બોલાવતા હતા, તેમની હાક પણ ન સાંભળી?" યમુના કોચ પર પડીને આરામ લેતા કિરીટની સામે આવી ઊભી ને બોલી.

"દાદા બોલાવતા હતા? કેમ વારુ?"

"એ તો મને શી ખબર?"

"ત્યારે તેમની પાસે જઇ આવું." કિરીટ કોચમાં બેઠો થયો.

"અત્યારે તો દાદા ઊંઘતા હશે, ચાર વાગે જ મળજોને."

"ભલે ત્યારે તેમ."

યમુના મૂગીમૂગી સ્થિર ઊભી રહીને દિયરના વદન સામે

આનંદભરિત લોચને જોઇ રહી. યમુના વિધવા હતી, કિરીટના મોટા ભાઈ કુંદનની પત્ની હતી, અને કિરીટની માતા મૃત્યુ પામી હોવાથી આજે તો એ વિધવા આ જુવાન દિયરની મમતાળુ માતા હતી; ના, ના, તેથી પણ વિશેષ: કિરીટના વૃદ્ધ દાદા ગંગાદાસની તે પરિચારિકા પણ હતી. કિરીટના પિતા કંચનલાલ પાંચેક વર્ષ પૂર્વે મૃત્યુ પામ્યા હતા. ઘરમાં એંશી વર્ષના વૃદ્ધ દાદા, ત્રીસ વર્ષની વિધવા ભોજાઈ અને બાવીસત્રેવીસ વર્ષનો દિયર એટલાં જ જણાં એ ગૃહમાં વસતાં હતાં. વડોદરામાં એ કુટુંબ પૈસેટકે સુખી મનાતું પણ માણસે ઘસાઈ ગયું હતું. યમુનાને એ એકલતા કોઈ વાર સાલતી પણ ખરી.

કિરીટ પાસ થયો તેથી યમુનાને આનંદ થાય એ સ્વાભાવિક હતું. તેણે દાદામાં પૂજ્ય ભાવ અને દિયરમાં વત્સલ ભાવ કેળવ્યો હતો, તેથી વૈધવ્ય તેને તેટલું સાલતું નહોતું કે જેટલી આ વિશાળ ગૃહમાંની એકલતા સાલતી હતી.

ચારપાંચ ક્ષણ યમુના કિરીટને નિહાળી રહી હતી, એટલામાં દાદર ખખડ્યો અને કિરીટનો મિત્ર સુમન દેખાયો.

"આવો સુમનભાઇ !" યમુનાએ તેને સત્કાર્યો.

"કિરીટ ! હું જ તને અભિનંદન આપવા માટે સૌથી મોડો પડ્યો. શું કરું ? ચાર દિવસથી પેટલાદ ગયો હતો, તે અત્યારે જ આવ્યો અને તું પાસ થયો એવી ખબર મળતાં જ સીધો અહીં આવ્યો."

"થેંક યુ !"

એટલામાં યમુના ચાહનો પ્યાલો લઈ આવીને પાછી હાજર થઈ ગઇ હતી.

સુમને પ્યાલો ઉપાડતાં પૂછ્યું: "વેલ કિરીટ ! હવે શું ધાર્યું છે ?"

"શાનું? ધંધાનું કે આગળ ભણવાનું?"

"અરે, એ તને કોણ પૂછે છે? પ્રોફેસર થવું હશે તો એમ. એ. થઇશ અને વકીલ થવું હશે તો એલએલ. બી.ની ટર્મ્સ ભરીશ, એ હું ક્યાં નથી જાણતો? અને આજના વખતમાં ધનવાનોને કાંઇ ધંધાના તોટા છે?"

"ત્યારે બીજું શું?"

સુમને ચાહનો પ્યાલો મ્હોંથી ખસેડતાં સ્મિત કરીને કહ્યું: "એ જ તો! આપણે સાથે જ ભણી ગયા છીએ-પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડીસમાં-કે It is a truth universally acknowledged that a single man in possession of good fortune may be in want of a wife."

પરીક્ષા પસાર કરતાંની સાથે જે પ્રશ્ન કિરીટના મનમાં આવીને ઊભો થયો હતો તે આ જ હતો. સુમનના મુખમાંથી પણ એ જ પ્રશ્ન નીકળ્યો એટલે કિરીટના મુખમાંથી સ્મિત સરી પડ્યું.

યમુના વચ્ચે બોલી: "સુમનભાઈ! તમે એ અંગ્રેજીમાં શું બોલ્યા તે મને સમજાવો."

"એક અંગ્રેજી પુસ્તકનું એવું વાક્ય છે કે કુંવારો અને ધનવાન જુવાન હોય તેને પત્ની વિના ચાલે નહિ એ એક સર્વમાન્ય સત્ય છે." સુમને સમજાવ્યું.

"બરાબર! હું પણ 'વાઇફ' શબ્દ તો સમજી ગઈ હતી. બોલો કિરીટભાઈ, સુમનલાલના સવાલનો જવાબ આપો."

"તમે પણ એ જ જવાબ લેવા આવ્યાં લાગો છો."

"હું એકલી જ કેમ? દાદા પણ એ જ જવાબ લેવાના છે."

"એટલા માટે જ દાદા શું મને બોલાવતા'તા?"

"એમ જ હશે ને?" યમુના મૂગી હસી રહી.

"ત્યારે એ કારસ્થાન પણ તમારું જ લાગે છે."

સુમન વચ્ચે પુરાયોઃ "બોલ, હવે જવાબ આપ. બી. એ. થયા પહેલાં ન પરણવું એ તારી પ્રતિજ્ઞા આખી ન્યાત જાણે છે એટલે કોઇ તને આજસુધી પૂછવા આવ્યું નથી. પણ હવે તો દાદાનો, યમુના ભાભીનો અને મારો પણ તને પૂછવાનો અધિકાર છે."

"અને કહેને કે તું મારે માટે બેચાર કન્યાઓ પણ ગજવામાં ઘાલીને લાવ્યો છે."

"હા, એમ જ છે. મને પૂછ્યા વિના તારે ક્યાંય વચનથી બંધાવાનું નથી. પેલા સતીશચંદ્ર વકીલની બે પુત્રીઓ તારે માટે તૈયાર છે, નાની અને મોટી બેઉ."

"સતીશ વકીલ સુરતમાં રહે છે તે? પેલા જગતના સસરા?"

"હા, કેળવાયલું અને ધનવાન કુટુંબ. પણ એ બધી વાત પછી. એક વાર તું કન્યાઓને જોઇ આવીશ, પછી જ આપણે વાતચીત કરીશું."

સુમન ગયો એટલે યમુનાએ ધીરેથી કહ્યું: "એ સતીશ વકીલની દીકરીઓની વાત પછી; પણ તે પહેલાં તમે વીરમગામ જઈ આવો. દાદાજી પણ તમને એ જ કહેવા માટે બોલાવતા'તા."

કિરીટે કશો જવાબ ન આપ્યો. તે વિચારમાં પડ્યો. વીરમગામમાં કિરીટનું મોસાળ હતું. તેના મામા સોમચંદનો આજે સવારે જ પત્ર આવ્યો હતો, તેમાં તેમણે કિરીટ પાસ થયો તે માટે આનંદ દર્શાવીને તુરત કિરીટને વીરમગામ મોકલવા સૂચવ્યું હતું, કારણકે કિરીટને માટે તેના મામા પાસે બેત્રણ કન્યાઓનાં કહેણ આવી ગયાં હતાં. મોટો ભાઈ હવે નહોતો અને દાદા અતિવૃદ્ધ હોઈ ઘર બહાર ભાગ્યે જ નીકળતા, એટલે તેના મામા ભાણેજ કિરીટને પરણાવવાનો ભાર પોતાને માથે પડેલો માની લેતા હતા. સોમચંદ પાસે આવેલાં કહેણોવાળી

કન્યાઓ વીરમગામમાં જ હતી એટલે કિરીટ પસાર કરે એ કન્યા સાથે તેનું વેવીશાળ કરવાની સોમચંદને હવે ઉતાવળ જણાતી હતી.

થોડી વાર વિચાર કરીને કિરીટે ભાભીને જવાબ આપ્યો: "ઠીક ભાભી! હું કાલે વીરમગામ જ જઈશ."

"અને એકાદ કન્યાનું નક્કી કરીને જ આવજો."

કિરીટ ચમક્યો અને બોલ્યો: "નક્કી કરીને આવું, તો પછી સતીશ વકીલની પુત્રીઓનું કહેણુ છે તેનું શું? તમે જ હમણાં કહેતાં'તાં કે પહેલાં વીરમગામની વાત અને પછી સુરતની વાત."

"હા, એ તો હું ભૂલી જ ગઈ'તી. ભલે, તો પછી એ છોકરીઓને પણ એક વાર જોઈ આવો, પછી નક્કી કરજો. હું તો હવે ઘરમાં એકલતાથી એટલી કંટાળી છું કે તમે ક્યારે પરણુશો તેની મને અધીરાઈ આવવા લાગી છે."

અને દિયર ભોજાઈ હસ્યાં.

કિરીટને યમુના ઉપર દયાની લાગણી સ્ફુરી. તે બિચારી એમ સમજતી હતી કે દિયર એક વાર કન્યા જોઈ આવીને નક્કી કરે કે તુરત લગ્ન થાય અને પછી ઘર ભર્યું-ભર્યું થઈ જાય. કોઈ વાર તો યમુના એમ પણ કહેતી કે–"એમાં કન્યા શું જોવી છે? કન્યા રૂપાળી છે અને તે ભણેલી છે એમ પણ મેં સાંભળ્યું છે, પછી બીજુ શું જોઇએ?"

પછી બીજું શું જોઇએ, તેનો યમુનાને ખ્યાલ નહોતો. પણ કિરીટે તો એ સંબંધે અનેક ખ્યાલો રચ્યા હતા અને વિસર્જન કર્યા હતા. લગ્ન પૂર્વેની તૈયારી વિષે તેણે કેટલુંક વાંચ્યું પણ હતું, જ્યારે ભાભીને મન ઉંમર સિવાય બીજી કોઈ લગ્ન પૂર્વેની તૈયારી જ નહોતી!



પ્રકરણ ૨

## પ્રવાસમાં ભંગ

યુગ બદલાયો છે,—ના, ના, હજી બદલાતો જાય છે. મેટ્રિકની પરીક્ષા પાસ કર્યા પૂર્વે જ એક વિદ્યાર્થીની પત્નીના ખોળામાં એક બે બાળકો રમતાં હોય, એવો પણ એક વખત હતો. આજે ધંધામાં સ્થિર થયા પૂર્વે લગ્નની જવાબદારી ન લેવા માંગતા જુવાનોના વિચારોને જૂના મતનાં માબાપોને પણ અનુકૂળ થવું પડે એવો સમય આવ્યો છે. નાની વયમાં માબાપે પસંદ કરીને વેવીશાળ કરી રાખેલી કન્યાને ભણતા કે ભણી ઊતરેલા જુવાનને પરણી લેવી પડતી અને પછી તેમનો સંસાર પડતો આખડતો ચાલ્યા કરતો; પણ આજે પુત્રની પસંદગી વિના વેવીશાળ ન કરવાની સમજ ઘણાં માબાપો ધરાવતાં થયાં છે. કેળવાયલા મધ્યમ અને ઉચ્ચ વર્ગનાં કુટુંબોમાં આ સ્થિતિ ચાલે છે, બાકી તો હજીએ ઢીંગલાઢીંગલીનાં લગ્નો થાય છે, ભલભલા ગ્રેજ્યુએટો પણ પોતાની પત્નીની પસંદગી બાબતમાં વડીલો પાસે ચૂંચાં ન કરી શકે એવા દાખલા મળી શકે છે. પરણવું એટલે ઘરનો ઉંબરો બાંધવો–તેમાં કન્યાની પસંદગી–નાપસંદગી જેવું કશું હોતું નથી એવી માન્યતા ધરાવનારાનો તોટો નથી. અને તેથી ઊલટું સંસારક્ષિતિજના સીમાપ્રાંતમાં ડોકિયું કરીએ તો પરિણીત જીવનની સફળતાના ધ્યેયથી કરવામાં આવતાં સ્નેહલગ્નો, વિધવાલગ્નો,

વર્ણાંતર લગ્નો, આંતરપ્રાંતીય લગ્નો, આંતરકોમી લગ્નો અને ઈંડો-યુરોપિયન લગ્નોનાં છાંટણાં પણ છંટાયલાં નજરે પડે છે!

કિરીટના મગજમાં લગ્ન સંબંધી કોઈ ખાસ ધૂન જન્મી નહોતી; માત્ર તેની ઇચ્છા એવી હતી કે અભ્યાસ પૂરો કર્યા પૂર્વે લગ્નની ભાંજગડમાં પડવું નહિ અને વેવીશાળના બંધનથી બંધાવું નહિ. પરણવાનો પોતાનો વિચાર થયો ત્યારે લગ્ન અને વેવીશાળ બેઉ સાથે કરવાં એવો નિશ્ચય તેણે મામાને, ભાભીને, દાદાને, સૌને જણાવ્યો હતો, ત્યારથી પરીક્ષામાં તે પાસ થયો ત્યાંસુધી તેને એ બાબતમાં કોઈએ પજવ્યો નહોતો.

પરિણીત જીવનની સફળતાનું ધ્યેય તો સૌ કોઇ ધરાવતું હોય છે, માત્ર એ ધ્યેય પૂરતી જરૂરીઆતો કઇ અને કેટલી એ વિષે જ કોઇનો મત એક હોય છે, કોઇનો મત બીજો હોય છે. કિરીટે એ જરૂરીઆતો વિષે ઘણી વાર વિચારો કર્યા હતા, મિત્રો સાથે વાદવિવાદો કર્યા હતા, વિદ્વાનોનાં પુસ્તકોમાંથી વિચારો સંગ્રહી રાખ્યા હતા અને વર્તમાન સંસારશેતરંજમાંનાં મહોરાંની હારજીતની ચાલનું યથાશક્તિ નિરીક્ષણ પણ કર્યું હતું.

પરંતુ કોલેજમાં મેળવેલું 'એકેડેમિક' જ્ઞાન અને ધંધામાં જોઇતું 'પ્રેકટીકલ' જ્ઞાન એ બેઉ વચ્ચે જે અંતર રહેલું હોય છે, તેવા જ અંતરનો ખ્યાલ હવે કિરીટને લગ્ન વિષયમાં પણ આવતો હતો.

વડોદરાથી વીરમગામ તરફ દોડતી ટ્રેનમાં તે એ સંબંધે વિચારમાં જ ગુંચવાઇ રહ્યો હતો. એક કન્યા સારી પેઠે ભણેલી હોય પણ તંદુરસ્ત ન હોય, બીજી તંદુરસ્ત હોય અને ઓછું ભણેલી હોય તો કોને પસંદ કરવી? તંદુરસ્ત અને સારી પેઠે ભણેલી કન્યા હોય પણ સ્વભાવની તીખી હોય તો સૌંદર્યને કન્યાની પસંદગીમાં કેટલી હદ સુધી મહત્ત્વ આપવું અને સૌંદર્ય તથા સંસ્કાર એ બેઉમાં પહેલી પંક્તિ કોને આપવી? તંદુરસ્તી, ભણતર, સૌંદર્ય,

સુસ્વભાવ, સંસ્કાર એ બધાંમાં પહેલી પંક્તિની કન્યા ન મળે તો લગ્ન કરવું હિતકર લેખાય કે નહિ? આવા પ્રશ્નો કિરીટ પોતાના મનને પૂછ્યા કરતો, એ પ્રશ્નોના જવાબો મેળવવા તે મથતો, પરન્તુ તે વખતે તેને લાગતું કે પોતાના મગજમાં આ પ્રશ્નો ધુમાડો જ ધુંધવાવે છે, કોઈ સ્પષ્ટ આકૃતિ ખડી થવા પામતી નથી.

લગ્ન વિષે વિચાર કરતાં પરિણીત જીવનમાં પ્રેમની અગત્ય તેની મનોભૂમિને સ્પર્શ્યા વિના રહેતી નહિ. પ્રેમ વિનાનાં લગ્ન એ લગ્ન જ નથી એવા વિચારોના હથોડા તેના મસ્તિક પર કોલેજના વાતાવરણમાંથી જ નહિ પણ વર્તમાનપત્રો અને સામયિકોના વાચનમાંથી પણ પડ્યા કરતા. પરન્તુ બહુ બહુ વિચાર કરતાં કિરીટને લાગતું હતું કે આ યુગમાં તો પ્રેમ કરીને પછી પરણાય તેમ નથી, પરન્તુ પચીસપચાસ વર્ષ પછી એવો યુગ આવશે ખરો! એ યુગના આગમનના ભણકારા તેને પોતાના એક કોલેજિયન મિત્ર અને એક પ્રોફેસરના લગ્ન પરથી સંભળાવા લાગ્યા હતા. એ મિત્ર પોતાની સાથે જ ભણતી એક બાળાને અને પ્રોફેસર પોતાની શિષ્યાને પરણ્યો હતો અને એમ કહેવાતું હતું કે વર્ષોથી તેઓ પરસ્પર પ્રેમ ધરાવતાં હતાં. વિદ્યાર્થીનું લગ્ન આંતરજ્ઞાતીય હતું અને પ્રોફેસરનું લગ્ન સ્વજ્ઞાતીય હતું. લગ્ન પૂર્વેનો પ્રેમ એ રીતે પોતાના હાથપગ પસારતો હતો એ કિરીટ જોઈ શકતો હતો, પરન્તુ પોતા માટે એ માર્ગ સુલભ નહોતો એમ પણ તેને ઊંડો વિચાર કરતાં લાગતું હતું.

અમદાવાદને સ્ટેશને પહોંચતાં ડબ્બામાં વધી ગએલી ભીડીએ તેની વિચારમાળાને ફરતી અટકાવી. જુન માસનો દિવસ હતો. ઉકળાટ કહે મારું કામ. લગ્નગાળો ચાલતો હોવાથી ઊતારુઓની સંખ્યા દરેક સ્ટેશને વધતી જતી હતી અને અમદાવાદને સ્ટેશને

ટ્રેન પહોંચતાં નવા ઊતારુઓએ ટ્રેન પર જે ધસારો કર્યો તે કોઇને પણ ગભરાવી મૂકે તેવો હતો.

ચાર કોમ્પાર્ટમેન્ટના જે ડબ્બામાં કિરીટ બેઠો હતો, તેમાં ચાળીસ ઊતારુઓની બેઠક હતી, પરન્તુ ઉપરની અને નીચેની મળીને બધી બેઠકોમાં થઈ સાઠેક ઊતારુઓ તો બેસી ચૂકયાં હતાં. કેટલાક ઊતારુઓ અમદાવાદને સ્ટેશને ઊતરવાના હતા એટલે જ્યાં ડબ્બાનાં બારણાં ઉઘડયાં ત્યાં તો અંદરનાંઓ બહાર નીકળે તે પહેલાં બહારનાંએ અંદર ધસારો શરુ કરી દીધો !

ધક્કામુક્કી અને કકળાણ ચાલુ થઈ ગયું. "એક વાર બહાર તો નીકળવા દો ભાઈ" એમ અંદરના ઊતારુઓ પોકારે, ત્યાં અંદર ઘુસવા માંગનારા "આઘા ખસો, જરા સામાન તો મૂકવા દો, જગા નહિ હોય તો ઊભા ઊભા જઇશું, બધા ડબ્બામાં આવી જ ગીર્દી છે, ક્યાંય જગ્યા નથી" એવી દલીલો અને વિનંતીઓ કરી રહ્યા. ડબ્બામાંથી બહાર નીકળવાનું અને બહારનાંઓને અંદર જવાનું એ બેઉ કાર્ય જો એક પછી એક થાય તો એકાદ મિનિટમાં જ પતી જાય તેમ હતું, પરંતુ બહાર નીકળનારને અને અંદર પેસનારને એકી જ સાથે પોતપોતાનાં ધ્યેય પૂરાં પાડવાં હતાં, ત્યાં ધમસાણ ન મચે તો બીજું શું થાય ?

કોલાહલ, ધાંટાઘાંટ અને તકરારો શરુ થઇ ગયાં. એક ઊતારુ પોતાના અંદર ગએલા સાથીને બહારથી પોતાના બીસ્તરાનો જંગી વીંટો આપતો હતો, ત્યાં બીસ્તરાના વીંટા નીચેની જગ્યામાંથી એક પંદર સોળ વર્ષની છોકરી અને દસેક વર્ષનો છોકરો નીચાં વળી બિલાડીની ચપળતાથી અંદર ઘુસી ગયાં અને બેઉ એક સાંકડી જગ્યામાં સમાઇને ગુપચુપ બેસી ગયાં. બીસ્તરવાળા ઊતારુએ એ જગ્યા પોતાને માટે ધારી રાખેલી, તેની આંખ લાલ

થઈ અને તેણે બૂમ પાડી, પણ બેઠેલી જગ્યા પરથી કોઈ ઊઠે ખરું ? કિરીટને એ દૃશ્યથી સહજ હસવું પણ આવ્યું.

પણ ત્યારપછી ઊતારુઓની કરુણાજનક સ્થિતિ થવા પામી. પ્લેટફૉર્મ ઉપર બૂમ પડી કે ટ્રેનની પાછળ નવા ડબા જોડાય છે, તેથી કેટલાક ઊતારુઓનો ધસારો તે તરફ થયો હતો, પણ પાંચ–સાત મિનિટ પસાર થયા પછી એ બૂમ ખોટી ઠરી એટલે બધા ડબા ઉપરનો ઊતારુઓનો ધસારો વધી પડ્યો.

ઊતારુઓમાં જુવાનો હતા, વૃદ્ધો હતા, સ્ત્રીઓ અને બાળકો પણ હતાં. પઠાણો અને મુસલમાનોનું તુમાખીપણું ફાવી જતું અને તેઓ સારી પેઠે જગ્યા રોકીને બેઠા હોય તોપણ તેમને કોઈ સંકોચાઈને બેસવાનું અને એ રીતે બીજાઓને જગ્યા કરી આપવાનું કહી શકતું નહિ. આવી રીતે એક બેઠક પર બે પઠાણો અને બે મેમણો એમ ચાર જણ પાંચ ઊતારુઓની જગ્યા રોકીને બેઠા હતા અને આસપાસ ડઝનબંધ ઊતારુઓ ગરમીથી અકળાતા, પરસેવાથી નીતરતા અને ગીર્દીથી ભીંસાતા ઊભા હતા. બારીઓની આડે પણ ઊતારુઓ ઊભા હતા એટલે હવાની આવજા લગભગ અટકી ગઈ હતી.

એક જુવાન રમારણ એ ભીંસાઈને ઊભેલાં ઊતારુઓમાં હતી. તેની સાથે એક પાંચેક વર્ષનો છોકરો અને છએક માસની બાળકી હતી. જાજરુ પાસેના ખૂણામાં તે સંકોચાઇને ઊભી હતી અને તેની આડે ઊતારુઓનો કોટ જામી ગયો હતો. બાઈએ બૂમ મારી: "ભાઇલા, મારું બચડું મુંઝાઈ જાય છે, તેને જરા વાયરો તો આવવા દો."

આ વિનંતિથી ઊભેલાઓએ જરા આઘા પાછા ખસવાનો યત્ન કરી જોયો પણ જવું ક્યાં અને બેસવું ક્યાં ! વેગનમાં ઠાંસી ઠાંસીને રૂની ગાંસડીઓ ભરી હોય અને પછી વચ્ચે હરવા-

ફરવાનો પણ માર્ગ ન હોય તેના જેવી એ ડબાની સ્થિતિ હતી. કોટ પાછો એમનો એમ જામી ગયો અને રબારણે ફરીથી પોકાર પાડયો: "અરે ડાડા! મારાં બેય બચડાં અકળાઈ મરે છે હોં!"

કિરીટે તુરત પોતાની જગ્યાએથી ઊભા થઈ આજુબાજુ જોયું પણ ક્યાંય જગ્યા નહોતી. પાસેની બેઠક પર પલાંઠા મારીને ગોઠવાયલા ચાર જણા તેની નજરે પડયા. તેણે કહ્યું: "ખાનસાબ! એ બાઇને જરા તમારી બાજુએ બેસવા દો. એ પાંચ જણની બેઠક છે."

એક મેમણે તુમાખીપણે જવાબ આપ્યો: "પાંચ જણની બેઠક છે ઈ કાયદો અમેં જાણીયેં છૈયેં, પણ ઈયાં જગાજ કયાં છે?"

"અરે ભલા માણુસ, જરા સંકોચાઇને બેસો. આ બેઠકમાં અમે આઠ જણ બેઠા છીએ, તો તમે પૂરા પાંચ તો બેસો." કિરીટે દલીલ કરી.

પણ ન તો કોઈ સંકોચાઈને બેઠા કે ન તો કોઈએ જવાબ આપ્યો. અર્ધી મિનિટ તેણે રાહ જોઈ પણ કોઇ ખસ્યું નહિ એટલે કિરીટને રોપ ચડયો. તેણે હાક મારીને કહ્યું: "તમે કેમ એ બાઇને જગ્યા કરી આપતા નથી? બિચારીનાં બાળકો મુંઝાય છે, તોયે તમને દયા આવતી નથી?"

સામેથી જવાબ મળ્યો: "તું એકલો જ હવે દયાળુનો દીકરો રહે ને!"

આ અપમાનથી કિરીટ છેડાયો. તેણે રેલ્વે અમલદારનું આ સ્થિતિ તરફ ધ્યાન ખેંચવા ડબાની બહાર નજર કરી, પણ આવતા જતા ઊતારુઓથી ભરેલા સ્ટેશનમાં અમલદારને શોધી કાઢવા તેની આંખ નિષ્ફળ નીવડી. એટલામાં પાંચ મિનિટનો ઘંટ વાગ્યો.

કિરીટને પોતાના રોપ કે ગુસ્સાનું કશું પરિણામ આવે એવું જણાયું નહિ. આવી સ્થિતિમાં હંમેશાં બળિયાના જ બે ભાગ હોય

છે એ સત્ય તેને સમજાઇ ગયું અને રેલ્વે અમલદારોની કાયમની બેદરકારી આવા પરાધીન દેશમાં ઊતારુઓની હાડમારી રૂપે જ પરિણમે એમાં તેને આશ્ચર્ય લાગ્યું નહિ. પણ એવાં તો અનેક સત્યો ચોપડીઓમાં અને છાપાંમાં લખવા પૂરતાં જ ઉપયોગી હોય છે. અહીં તો એક ભીંસાઈ જતી રબારણનાં બાળકોને બચાવી લેવાનો જ પ્રશ્ન ઉકેલવાનો હતો કે જેમાં પોતાની આસપાસ ઊભેલા અને બેઠેલા પોણોસો હિંદીઓમાંથી કોઈ તેનો મદદગાર બનવા તૈયાર નહોતો! હિંદીઓની આવી સ્વાર્થપ્રપંચી અને જડ મનોદશાનું નિદાન કરવાનો અત્યારે વખત નહોતો. તેણે અમલદારની મદદ મેળવવામાં નિષ્ફળતા મળતી જોઇને એ બાઇને હાક મારીને કહ્યું: "ઓ બાઈ! તું અને તારાં બાળકો બધાં અહીં આવો, હું મારી જગ્યા ખાલી કરી આપું છું."

અનેક આંખો એ પરોપકારી જુવાન તરફ પ્રશંસાનાં કિરણો સ્ફુરાવતી તાકી રહી.

"પણ ભાઈલા! અઇથી ચસકવાનો કોઈ મારગ આપે ત્યારે હું ઈયાં આવું ને?" બાઇએ લોકોના ઘેરામાંથી-ઊંડાણમાંથી જવાબ આપ્યો.

"ભાઈ, જરા આઘાપાછા ખસીને તેને અહીં તો આવવા દો!"

એક બે જણા જરા ખસ્યા, પણ બેઉ બાજુએ ખડકેલા ટ્રંકો અને બીસ્તરાનો ગંજ તેમને વધારે મોકળાશ આપે તેમ નહોતું.

એટલામાં તો ગાડી ઊપડી અને કોઇ બોલ્યું: "બોન, હવે થોડી વાર ઇમ ને ઇમ રે, આવતે ઇસ્ટેશને વાત!"

"પણ બીજું સ્ટેશન આવતાં પહેલાં એનાં બચ્ચાંનું શું થશે?" કિરીટે એ સલાહ આપનારને ગુસ્સાથી પડકાર્યો. બાઇની સ્થિતિ તેને અત્યંત અકળાવતી હતી.

તેણે અકળામણમાં આસપાસ જોયું. તુરત એક જ માર્ગ તેને સૂઝ્યો. તેણે સાંકળ ખેંચી અને તુરત પ્લેટફાર્મની બહાર ચાલી ગએલી ગાડી અટકી પડી.

"કોણે સાંકળ ખેંચી?" એમ બૂમ મારતો ગાર્ડ દોડતો આવ્યોઃ "શું છે?"

કિરીટે જવાબ આપ્યોઃ "આ ડબામાં જોઇએ તે કરતાં ઊતારુઓની બમણી સંખ્યા ગોંધાયલી છે. અમે શ્વાસ પણ લઈ શકતા નથી. પેલી બાઈ અને તેનાં બચ્ચાં મુંઝાઈ ગયાં છે."

"મિસ્તર!" ગાર્ડે આંખ ફેરવીને કહ્યું: "તેટલા માટે તમે ગાડી ઊભી રખાવી? કાયદો જાણો છો?"

"કાયદો જાણું છું અને ગીર્દી ઓછી નહિ થાય ત્યાંસુધી હું ગાડી ચાલવા દેનાર નથી."

"દેખા જાયગા!" કહી ગાર્ડ ચાલ્યો ગયો.

બ્રેક વ્યવસ્થિત કરીને ગાડી આગળ ચાલી. કિરીટે ફરીથી સાંકળ ખેંચી અને ગાડી ઊભી રહી.

પાછો ગાર્ડ આવ્યો, તેની સાથે ટ્રાવેલિંગ ટિકેટ ચેકર પણ હતો. તેણે કિરીટની ટિકેટ જોવા માંગી અને કહ્યું: "મિસ્તર! તમે કોઈ વકીલ હો તો ભલે હો, પણ રસ્તામાં રઝળી પડશો, સમજ્યા ને?"

"કુછ ફિકર નહિ." કિરીટે સામો જવાબ આપ્યો. ઊતારુઓ તેને આશ્ચર્યથી જોઈ રહ્યા.

ગાર્ડને અને ટિકેટ ચેકરને લાગ્યું કે આ સોપારી ઘણી કઠણ છે પણ તેને ભાંગવી તો જોઇએ જ. તેઓ થોડી વાતચીત કરીને ચાલ્યા ગયા. ફરીથી ગાડી ચાલુ થઈ. કિરીટે ત્રીજી વાર સાંકળ ખેંચી પણ ગાડી થોભી નહિ.

સાબરમતી સ્ટેશન આવતાં ગાર્ડ અને રેલ્વેનો પોલિસ

જમાદાર તેની પાસે આવ્યા અને તેને ટ્રેનમાંથી ઊતરી જવા કહ્યું. કિરીટ તૈયાર જ હતો. તે પોતાની બેગ લઈને ઊતરી પડયો એટલે પોલીસે તેને અટકમાં લીધો.

ગાર્ડે થોડા ઊતારુઓને એ ડબ્બામાંથી ઊતારી બીજે બેસાડયા તે કિરીટ જોયું અને તેની આંખોમાં આનંદ ચમકયો. ડબાના ઊતારુઓ બારીઓમાંથી ડોકાં બહાર કાઢીને કિરીટને જોઈ રહ્યા. તે બધી ભલે મતલબી આંખો હતી, પણ કિરીટનો અપરાધ બીજાઓના ભલા માટે હતો એટલું સમજતી એ આંખોમાં અવ્યક્ત અભિનંદન તો હતું જ.

કિરીટ યુદ્ધમાં વિજય પામેલા લડવૈયાની પેઠે ચાલતો ચાલતો દોડી જતી ગાડીમાંના પોતાના ડબ્બાને અને ડબ્બામાંથી પોતાને જોઈ રહેલી આંખોને કેટલીય વાર સુધી નિરખી રહ્યો.

"ચલો, ઇન્સ્પેક્ટરકી ઓફીસમેં." જમાદારની એ આજ્ઞાએ તેના નિરીક્ષણનો અંત આણ્યો.



## પ્રકરણ ૩

## સહાધ્યાયી મિત્રો

પોલીસ કૉન્સ્ટેબલની પાછળ પાછળ કિરીટ ચાલ્યો અને થોડી ક્ષણોમાં તે ઇન્સ્પેક્ટરની સામે આવીને ઊભો. કૉન્સ્ટેબલે ઇન્સ્પેક્ટરને વીગત કહી અને ગાર્ડની સૂચના કહી સંભળાવી કે "મી. પેસ્તનજીએ આ માણસને પ્રોસીક્યુટ કરવાનું કહ્યું છે. તેણે ગેરકાયદેસર રીતે ત્રણ વાર સાંકળ ખેંચી હતી અને બે વાર ગાડી ઊભી રખાવી હતી."

"એમ કે? ત્યારે તો તમે હવે ચાંલ્લો ભર્યા વિના આગળ મુસાફરી કરી શકશો નહિ. ચાલો, બોલો તમારું નામ, ગામ, રહેઠાણ અને કેફિયત લખાવો." ઇન્સ્પેક્ટરે એક કાગળ હાથમાં લીધો અને ખીસ્સામાંથી પેન ખેંચી કાઢી લખવાની તૈયારી કરી.

કિરીટ સમજતો હતો કે પોતે કેવી પરિસ્થિતિમાં મૂકાયો છે. તેણે કેફિયત આપવા માંડી અને ઇન્સ્પેક્ટર લખવા લાગ્યો. વચ્ચે વીગત આવી: "ચાર કમ્પાર્ટમેન્ટમાં એંશી માણસો ખડકાયલાં હતાં..."

ઇન્સ્પેક્ટરે કરડી આંખ કરીને પૂછ્યું: "એ શું બોલો છો તમે? તમે માણસો ગણ્યાં હતાં?"

કિરીટે જવાબ આપ્યો: "ગણ્યાં નહોતાં, પણ આશરે

એટલાં જ હતાં. ઉપર નીચેની બધી બેઠકો અને આવજાના બધા રસ્તા ખીચોખીચ ભરેલા હતા."

ઇન્સ્પેક્ટરે કહ્યું: "પણ તેથી એંશીની સંખ્યા કેમ લખાય? એમ લખાવો કે નિયમ કરતાં વધુ માણસો બેઠેલાં હતાં."

કિરીટે વાંધો લીધો: "હું એમ કહેતો જ નથી. તમારે એમ તો લખવું જ જોઇશે કે નિયમથી બેવડી સંખ્યામાં માણસો બેઠાં તથા ઊભાં હતાં."

ઇન્સ્પેક્ટરને એવી વિગત લખવી નહોતી. તેણે દમ ભીડાવ્યો: "લાવો તમારો સાક્ષી, તે તમારી વાતને ટેકો ન આપે ત્યાંસુધી હું એમ લખવાનો નથી."

કિરીટે કહ્યું: "સાક્ષી તો હું મેજીસ્ટ્રેટ સમક્ષ રજુ કરીશ, અહીં નહિ રજુ કરું. તમારે એમ ન લખવું હોય તો તમે ગમે તે લખી શકો છો. મારે મેજીસ્ટ્રેટ સમક્ષ એ કેફિયતનો ઇન્કાર કરવો પડશે."

"મને તમે ડરાવો છો? મેજીસ્ટ્રેટની બીક બતાવો છો! હજી તો મૂછો ફૂટે છે, એટલામાં મેજીસ્ટ્રેટના ઓળખીતા થઇ ગયા?"

આ ચડભડાટથી પેસેંજરો, પોર્ટરો અને સ્ટેશનના નોકરોનું ટોળું બહાર જામ્યું. એક જુવાન એ ટોળામાંથી અંદર આવ્યો અને બોલ્યો: "કિરીટ! શું છે?"

કિરીટે જોયું કે તે પોતાનો એક જૂનો સહાધ્યાયી હતો. "સુશીલ! તું અહીં ક્યાંથી?"

"તને ખબર નથી? હું ગુફ્રઝખાતામાં નોકરી કરું છું."

"હું તો એક ધર્મસંકટમાં આવી પડ્યો છું, સુશીલ!"

"શું છે મિયાંસાહેબ?" સુશીલે ઇન્સ્પેક્ટરની સામે જોઇને પૂછ્યું.

"પૂછોને એમને. હજી તો સ્ટેટમેન્ટ આપતાં ય તીનપાંચ કરે છે."

સુશીલ જેવો ઓળખીતો રેલ્વે નોકર આ અજાણ્યા પેસેંજરને મળી ગયો તેથી ઇન્સ્પેક્ટરને વધારે ગુસ્સો ચડયો હતો. આવા અજાણી આફતમાં સપડાયલા પેસેંજરો જ તેમની ખાનગી આવકના સાધનરૂપ બનતા, તેમાં સુશીલ અંતરાયરૂપ થઇ પડયો તે ઇન્સ્પેક્ટરને ગમ્યું નહોતું.

સુશીલે કિરીટ પાસેથી સંક્ષેપમાં આવી પડેલો પ્રસંગ જાણ્યો અને તે બોલ્યોઃ "હશે, જે થયું તે ખરું. તું એક વાર સ્ટેટમેંટ તો આપી દે."

"પણ હું કહું છું તે લખવાની સાહેબ ના પાડે છે."

સુશીલ સહજ હસ્યો અને બોલ્યોઃ "ના પાડે જ નહિ. મિયાંસાહેબ સજ્જન પુરુષ છે. ચાલ, લખાવી લે."

મિયાંસાહેબના દમદાટી હવે ઉપયોગમાં આવે તેમ નહોતું. તેમણે કિરીટની કેફિયત તેણે જેમ લખાવી તેમ લખી લીધી. છેલ્લે તેમણે કહ્યુંઃ "સો રૂપિયાના જામીન જોઇશે, નહિ તો તમારે કેસ ચાલે ત્યાંસુધી અટકમાં રહેવું જોઈશે."

કિરીટ ગુંચવણમાં પડે તે પહેલાં સુશીલ બોલ્યોઃ "લાવો જામીનખત, હું સહી કરું છું."

જામીનખત ઉપર સહી કરીને સુશીલે કિરીટને પોતાની સાથે લીધો. રેલ્વે નોકરો માટેનાં 'ક્વાર્ટરો'માં તે રહેતો હતો. રેલ્વેના પાટા ઓળંગીને બેઉ તે તરફ ચાલ્યા.

સુશીલે તાળું ખોલીને કોટડી ઉઘાડી. અંદર પ્રવેશ કરતાં કિરીટે સહજ પૂછ્યુંઃ "કેમ, ઘરમાં બીજું કોઇ નથી?"

"કોણ હોય? હું કાંઈ પરણ્યો નથી."

"પણ તારે એક બહેન તો હતી."

"હા, તે તો પરણીને સાસરે ગઈ."

કિરીટને સુશીલનો કાંઈ વિશેષ અંગત પરિચય નહોતો. કિરીટ એટલું જ જાણતો હતો કે સુશીલ અમદાવાદના અનાથાશ્રમમાં ઉછરેલો એક વણિક જુવાન હતો અને અનાથો માટેની એક વડોદરા રાજ્યની સ્કોલરશીપ મળવાથી તે વડોદરામાં હોસ્ટેલમાં રહી ત્રણ વર્ષ ભણી મેટ્રિક પાસ થયો હતો. ત્યારપછી બેઉ છૂટા પડેલા તે અચાનક મળી ગયા હતા.

સુશીલે તુરત ચાહ બનાવી અને બેઉ મિત્રો ચાહ પીતા બેઠા. કિરીટે પૂછ્યું: "ત્યારે સુશીલ! તું હજી કેમ પરણ્યો નથી?"

"પરણું તો ખરો, પણ કોને પરણું?"

"કેમ? તમારી ન્યાતમાં કન્યાઓની અછત છે?"

સુશીલે જવાબ ન આપ્યો.

"તારી બહેનનું સાસરું ક્યાં?"

"કલોલમાં."

પાછી થોડી વાર ચુપકી ચાલી.

"ઓ મિસ્ટર સુશીલ! તુમ આ ગયે?"

ઓચિંતો બહારથી કોઈ છોકરીનો મીઠો સ્વર સંભળાયો અને ક્ષણાર્ધમાં તે દોડતી અંદર ધસી આવી, પણ સુશીલની પાસે કિરીટને પણ બેઠેલો જોઈને એકદમ છોભીલી પડી ગઈ. તેના વદન પરનું રમૂજભર્યું સ્મિત ઊડી ગયું અને તે ગંભીર બનીને ક્ષણભર સ્થિર થઈ ગઈ.

કિરીટે જોયું કે તે સોળેક વર્ષની વયની કન્યા હતી; વર્ણે સહેજ શામળી પણ દેખાવે નમણી હતી. દેશી ખ્રિસ્તી છોકરીઓના જેવો જ તેનો પહેરવેશ હતો.

સુશીલે કિરીટને તેની ઓળખાણ કરાવી: "બી. બી. સી. આઈ.ના ડ્રાઈવર મિ. જોન્સનની એ પુત્રી છે. એનું નામ એલીઝા."

કિરીટે વિનયપૂર્વક એલીઝાની સામે જોઇને મસ્તક હલાવ્યું. સુશીલે કિરીટની ઓળખાણ પાડી: "આ મિ. કિરીટ મારા મિત્ર છે, અમે વડોદરામાં સાથે ભણતા."

"ઓહો! તે તમારા મહેમાન થયા લાગે છે." એલીઝાએ સ્મિત કરતાં વગર કહ્યે ખુરશી પર બેઠક લીધી.

કિરીટે રમૂજ કરી: "મહેમાન થવા તો નહોતો આવ્યો, પણ અકસ્માત મહેમાન થવાની ફરજ પડી છે."

"કેમ વારુ?"

સુશીલે એલીઝાને આખા પ્રકરણની સમજ પાડી, કે તુરત એલીઝા બોલી: "હા, હા, ફાધર જે ગાડી લઈને હમણાં ગયા તે જ ગાડી તમે થોભાવેલી કે? ત્યારે તો તેથી જ ગાડી બહુ લેટ થએલી, સમજાયું!"

"એલીઝા, ચાહ પીશ કે?"

"ઓ નો! મારે વટલાવું નથી!"

સુશીલે એલીઝાની સામે જોયું અને તુરત તે હસી પડી. મશ્કરીમાં જ તે એમ બોલેલી. પછી તો વગરપૂછ્યે તેણે પોતાને હાથે પ્યાલો રકાબી લીધાં, ચાહદાનીમાંથી ચાહ રેડી ને પીધી, અને પછી વગર કહ્યે જ ત્રણે પ્યાલા સાફ કરી પાછા અભરાઈ પર ગોઠવી દીધા.

"અચ્છા, અબ મૈં જાતી હૂં." એમ કહેતી એલીઝા તુરત ચાલી ગઈ.

સુશીલે કહ્યું: "બહુ શાણી વિવેકી અને રમૂજી છોકરી છે, નહિ?"

"ખરેખર, પરકોમની હોવા છતાં કેવો સરસ પડોશીભાવ!"

સુશીલે હસીને કહ્યું: "તે કરતાં જરા વિશેષ વાત છે. તે મને પરણવા ઇચ્છે છે, મારે તેને પરણવું નથી!"

"એ તેની ઇચ્છા તો મૂર્ખતાભરી કહેવાય. તું વણિક અને એ ખ્રિસ્તી. તું વટલાય, એ કાંઈ ન વટલાય, અને જેને વટલાવું ન હોય તે એવું લગ્ન ન કરે, એટલું પણ તેના ખ્યાલમાં નથી આવતું ?"

સુશીલે તુરત જવાબ તો ન આપ્યો પણ થોડી વાર રહીને કહ્યું: "એલીઝા મૂર્ખ નથી. તે મને વટલાવાનું કહે છે તે કારણ વિના નથી."

"એટલે ?" કિરીટ ચમકયો.

"મારે પરણવું હોય તો વટલાવું જોઈએ એમ તે અને હું બેઉ માનીએ છીએ, પણ મારે વટલાઈને પરણવું નથી."

કિરીટ વધુ ચમકયો. તેને એમ તો લાગ્યું કે સુશીલની સામાજિક પરિસ્થિતિમાં કાંઈક ભેદ છે. તે પૃચ્છક દૃષ્ટિથી સુશીલના વદનને નિરખી રહ્યો.

"અમો ભાઈ–બહેનની માતા છે, પણ પિતા કોણ છે તે અમે જાણતાં નથી. માતા વિધવા થયા પછી અમે ભાઈ–બહેન એકી સાથે અનાથાશ્રમમાં જન્મેલાં."

કિરીટ એ એ જ વાક્યમાં સુશીલની સ્થિતિ સમજી ગયો. એવું રહસ્ય પોતા પ્રત્યે પૂર્ણ વિશ્વાસ રાખીને નિખાલસ ભાવે સુશીલે કહ્યું તેથી તેના પ્રત્યે કિરીટનો વિશેષ સદ્‌ભાવ પ્રકટયો. તે સહાનુભૂતિપૂર્ણ સ્વરે બોલ્યો: "પણ તું કહે છે કે તારી બહેન પરણી શકી છે, તો તું કેમ વણિક કોમની કોઇ કન્યા ન મેળવી શકે ?"

સુશીલે જવાબ આપ્યો: "એ જ આપણી ન્યાતજાતની અદ્‌ભુત વિષમતા છે ને ! અમે પોરવાડ વણિક ગણાઇએ. એ જ્ઞાતિનો પુરુષ કોઈ પણ ભાણેખપતી વણિક જ્ઞાતિની કન્યાને પરણીને ન્યાતમાં અપનાવી શકે છે, પણ ભાણે ખપતા વરને પોતાની

કન્યા કોઈ આપી શકે નહિ!"

"કન્યાઓ પરણવાના સ્વાર્થ પૂરતાં જ આપણાં જ્ઞાતિબંધારણો રહ્યાં છે એનો આ એક જ પુરાવો."

"એટલું જ નથી. પરણ્યા પછી મારી બહેન કોઈવાર મારે ત્યાં આવી નથી, અને એ બહેનનો હું ભાઈ પણ રહી શક્યો નથી. એને ઘેર જઈને એની સાથે હું વાતચીત કરું તો એના કુટુંબની કુલિનતાનો હ્રાસ થઈ જાય છે! બનેવીની પેઠે બહેન પણ હવે તો એમજ માને છે કે તે મારી બહેન છે એવી ઓળખાણ પણ કોઈ ન જાણે તો જ વધુ ઠીક! જ્યાં મારી સગી બહેન મારી ન રહેવા ઇચ્છે, ત્યાં કોઈ વણિક કન્યા મને પરણવાની તો હા શાની કહે? એ જ સ્થિતિને કારણે એલીઝા મને ખ્રિસ્તી બની જઈને પોતા સાથે લગ્ન કરવાને આગ્રહ કરે છે."

"પણ સુશીલ! કોઈ વણિક વિધવા શું તને ન મળી શકે? તો તારે વટલાવાની જરૂર ન રહે."

"વણિકોમાં પુનર્લગ્નનો રિવાજ નથી."

"તે હું જાણું છું, પણ કન્યા ન મળે તો વણિક વિધવા શું ખોટી? અને હવે તો એવાં લગ્નો દેશના કાયદા મુજબ જરા યે વાંધાપડતાં રહ્યાં નથી."

"એ બધું ખરું; છતાં જો મારે વણિક જ્ઞાતિના રીતરિવાજની વિરુદ્ધ જ થઈને પરણવું હોય તો વણિક વિધવા કે ખ્રિસ્તી કન્યા બેઉ સમાન જ છે. બેઉ રીતે હું વણિક જ્ઞાતિમાંથી તો બહિષ્કૃત જ થઉં છું."

"આજે ય જ્ઞાતિમાંથી તું બહિષ્કૃત ક્યાં નથી?"

"બહિષ્કૃત છું અને બહિષ્કૃત રહીશ પણ......પણ......"

એ આગળ બોલતાં અચકાઇ ગયો. બહાર કોઇ બાઇ આવી હતી.



## પ્રકરણ ૪

## ડાકોરમાં

"કેમ સુશીલભાઇ! કાંઈ કામકાજ?"

"આવો માજી! કશું કામકાજ નથી. આજે તો અચાનક મારા એક વડોદરાવાસી મિત્ર આવ્યા છે."

"ઠીક-ઠીક."

બાઈ પચાસેક વર્ષની વયની હતી. વિધવા હતી. ઘડપણે તેના ઉપર કાંઈક વહેલો પ્રહાર કરવા માંડ્યો હોય એમ તેની મુખમુદ્રા પરથી દેખાતું હતું. કિરીટને લાગ્યું કે સુશીલ એકલો પણ અત્યંત માયાળુ હોવાથી સ્વજનો જેવાં જ મમતાવાળાં પડોશીઓ તેને મળી ગયાં છે.

બાઇએ ઓરડામાં ફરીને ચોમેર દૃષ્ટિ કરી. બધું સુવ્યવસ્થિત હતું એટલે તેને પોતે કશું કરવા જેવું હોય તેમ ન લાગ્યું. તે બહારના ખંડમાં ગઈ અને તેણે સુશીલને બોલાવ્યો. બેઉએ થોડી વાતચીત કરી અને સુશીલ પાછો કિરીટ પાસે આવીને બોલ્યો: "કિરીટ! મારી સાથે ડાકોર આવીશ? કાલે આપણે દસ વાગ્યા પહેલાં પાછાં આવી જઈશું."

"કેમ વારુ એકાએક?"

"માજીને ડાકોર જવું છે, અને મેં તેમની સાથે જવા વચન

આપેલું. આજે હવે તે તૈયાર થયાં છે એટલે મારે તો જવું જોઇશે."

"તો પછી હું યે સાથે આવીશ; અહીં એકલો બેસી રહીને શું કરું? પણ મારો કેસ ક્યારે ચાલવાનો?"

"કાલે આપણે તેની તપાસ કરીશું. વારુ, ત્યારે માજી! આપણે બપોરે એકની ગાડીમાં જઈશું."

સુશીલ તુરત બહાર ગયો. ડાકોર જવા માટે એક દિવસની રજા લેવાની તેને જરૂર હતી. માજી ઓછાબોલા સ્વભાવનાં હતાં એટલે આ અજાણ્યા જુવાન સાથે વાતો કરીને વખત ગાળવાને બદલે બહારના ખંડમાં એક ચટાઈ પાથરીને તે ઉપર બેસી વિષ્ણુ-સહસ્ર નામની ચોપડી કાઢી મૌન પાઠ કરવામાં રોકાઈ ગયાં.

થોડી વારે એક ખુલ્લા શરીરવાળો અને મેલું ધોતિયું પહેરેલો છોકરો એક ટીફીન બાસ્કેટ મૂકી ગયો, અને તુરત સુશીલ પણ પાછો આવ્યો.

સુશીલે બે ભાણાં પીરસ્યાં. કિરીટે સંભારી આપ્યું કે "માજીનું ભાણું કેમ નહિ?"

સુશીલે મ્હોં મલકાવીને કહ્યું: "એ નહિ જમે ડાકોર-નાથનાં દર્શન કર્યા પહેલાં."

બેઉ જમ્યા. એટલામાં એક ઠાકરડાની છોકરી આવી. વાસણ બાસ્કેટ માંજીને મૂકી ગઈ અને ઓરડામાંથી કચરો કાઢી ગઈ. કિરીટે જોયું કે સુશીલને રહેવાખાવાની તકલીફ પડતી નથી, પણ બિચારાને મનમેળાપનું કોઈ સાધન નથી. એલીઝા વણિક છોકરી હોત તો સુશીલ જરૂર સંપૂર્ણ સુખી હોત.

બપોરની ગાડીમાં ઊપડીને ત્રણે જણાં સાંજે ડાકોર પહોંચ્યાં. માજીનો એક ગોર હતો, તેમને ત્યાં મુકામ કર્યો. માજી દર્શન માટે ગયાં પણ સુશીલ અને કિરીટ તો ગોરને ત્યાં જ મેડા પર ગોદડું પાથરીને વાતોમાં વખત ગાળવા લાગ્યા.

થોડી વારમાં માજી આવ્યાં. તેમની સાથે એક બ્રાહ્મણ હતો.

માજી અને બ્રાહ્મણ સુશીલની પાસે બેઠાં. સુશીલે પૂછ્યું: "કેમ માજી?"

"આ ભાઇ વાત કહે તે સાંભળી લે."

કિરીટ અને સુશીલે બ્રાહ્મણ સામે જોયું. સાઠેક વર્ષની તેની વય હતી, શ્યામ અને કરચલીવાળું તેનું મ્હોં હતું, માથે ઊડી ગએલા કીરમજી રંગની પાઘડી હતી, મેલું ધોતીઉં હતું અને પંદરેક દિવસની વધેલી હજામત હતી. જો માથે પાઘડી અને કપાળમાં તિલક ન હોત તો તેને કિરીટે ઠાકરડો જ માની લીધો હોત.

પરન્તુ જેટલો તેનો દેખાવ ઘૃણાજનક હતો, તેટલી કઠોર તેની વાણી નહોતી. બોખા મ્હોંમાંથી પણ વાગ્ધારા છૂટવા લાગી ત્યારે કિરીટ ચકિત થયા વિના રહ્યો નહિ.

તે બોલ્યો: "જુઓ, અમારી પાસે દગાફટકાની વાત નથી; સીધી અને ચોખ્ખી વાત છે; અને માજીના ગોર રહ્યા પૂર્ણાનંદભાઈ, તેમની પાસે અમારાથી જરાય ખોટી વાત કહી શકાય નહિ. સાંભળો, વાણીયાની ચાર કન્યાઓ મારી પાસે છે. બે તેર વરસની, એક પંદરની અને એક સત્તરની; સત્તરની રાંડેલી ખરી."

"કન્યાઓ અને તેમનાં માબાપ-વડીલ બધાં અહીં જ છે?" સુશીલે પૂછ્યું.

"અરે! એમાં તે કશી ખામી હોય? બધાંય અહીં છે. તમે કહો તો કલાક પછી લગ્ન કરી આપું અને સવારે તમારે ત્યાં થઈ જાય વરવધૂનું પોખણું, પછી શું?"

"વિધવા તો અમને ન જોઇએ."

"તો કુંવારી કન્યાઓ તૈયાર છે. ખર્ચ પણ કાંઈ ખાસ વધુ પડતું નહિ થાય. કોઈના પાંચસો ને કોઈના સાતસો. મને તો તમારે જે આપવું હોય તે આપજો. કહો તો કન્યાઓ દેખાડું."

લગ્નોને નામે કન્યાઓનાં વેચાણ થાય છે અને તેમાં ન્યાત-જાતની અને બીજી ઠગાઈઓ ચાલે છે એવું કિરીટે ઘણી

વાર વાંચ્યું હતું. માજી સુશીલને અહીં શામાટે લાવ્યાં હતાં તે તો કિરીટ સમજી ચૂકેલો જ હતો, પણ સુશીલ કોઇની ઠગાઇનો ભોગ ન બને અને આ મીઠાબોલો દલાલ તેને ફસાવે નહિ તેની કિરીટને કાળજી થવા લાગી.

સુશીલ કાંઇ બોલે તે પહેલાં કિરીટ બોલ્યો: "મહારાજ! ત્યારે એમ કરો. કન્યા અને તેનાં માબાપ-વડીલ જે કોઈ હોય તેને અહીં મોકલો. આપને તો જે વાજબી હશે તે આપીશું અને બીજી બધી વ્યવસ્થા અમે એમની સાથે સીધી રીતે જ કરી લઇશું."

મહારાજ હસ્યા, જાણે કિરીટને તે બાલિશ અને વહેવારમાં નહિ સમજનારો માનતા હોય. તેમણે કહ્યું: "આપનાથી એ કોઈ રીતે પાર ન પડે, સાહેબ! એ તો અમારું જ કામ. અમે પાઇએ એટલું જ ભૂ તે પીએ."

"એક વાર અમે એમની સાથે વાત કરીએ; એમ ન પતે તો પછી અમે આપનું શરણ લીધું છે તે કાંઈ છોડવાના છીએ?" કિરીટ પણ મહારાજને મીઠું લાગે તેવું સ્મિત કરતો બોલ્યો.

"ભલે સાહેબ! આપની એવી ઇચ્છા હોય તો એમ. કઈ કન્યા પસંદ કરી?"

સુશીલ બોલ્યો: "જોયા વિના પસંદગી કેવી રીતે થાય?"

"હું એમ પૂછું છું કે આપને તેર વર્ષની કન્યા જોઇશે કે પંદરની?"

"પંદર વર્ષની."

"ઠીક."

મહારાજ ઊઠ્યા, અને દાદર ઊતરી ચાલ્યા ગયા. માજીને ગોરે નીચે બોલાવ્યાં એટલે તે પણ ગયાં. નીચે ગોર અને પેલા દલાલ મહારાજ ઊભા હતા. દલાલે કહ્યું: "માજી! તમારો છોકરો હોશિયાર છે પણ આવા લગનના કામમાં બહુ ચીકાશ કરશે તો

રહી જશે. સીધી વાત ગોઠવી લેવાનું કહે છે તે હું તો ન થવા દઉં પણ આ પૂર્ણાનંદભાઈનું મ્હોં આડું આવે છે."

માજીએ કહ્યું: "છોકરાનું મન માને તેમ થવા દો. તમને જોઈશે તો સો રૂપિઆ હું ખાનગીમાં આપીશ."

મેડા પર એકલા પડેલા મિત્રોમાં પણ એ જ વાત ચાલતી હતી. ગોર પાકો છે, ચબરાક છે, પણ સીધી ગોઠવણ તેને ખૂંચે છે, એ બેઉ જણ સમજી ગયા હતા.

કિરીટે પૂછ્યું: "સુશીલ! આ માજી કોણ?"

"એ જ મારાં માતુશ્રી. પણ તેમની ઈચ્છા એવી છે કે મારે કોઈને તેમની ખરી ઓળખાણ ન આપવી. મારી માતા મરણ પામી છે એમજ હું બધાને કહું છું."

"અદ્‌ભુત વાત છે. માતાના જેટલું જ વાત્સલ્ય છે તેમનું, છતાં તે જાહેર થવા દેતાં નથી!"

પણ તેનો મર્મ સમજતાં કિરીટને વાર લાગી નહિ. એ પતિત લેખાતી માતા પોતાની જાતને અંધકારમાં ડુબાવી દઈને પુત્રને સુખી અને ઘરબારી કરવાની ઝંખના સેવતી હતી, એટલું જ નહિ પણ પુત્રને સમાજની દૃષ્ટિએ પતિત લેખાવા દેવા ઈચ્છતી નહોતી એ કિરીટે જોયું. તે તેને વણિક જ્ઞાતિની જ કુંવારી કન્યા પરણાવવા ઈચ્છતી હતી અને સુશીલ પણ એવું જ ઈચ્છતો હતો; પણ જ્યાં વણિક ન્યાતો અને વણિક સમાજ જરાયે ઉદારતાથી વર્તવા તૈયાર નહોતાં, ત્યાં એ માતાપુત્રના અભિલાષ પાર પડશે કે કેમ તેની કિરીટને શંકા હતી.

તે વિચાર જ કરતો હતો, એટલામાં પેલી પંદર વર્ષની કન્યા અને તેનો ભાઈ આવ્યાં. કિરીટનું ધ્યાન તે તરફ ગયું. કન્યા પુખ્ત વયની હતી, શરીરે દુબળી હતી, દેખાવે સાધારણ હતી, ગરીબાઈ તેનાં વસ્ત્રોમાંથી ડોકિયાં કરતી હતી, અને લજ્જાથી તેનું

વદન નીચું ઢળી ગએલુ હતુ. કિરીટ તેની આંખોમાંની તરલતા કે સરલતા જોવા ઇચ્છતો હતો, પણ તેની ઇચ્છા પાર પડી નહિ. ભાઇબહેન એક બાજુએ જઇને બેઠાં. કન્યાએ તો ઊંચી આંખ પણ કરી નહિ.

"કેમ શેઠ સાહેબ?" કન્યાના ભાઇએ પૂછ્યું: "આપ જ અમદાવાદથી આવો છો?"

ત્રીસેક વર્ષની એની ઉંમર હતી. કાઠિયાવાડના કોઇ ગામડામાંથી તે આવેલો હોવો જોઈએ એમ તેનાં પાઘડીકપડાં ઉપરથી કળી શકાતું હતું.

સુશીલે જવાબ આપ્યો: "હા, અમે જ અમદાવાદથી આવ્યા છીએ. તમારું વતન કયું?"

"ભાવનગર પંથકમાં સારસિયા ગામ."

"તમે કન્યાના ભાઇ છો કે?"

"જી હા!"

"કન્યા તો અમને પસંદ છે, પણ તમે કાંઈ વાત કરો તો સમજ પડે."

કિરીટે સૂચના કરી: "સુશીલભાઈ! એની વાત તો તમે ઓરડામાં જઈને જ કરી લ્યો તો સારું."

"હા, એ જ ઠીક છે." એમ કહેતો સુશીલ ઊઠયો અને કન્યાનો ભાઈ પણ તેની પાછળ ગયો.

કિરીટને એ રીતે જોઇતી એકાંત મળી. તેણે કન્યાને પૂછ્યું: "બહેન, તમારું નામ શું?"

"સંતોક."

"તમારી ઉંમર?"

"પંદર–સોળ વરસ."

"કાંઈ ભણ્યાં છો?"

સંતોકે માથું હલાવી નકાર સૂચવ્યો.

"તમારે માબાપ નથી?"

ફરીથી નકાર.

"તમારી સાથે આવ્યા છે એ તમારા સગા ભાઈ થાય?"

તત્ક્ષણ સંતોકની આંખોમાંથી ડળક ડળક આંસુ ખરી પડ્યાં અને એ કોઈ જોઇ જશે એવા ભયથી તેણે તુરત લૂછી નાંખ્યાં.

કિરીટને વહેમ પડ્યો. તેણે તેને ધીરજ આપી: "જરા યે ગભરાશો નહિ. તમારી ઇચ્છા ન હોય તો અમને તમારો ખપ નથી."

"હું પરણેલી છું; એ જ મારા ..."અને બાકીના શબ્દો તે ગળી ગઈ.

કિરીટ આભો બન્યો. એક જ વાતે તેને ઉશ્કેરી મૂક્યો: "શું આ બદમાશ પોતાની પત્નીને વેચવા આવ્યો છે?"

તેણે સંતોકને કશું વધારે પૂછ્યું નહિ. તે પણ આંસુ લૂછી, મ્હોં નીચું ઢાળી પૂર્વવત્ સ્વસ્થ બની ગઈ હતી.

સુશીલ અને તેની સાથેનો વાણિયો વાત કરીને બહાર નીકળ્યા. સુશીલે કિરીટને અંગ્રેજીમાં કહ્યું: "હજાર રૂપિયા અને પાંચસોનાં ઘરેણાં માંગે છે."

કિરીટે અંગ્રેજીમાં જવાબ આપ્યો: "પણ તને ખબર નથી કે તેં એના પરણેલા પતિ સાથે જ વાત કરી છે!"

"શું?!" સુશીલ એકદમ ચમક્યો. તે પણ ઉશ્કેરાયો, પણ વાણિયાના કળવામાં કશું ન આવે તેટલા માટે કિરીટે તેને કહ્યું: "ઠીક, તમે જાઓ, અમે હમણાં તમને જવાબ મોકલીએ છીએ."



## પ્રકરણ ૫

## અંગારા વરસે ત્યારે...

અંતોક અને તેનો પતિ ગયાં કે તુરત દલાલ ઝબકયો. "કેમ પસંદ છે ને?" એજ તેનો પહેલો પ્રશ્ન હતો. કિરીટ અને સુશીલ આ દલાલનાં કારસ્થાન ઉપર ગુસ્સે થએલા જ હતા, પરન્તુ અત્યારે એ ગુસ્સો પ્રકટ કરવામાં કશો સાર નહોતો એમ તેમને લાગ્યું. સુશીલને તો આ એક જ કારસ્તાન ઉપરથી એટલો કંટાળો આવ્યો કે તેને અમદાવાદ પાછા નાસી જવાનું મન થયું; પણ માતાને સંતુષ્ટ કરવાને તેનાથી એ એ સાહસ થઈ શકે તેમ નહોતું.

કિરીટે જ દલાલને જવાબ આપ્યોઃ "પસંદ તો છે પણ ખરચ બહુ થાય તેમ છે. બીજી કન્યાઓ છે તેમ તમે કહેતા હતા ને?"

"બીજી બે છે. પણ તમે ખર્ચથી ડરશો તે નહિ ચાલે. રાંડેલી જોઈતી હોય તો સસ્તે પતે, પણ કુંવારી કન્યાના તો દામ ખર્ચવા પડશે. તમારે માટે તો મોટી જ કન્યા ઠીક છે, આવતાં વાંત ઘરનો બાર ઉપાડી લેશે."

'પણ અમારે તો અમારી ગુંજાશ પ્રમાણે કામ કરવાનું રહ્યું."

"ગુંજાશ ક્યાં ઓછી છે?" તેણે સૂચક સ્મિત કર્યું: "રેલ્વેની નોકરી, પચાસનો પગાર અને દોઢસોની...એ બધું ક્યાં મારી

જાણે બહાર છે? નકામાં ફોતરાં ખાંડો છો! હું તો બીજી કન્યાઓએ બતાવીશ, પણ તેમ કરવાને બદલે હું આપું છું તે જ લઈ જાઓ."

સમજાવણી છતાં આ બેક જુવાનિયાનું મન માનતું નથી એમ જોઈને તે ઊઠયો અને કહેતો ગયોઃ "ત્યારે બીજી કન્યાઓને અને તેમનાં માબાપને તમારી પાસે મોકલું છું."

થોડી વાર થઈ અને એક ડોસો આવ્યો. તેની સાથે તેર-ચૌદ વર્ષની એક છોકરી હતી તેને ખોટાં ઘરેણાં અને રંગીન નવાં કપડાં પહેરાવેલાં હતાં. શ્યામ વર્ણ, દુર્બળ મુખ અને ઘરેણાં કપડાંમાં સજ્જ થએલી છોકરીને જોતાં જ કિરીટને ઘૃણા ઉપજી. દુકાનના 'શો કેસ'માં ટાપટીપ કરીને ગોઠવી રાખેલી એક પૂતળીનો જ તેમાં તેને ભાસ થયો.

"કેમ શેઠજી! કૃષ્ણરામ મહારાજે મને મોકલ્યો છે." એ દલાલનું નામ કૃષ્ણરામ હતું તે તેમની જાણમાં પહેલી જ વાર આવ્યું.

"હા બેસો. આ જ છોકરી કે? ઉંમર કેટલી?"

"ચૌદ વર્ષ થઈ ગયાં. મારી ભત્રીજી થાય!" ડોસાએ કહ્યું.

"કેમ બહેન! તારું નામ શું?"

"ઉજરીસ્તો!"

અને છોકરી સાથેની વધુ વાતચીત ઉપરથી કિરીટે જોયું કે એ છોકરી વાણિયાની હતી જ નહિ, વાઘરી કે ઠાકરડાની જ હોવી જોઈએ. છોકરી બરાબર પઢાવેલી, અને સવાલનો તડાક જવાબ આપનારી હતી. તેની આંખમાં અસાધારણ તરલતા હતી, જાણે કે પોતે જે દગામાં ભાગ ભજવી રહી છે તેનો તેને બરાબર ખ્યાલ હોય! તેનું મૂલ્ય ૫૦૦થી વધુ નહોતું.

સુશીલને હવે શરમ આવતી હતી. પોતે એક માનવપશુને

શુક્રવારના બજારમાથી વેચાતું લેવા આવ્યો છે, અને તેને પોતે જીવનસ્વામી બનાવવા ઇચ્છે છે, એ વિચાર તેને ગભરાવતો હતો, પણ લીધેલો વેશ પૂરો કર્યા વિના હવે છૂટકો નહોતો. તે ચૂપ બેસી રહેવા લાગ્યો એટલે તેની વતીનો બધો ભાગ હવે કિરીટને ભજવવો પડતો હતો.

એ ડોસાને રજા આપવામાં આવી, કે તુરત એક પ્રૌઢ વયનું જોડું બારેક વર્ષની એક છોકરીને લઇને આવ્યું. છોકરી તદ્દન ગભરુ હતી, માત્ર તે લગ્નના બજારમાં વેચાવા આવેલી વાછડી રૂપ જ હતી. તે આવ્યાં એટલે કિરીટે તેમને પહેલો જ પ્રશ્ન કર્યોઃ "તમે વાણિયા છો ?"

"હા ભાઇ !" પુરુષ બેસી રહ્યો અને બાઇએ જવાબ આપ્યો.

"આ છોકરી પરણાવવા જેવડી નથી."

"હા ભાઈ, પણ શું કરીએ ? અમારો છૂટકો નથી."

"કેમ ?"

"ઘરમાં ખાવા દાણો રહ્યો નહિ, ત્યારે બીજું શું કરીએ ? ગામડું ગામ, વેપારધંધો રહ્યો નહિ, એટલે દીકરી ઉપર નજર ગઇ." એટલું કહેતાં ય બાઈને શરમ આવતી હોય એમ જણાયું.

"કાંઇ મજૂરી કરો, ભીખ માંગો, પણ દીકરીના દેહનું તો કલ્યાણ કરો !"

"ભાઇ ! કહ્યું છે કે અંગારા વરસે ત્યારે છોરુ આડાં ધરે, એવી અમારી દશા છે."

"હેં, હેં !" કિરીટ ચમકી ગયોઃ "એ તમે શું બોલ્યાં? અંગારા વરસે ત્યારે છોરુની ઓથ કરીને માવતર જીવ બચાવે ? તમે માણસની વાત કરતાં નથી, માણસ હોય તે કદાપિ એવું ન કરે. માણસ તો અંગારા વરસે ત્યારે છોરુને પોતાની ઓથ કરી આપીને બચાવી લે ! જાનવર કદાચ છોરુને આડાં ધરીને પોતાનો બચાવ કરતાં હશે. એક વાંદરીની વાત મેં સાંભળી છે.

પાણીના હોજમાં એક વાંદરીને બાંધી હતી અને હોજમાં પાણી વધતું જતું હતું. વાંદરી પાસે પોતાનું બચ્ચું હતું. જેમ જેમ હોજમાં પાણી વધતું ગયું તેમ તેમ વાંદરી બચ્ચાંને ઊંચું લેતી ગઈ અને છેવટે તેણે તેને પોતાની ખાંધ પર લીધું. પણ તે કરતાં પણ હોજમાં પાણી વધ્યું અને વાંદરીનું મોં ડૂબવા લાગ્યું કે તુરત વાંદરી બચ્ચાને પગ નીચે પછાડી તેના શરીર પર પોતે ઊંચી થઈને ઊભી અને પાણીમાં ડૂબતાં બચવા મથી! પણ તમારા જેવાં માણસ કાંઈ વાનર નથી, તમારાથી છોરુ આડાં ન ધરાય!"

કિરીટને લાગ્યું કે અજાણ્યાં માણસોની સાથે પહેલા જ પરિચયે પોતે જોઈએ તે કરતાં વધુ વાચાળ બન્યો હતો, પરંતુ છોરુ આડાં ધરીને પોતાનો બચાવ શોધતાં આ માવતરની વાત ઉપર તેને બહુ લાગી આવ્યું હતું, તેથી તેની લાગણીનો ઊભરો વાણી દ્વારા માર્ગ શોધ્યા વિના રહ્યો નહિ.

તે જ્યારે બોલતો અટક્યો ત્યારે છોકરી તેના મોં ભણી નિર્દોષતાથી જોઈ રહી હતી અને તેનાં માબાપ નીચું મોં ઢાળીને આંખમાંથી પાણી વહાવતાં હતાં.

થોડી વાર સુધી મૌન ચાલ્યું. કિરીટે પુરુષને પૂછ્યું: "તમે કોઈ પણ પરન્યાતના વણિકને તમારી પુત્રી પરણાવો તો તમે ન્યાત બહાર ન થાઓ?"

પુરુષે જવાબ આપ્યો: "થઈએ, પણ અમારે કાંઈ ન્યાતમાં બીજાં દીકરાદીકરી પરણાવવાં નથી. અને ભૂખે મરીને ન્યાતમાં રહીને ય શું કરીએ?"

કિરીટને લાગ્યું કે આ એક આર્થિક કોયડો હતો, અને તેનો ઉકેલ કરવા માટે આ કુટુંબને પૈસાની મદદ કરવી જોઈએ, કિંવા તેને સુખે પેટ ભરી ખાવા માટેની જોગવાઈ કરી આપવી

જોઇએ. તેણે પૂછ્યું: "તમને પેટપૂરતો ધંધો મળે, તો તમે દીકરીને પાંચ વરસ સુધી કુંવારી રાખો ખરા ?"

"હા, ભાઈ સાહેબ. અમારે બીજું કશું જોઇતું નથી. વકરમ કરવા આવ્યાં છીએ તે શું અમે નથી જાણતાં ?" પુ: દ્રવતા કંઠની એ વાણી હતી.

"તો તમે પરોઢમાં સ્ટેશન પર આવજો." કિરીટે કહ્યું પણ એની વાતચીત પરથી લાગણી થઈ આવી હતી.

"ભલે શેઠ! હું માનીશ કે ડાકોરમાં મને ખરા ડાકો મળ્યા."

"હવે તમે જાઓ. કૃષ્ણરામ પૂછે તો કહેજો કે હજી નક્કી થયું નથી."

"કહીશ, પણ તેની પાસેથી મેં પાંચ રૂપિયા ઉછીના છે અને જો તે જાણશે તો મને સ્ટેશન પર નહિ આ દે!" પુરુષે પોતાની લાચારી બતાવી.

કિરીટે દસ રૂપિયાની નોટ કાઢીને તેના હાથમાં મૂકી સંતોષ થયો અને ત્રણે જણાં ચાલ્યાં ગયાં.

સુશીલ તો હવે કન્યાઓ જોઇને ધરાઇ ગયો હતો. વણિક કોમની કન્યા જ પોતાને પરણાવવાનો માતાનો આગ્રહ ડંખતો નહોતો, સમાજમાં રહેવા માટે એવા લગ્નની આવશ તેને પણ લાગતી હતી, પરન્તુ એવું લગ્ન આવી રીતે, સંસ્કારહીન કન્યાને ખરીદીને કરવું એ તેને પોતાના મનુષ્ય હીનતા લાગતી હતી. તે જીવનભર કુંવારો રહેવા તૈયાર પરન્તુ પૈસા ખર્ચીને એક કામગરી વેચાતી લેવાની તેની નહોતી. તેણે માતાને કહ્યું: "આવી સૃષ્ટિનો હું માનવી માટે મને આવી રીતે પરણાવવાનો આગ્રહ જવા દો."

કપિલાની આંખમાં આંસુ આવ્યાં. પુત્રીને પરણાવીને

જેવો સંતોષ અનુભવ્યો હતો તેવો સંતોષ તે પુત્રને પરણાવીને અનુભવવા ઇચ્છતી હતી. આ ઇચ્છાનું મૂળ અનેરું હતું. પતિતાવસ્થાનાં આ બેઉ સંતાનો હતાં અને જીવનમાં તેઓ જ્યારે જ્યારે સમાજમાં કે સંસારમાં મુસ્કેલીઓ અનુભવે ત્યારે ત્યારે તેઓ પોતાની માતાને–પોતાની પતિત જન્મદાત્રીને જ ગાળો દીધા કરે, એ સ્વાભાવિક હતું. સંતાનોની એવી ગાળો અને નિરાશાની કલ્પના કરતાં તે કમકમી જતી હતી. અનાથાશ્રમમાં તેણે વીસબાવીસ વર્ષ ગાળ્યાં હતાં. પોતાની જન્મદાત્રીને ગાળો દેતાં પુત્રપુત્રીઓનો તેને પરિચય હતો. એક જ કારણે તેમનાં ઓશિયાળાં બની જતાં મોં કપિલાએ ઘણી વાર જોયાં હતાં અને તે વખતે તેને પોતાનાં સંતાનો તથા તેમનાં ય સંતાનોની વેલની કલ્પના આવ્યા સિવાય રહેતી નહોતી. પોતે સમાજમાં હીણાઈ તેની હવે તેને ચિંતા નહોતી, પરંતુ પોતાના ભવિષ્યનો વેલો નિષ્કલંક બનેલો જોવાની તેને અત્યંત ઉત્કંઠા હતી. એ જ કારણથી પોતે બેઉ સંતાનોની માતા તરીકે પણ જનતામાં ભૂલાઇ જવા ઇચ્છતી હતી, છતાં એ વાત્સલ્યના ઊભરાથી તો સંતાનોને ન્હવરાવ્યા વિના તેનાથી રહી શકાય કેમ ?

કપિલા નિરાશ થઇ. બધી કન્યાઓની વીગત જાણી ત્યારે તેને પણ લાગ્યું કે આ ઠીક થશે નહિ. સુશીલને પરણાવવાના બીજા માર્ગોના સંશોધનની કલ્પનાઓ કરતી તે સૂઇ ગઇ.

પરોઢમાં રવાના થવાનું હતું એટલે સુશીલ અને કિરીટ વહેલા ઊઠ્યા. કિરીટ મ્હોં ધોતો હતો એટલામાં પેલો વાણિયો દોડતો આવ્યો અને બોલ્યોઃ "શેઠ સાહેબ! કૃષ્ણરામે તો જંગ મચાવ્યો છે! તે અમને ઘરમાંથી નીકળવા જ દેતો નથી અને કહે છે કે મારી પૂરી દલાલી ચૂકવીને જાઓ, પછી છોકરીને પરણાવો કે ન પરણાવો તે મારે જોવાનું નથી!"

કિરીટ અને સુશીલ એક બીજાનાં મ્હોં સામે જોઈ રહ્યા. તીર્થનો બ્રાહ્મણ, અને વળી કન્યાઓના વેચાણની દલાલી કરનારો, તેને ઠેકાણે લાવવાનું કામ સહેલું નહોતું તે તો બેઉ સમજી ગયા હતા; પરન્તુ આ દુઃખી વાણિયાને આમ જ છોડીને પોતે ચાલ્યા જશે તો પાછળથી એ કૃષ્ણરામ છોકરીને વેચાવ્યે જ છોડશે એમ કિરીટને લાગ્યું અને પેલી ગભરુ છોકરીનું મ્હોં તેની દૃષ્ટિ આગળ તરવર્યા જ કરતું હતું.

બેઉ મિત્રો કૃષ્ણરામને ત્યાં ગયા, અને તેને સમજાવવાનો યત્ન કરવા લાગ્યા, પરંતુ તે સમજે તેમ હતું જ નહિ. "તમે મારી દલાલી ખોટી કરાવીને પાછળથી પરણી જવા માટે એને લઈ જાઓ છો એમાં મને જરાય શંકા નથી." એમ તેનું કહેવું હતું.

સુશીલે સોગંદ ખાધાઃ "એ છોકરી મને સગી બહેન બરાબર છે."

પણ એ રીઢા દલાલે જવાબ આપ્યોઃ "અરે, એવી બહેનો કહેનારા તો બહુએ પરણી ગયા અને આ હાથે પરણાવી પણ દીધા!"

"ગેરકાયદેસર અટકાયતની ફરિયાદ નોંધાવી દે સુશીલ!" કિરીટે આંખ ફેરવીને કહ્યુંઃ "તારે ઉતાવળ હોય તો જજે, મને રોકાવાનો વાંધો નથી."

હવે એ બ્રાહ્મણની આંખ ઊઘડતી લાગી. તે જરા નરમાશથી વાત કરવા લાગ્યો, પરંતુ તે કાંઈ લીધા વિના તો છોડે તેમજ નહોતું. છેવટે કિરીટે તેને પચ્ચીસ રૂપિયા આપીને એ વણિક કુટુંબને છોડાવી પોતાની સાથે લીધું.



## પ્રકરણ ૬

# ઉચ્છેદ અને સુધારો

**ટ્રેનમાં** બેઠા પછી સુશીલનાં લગ્ન સંબંધી જ વિચારો કિરીટને આવ્યા કર્યા. સુશીલ જેવો સજ્જન કેવળ સમાજની વિલક્ષણ વ્યવસ્થાને કારણે જ પોતાના જ્ઞાતિ-સમાજમાં પરણી ન શકે અને જો તેણે પરણવું જ હોય તો એકાદ છોકરી મોંઘે મૂલ્યે બજારમાં ખરીદી લેવી જોઈએ, એ વિચાર તેને ત્રાસ ઉપજાવતો હતો.

લગ્ન એટલે જીવનનો—દેહ તથા આત્માનો સહચાર, લગ્ન એટલે પ્રભુતામાં પગલાં પાડવાં, લગ્ન એટલે યૌવનનો ધર્મવિશિષ્ટ સંસ્કાર, લગ્ન એટલે પ્રેમનો વસંતોત્સવ, એવી રમ્ય વ્યાખ્યાઓ અને કલ્પનાઓમાં વિહરતા કિરીટને સુશીલના જીવનની પરિસ્થિતિ જોયા પછી લાગ્યું કે લગ્ન એ જાતીય ભૂખ શમાવવા એક ચેતનવંતું સાધન પ્રાપ્ત કરવાનો પોકળ વિધિ છે, અથવા તો લગ્ન એ વગડાઉ માનવઝાંખરાં જ્યાં ત્યાં ઉગાડવા માટેનું સડતું ખાતર છે, કિંવા ધનવાને ધન ખર્ચીને ધર્મને સંસ્કારને નામે ફોસલાવવાનો એક વિધિ માત્ર છે!

આ વિચારસરણીને અંતે તેને વિષાદ થવા લાગ્યો. તેણે સુશીલને કહ્યું: "સુશીલ! આ રીતે લગ્ન કરવાનું તને ગમે છે

ખરું ? મને તો લાગે છે કે જે સમાજમાં માનવતાનું કશું મૂલ્ય નથી, કેવળ ધન અને વિષયતૃપ્તિ એ બે જ પાયા ઉપર લગ્ન-સંસ્થા ઊભી રહી છે, તે સમાજમાં તું રહે તે કરતાં તો તું ખ્રિસ્તી થાય તો મને વધુ ગમે."

સુશીલે આસપાસ જોયું. સદ્‌ભાગ્યે કપિલા અને પેલું વણિક કુટુંબ દૂર બેઠાં હતાં એટલે તેનો સંકોચ દૂર થયો અને તે બોલ્યો: "બધા જ્ઞાતિસમાજોમાં ઊંચુંનીચું તત્ત્વ તો હોવાનું જ, કિરીટ ! ખ્રિસ્તીઓમાં પણ આ જ પ્રકારની સ્થિતિ નીચલા થરોમાં છે. પણ એ વાત જવા દઈએ. બાની આજ્ઞા ઉલ્લંઘીને હું એક ડગલું પણ ભરવા તૈયાર નથી. તે નહિ હોય ત્યારે હું ગમે તે કરીશ, પણ તે હોય ત્યાંસુધી તો નહિ જ. સમાજની બહાર હું એકલો રહીશ, પણ મારાં સંતાનોને સમાજની બહાર રહેવું પડે એ પ્રકારનું લગ્ન તો હું માતાના મૃત્યુ પછી પણ નહિ કરું, પછી એ સમાજ ગમે તે જ્ઞાતિનો હશે."

સુશીલની "સંતાનો"ની ગણત્રીએ કિરીટને નવા વિચારમાં પાડ્યો. ભવિષ્યની પ્રજાનાં સુખદુ:ખ કે કલ્યાણઅકલ્યાણનો વિચાર લગ્ન વખતે જ કરવો જોઈએ એ વિચાર તેને માટે નવો હતો. 'લગ્ન' એ પરણનારના પોતાના જ સુખપૂરતું મર્યાદિત છે એટલો જ તેનો ખ્યાલ હતો; એવો ખ્યાલ ઘણા પરણનારાંઓનો હોય છે. કેવળ 'પ્રેમ'ના પાયા ઉપર સમાજમર્યાદાની બહાર લગ્ન કરનારાંઓ પોતાની જ સુખદૃષ્ટિને કેંદ્રીભૂત કરતાં હશે કે પોતાની ભાવિ પ્રજાનો પણ વિચાર કરતાં હશે તે પ્રશ્ન એ જ ક્ષણે તેના મગજમાં ઉદ્‌ભવ્યો.

તેણે સુશીલને પ્રશ્ન કર્યો: "સુશીલ ! પરલોકના ભયથી માણસ ઇહલોકમાં કેટલીક વિચિત્ર તપસ્યાઓ કરે છે અને દેહને દમે છે, તેમ ભાવિ સંતતિના સુખની ચિંતાથી તું તારા સુખમાં

અંગારા મૂકવા તૈયાર થાય એ શું વિલક્ષણ નથી ?”

“ઘણાની દૃષ્ટિને એ વિલક્ષણ લાગે છે. હું કોઇને આવી વાત કહું છું, ત્યારે તે એમ જ કહે છે કે સંતતિ પોતાની મેળે પોતાનું સુખ શોધી લેશે, તેની ચિંતા તારે અત્યારથી શાની કરવાની ? માબાપ વિનાનાં રઝળતાં બાળકોની સંભાળ લેનારો અને દાંતવાળાને ચાવણું આપી રહેનારો ઇશ્વર બેઠો છે અને તું સંતાનોની અને તેમનાય વંશની અત્યારથી ચિંતા કરે છે તે મૂર્ખતા છે. પણ આમ કહેનારમાં મને સ્વાર્થમૂલક દાંભિક મનોવૃત્તિ દેખાય છે. જીવનના બીજા અનેક વહેવારોમાં આપણે ઇશ્વરનો ભાવ પૂછીએ નહિ, અને આપણા સુખનો સ્વાર્થ આવે ત્યારે ભાવિ પ્રજાના સુખનો ભાર ઇશ્વરને માથે મૂકીને ચલાવી લઇએ તે દંભ નથી તો બીજું શુ છે ? ‘અંગારા વરસે ત્યારે છોરુ આડાં ધરે’ એ જ માન્યતાનું રૂપાંતર મને ઇશ્વર ઉપર બોજો નાંખવાની ક્રિયામાં જણાય છે. સંતાનોનું ગમે તે થાય પણ આપણે તો જિંદગીમાં સુખ ભોગવી લઇએ, એવી તુચ્છ સ્થૂળ મનોદશા તેમાં નથી શું ?”

ભાવિ પ્રજાનો વિચાર કિરીટના ચિત્તમાં પગદંડો જમાવીને બેઠો. લગ્નને પોતાના સુખની કસોટીના પથ્થર ઉપર કસવું જોઇએ કે ભાવિ પ્રજાના સુખની કસોટી ઉપર ? એ પ્રશ્ને તેને મૂંઝવ્યો પણ ખરો. તેને માનવજીવનનું વર્તુળ વિશાળ ને વિશાળ થતું લાગ્યું. સંતાનોને માટે પોતાના સુખનું બલિદાન આપવું, સમાજને માટે, સમષ્ટિને માટે, દેશને માટે, જગતની જનતાને માટે, એમ ઉત્તરોત્તર માનવનો બલિદાનધર્મ જ વિશાળ ને વિશાળ થતો તેની દૃષ્ટિમાં તરવરી રહ્યો. એવો આત્યન્તિક બલિદાનધર્મ કોણ આચરી શકે ? આચરી શકે કે નહિ એ જુદી વાત, પણ તેણે એ ધર્મ આચરવો જોઇએ ખરો ? અને પછી તો એ પ્રશ્નમાળા અનેક

પ્રશ્નોને જન્મ આપવા લાગી અને કિરીટ એ વિચારમાં જ ગુમ બની ગયો.

એ વિચારની ગૂંગળામણે તેના ચિત્તને સામાજિક ક્રાન્તિની વિચારસરણી પર ચડાવ્યો. જ્ઞાતિઓને તોડીફોડી ફેંકી દેવા માટેનાં સામાજિક ક્રાન્તિકારોનાં બંડો વિષે તેણે ઘણું ય સાંભળ્યું હતું અને વાંચ્યું હતું. એ વિચારોમાં કે એવાં બંડોમાં તેને પહેલાં તો રસ પડ્યો નહોતો, પરન્તુ સુશીલની પરિસ્થિતિની વિચારધારાએ તેને એવાં બંડોની આવશ્યકતા તરફ દોર્યો. તેને લાગ્યું કે સડી ગએલાં જ્ઞાતિબંધારણો અને કોમી સમાજોને વીંખી નાંખીને નવી સમાજરચના કર્યા વિના સુશીલ જેવાઓને ન્યાય મળવાનો નથી, અને તેવાઓનાં જીવન સુખી થાય તેમ નથી. જે જ્ઞાતિસમાજમાં સંસારશકટની ધુરારૂપ લગ્નો જ ઊતરતી કોટિમાં જઈ પડે તે જ્ઞાતિસમાજનો અંત આણીને નવી રચના કર્યા વિના કેમ ચાલે ?

વિચારતંદ્રામાંથી જાગીને તેણે સુશીલને કહ્યું: "સુશીલ! જ્ઞાતિબંધારણોને તોડી નાંખીને નવેસરથી સમાજરચના કરવા ઇચ્છનારાઓ કાંઇ ખોટા તો નથી જ. આવા જ્ઞાતિસમાજમાં તો મારાતારા જેવાથી કેમ રહ્યું જાય ? જ્યાં અજ્ઞાનનો અંધકાર વર્તતો હોય અને મનુષ્યત્વનું દેવાળું ફૂંકાતું હોય ત્યાં જીવન પણ એક અપરાધ રૂપ છે. જન્મજાત જ્ઞાતિનો અને જન્મથી જ કુલીનતાઅકુલીનતાની માન્યતાનો અંત જ આવવો જોઇએ છે. ગુણકર્મને આધારે જ સમાજના સમૂહો બંધાવા જોઇએ છે. અત્યારે પશ્ચિમના સંપર્કથી આપણે પુરાતન આર્યોના સમાજબંધારણને યોગ્ય રહ્યા નથી, તો શામાટે સમાજ એ સડેલા બંધારણને, માન્યતાઓને, વહેમોને વળગી રહ્યો છે ? તેને તેમાંથી મુક્ત કરવા માટે બંડખોરોની જરૂર છે, ક્રાંતિની જરૂર છે, અને

પછી સમાજ તેમને અનુસરવા લાગશે."

"સમાજ નવરચના માંગે છે અને બંડખોરોની જરૂર છે એ વાત બરાબર છે; પણ સમાજ તેમને અનુસરશે એવી આશા એ બંડખોરો રાખે તો જરૂર તેઓ પસ્તાય. દરેક દેશમાં સમાજ સ્થિતિચુસ્ત મનોવૃત્તિનો જ હોય છે. બંડખોરી કે ક્રાન્તિનું ધ્યેય એ એવા વીરોનું કામ છે કે જેઓએ ફળની આશા મૂકી હોય. કાચાપાકા જેઓ ક્રાન્તિકાર કે બંડખોર થવા નીકળ્યા છે તેઓએ તો પછાડ ખાધી છે. સમાજ તેમને મચક આપતો નથી એમ જોતાં તેઓ નબળા પડીને પાછા સમાજ કે જ્ઞાતિનું શરણુ શોધે છે અને એવાઓ જ ક્રાન્તિને દૂર હાંકનારા બને છે. નવરચનાના કાર્યમાં નુકસાન કરનારા તેઓ જ છે કે જેઓ ક્રાન્તિને જીરવવાની અશક્તિ હોવા છતાં ક્રાન્તિને માર્ગે દોડવા લાગે છે અને થોડો માર્ગ કાપતાં જ થાકીને પાછા ફરે છે."

"તું અને હું બેઉ પાકા ક્રાન્તિકાર બનીએ તો ?"

સુશીલ હસ્યોઃ "મારામાં એ શક્તિ નથી."

"આટલું બધું સમજે છે છતાં ના કહે છે ?"

"સમજવું અને આચરવું એ સમાન કોટિનાં કાર્યો નથી. આચરવામાં જે શક્તિ જોઈએ તે મારામાં નથી. તારામાં હોય તો તું ખુશીથી તારાં આચરણવડે ક્રાન્તિનો માર્ગ પકડી શકે છે. બાકી આજનો સમાજનો સડો પણ દયા ખાવા જોગ તો છે જ. તે પરિસ્થિતિની પેદાશ છે. તેની સામે ક્રોધ કરવાથી કે તેના ઉપર ઉશ્કેરાઈને પ્રહાર કરવાથી શું વળશે ? તેનો ઉચ્છેદ કરવા કરતાં તેને સુધારવો એ જ વધુ ઠીક છે એમ શું તને નથી લાગતું ? એક જૂના મકાનને પાયામાંથી ખોદી નાંખીને તે જ જમીન પર પાયાથી છાપરા સુધી નવી ઇમારત બાંધવા જેવું

કાર્ય કાંઈ સમાજની નવરચનાનું નથી. સમાજનો સુધારો તો એવો છે કે એક વૃક્ષની સુકાયલી ડાંખળી ખરી પડે ને નવી ડાંખળી ઊગે, એમ અનેક નવસંસ્કારો થતા જ રહે ત્યારે અનેક જમાના પછી તેનું સ્વરૂપ પલટાય, છતાં થડ તો તેનું તેજ રહે. એ વૃક્ષમાંથી જે સજીવ ડાંખળીઓ બંડ કે ક્રાન્તિને ખાતર છૂટી પડે તેના નવા રોપ ઊગે પણ પેલા થડ સાથે તેની જમાવટ ન થાય. અનુભવ તો એમ કહે છે કે એ નવા રોપોએ થડનું બળ ઘટાડયું છે અને નાના નાના પુષ્કળ રોપાઓથી અત્યાર વન જેવી સ્થિતિને આપણે પામ્યા છીએ. એ વનને પલટાવીને કોઈ જાદુગર એક વિશાળ વડ બનાવી દે એવું સ્વપ્ન હું તો કોઈ વાર માણી શક્યો નથી.”

“તારા વિચારોમાં હું દીર્ઘ દૃષ્ટિ જોઉં છું, છતાં મને તેમાં પ્રત્યાઘાતની ગંધ આવે છે.”

“મારા મનથી તો હું પ્રાગતિક વિચારોનો છું. સમાજના અજ્ઞાનની બરદાસ્ત હું કરવા ઇચ્છતો નથી, પણ તેને છેડો ફાડી આપવાને બદલે હું તેની સામે જ્ઞાનની મશાલ ધરવાના વિચારવાળો છું. એક વાત ભૂલવા જેવી નથી. સમાજ વ્યક્તિગત દૃષ્ટિથી વિચાર કરતો નથી, તે સમષ્ટિગત દૃષ્ટિથી દોરવાય છે: સમષ્ટિગત દૃષ્ટિ એટલે વધુમાં વધુ વ્યક્તિઓના હિતની દૃષ્ટિ.”

“અરે, સમાજમાં એ દૃષ્ટિ પણ ક્યાં રહી છે? આગેવાનો અનેકને નુકસાન કરીને થોડાંઓનું જ હિત દૃષ્ટિ સમીપે રાખતા હોય છે.”

“એ જ આપણા સમાજનું અનિષ્ટ તત્ત્વ છે ને. એ વડીલશાહીએ કરેલા અનર્થો જ સમાજરચનાને વગોવી રહ્યા છે. તેટલા માટે જ મને સમાજરચનાની સુધારણાની આશા છે, અને એને

મૂળમાંથી ખોદીને ફેંકી દેવાની જરૂર મને જણાતી નથી. એ વડીલશાહી પણ હવે ખોદાતી જાય છે, અને ખોદાઇ જશે જ. તે વહેતા પૂરની સામે ટકવાની નથી એવી મારી ખાત્રી છે."

"હા, જ્ઞાતિઓની એ વડીલશાહીનાં મૂળ ઉખેડવાં જ જોઇએ. સમાજના મૂળમાં તેમણે જ મીઠું પૂરતાં પાછું વાળી જોયું નથી."

"વડીલશાહીની પામરતાનો ય પાર નથી, કિરીટ! તેય પરિસ્થિતિની પેદાશ છે. જનતામાં જે શોષણવહેવાર ચાલી રહ્યો છે તેનો પડઘો વડીલશાહીમાં પડી રહ્યો છે. પતિ પત્નીને શોષે, પતિને શેઠ શોષે, અને એવા અનેક શેઠોના સમૂહને વડીલશાહી શોષે! જ્યાં જીવનનાં અનેક ક્ષેત્રોમાં શોષણ એ જ વ્યવહારનું રૂપ પામી ગયો હોય, ત્યાં સમાજની વડીલશાહી પણ એવી જ હોય. જ્ઞાતિઓની વડીલશાહીનો હું બચાવ કરવા નથી ઇચ્છતો, પણ મારું કહેવું એ છે કે જો જીવનમાં આપણે શોષણવહેવાર ઘટાડતા જઇશું તો તેની અસર એ અને બીજી અનેક પ્રકારની વડીલ-શાહીઓ ઉપર થયા કરવાની."

આ ચર્ચા હવે સમાજવાદ અને સામ્યવાદમાં સરી પડવાની અણી ઉપર હતી, એટલામાં પેલો વણિક બેઉની પાસે આવીને બેઠો અને તેણે પૂછ્યું: "અમારે માટે અમદાવાદ સુધીની ટિકેટ લીધી છે ને?"

"હા."

"ત્યાં અમારે માટે શી ગોઠવણ થશે?"

કિરીટે જવાબ આપ્યો: "તે અમે હજી નક્કી કર્યું નથી, પણ તમને અમદાવાદમાં કાંઈ ધંધોરોજગાર મળે તેમ હશે તો અપાવીશું, નહિતો કોઈ બીજી વ્યવસ્થા કરીશું; તમને દીકરીનું અહિત કરવાની જરૂર પડે નહિ એવી અમારી ઇચ્છા છે."

"મને પણ એ જ જોઇએ છે શેઠસાહેબ !"

ત્યાં તો આણંદનું સ્ટેશન આવ્યું અને ગાડી બદલવાનો સમય થયો. બધાં ઊતર્યાં, અને મુંબઈથી આવતી ગાડીમાં બેસવાને તે તરફ ચાલ્યાં, એટલામાં એ ટ્રેનમાંથી જ કોઇએ બૂમ મારી: "ઓ કિરીટ, તું હજી અહીં ભટકે છે ? વીરમગામ ગયો નથી ?"

કિરીટે જોયું અને તેણે પ્રમોદને ઓળખ્યો. તે હસ્યો. "ચાલ, અહીં આવ, અહીં જગ્યા છે." પ્રમોદે કહ્યું અને બધાં પ્રમોદવાળા ડબામાં જ ગોઠવાઇ ગયાં.



પ્રકરણ ૭

## એકને માટે તેત્રીસ!

“તું આ ગાડીમાં ક્યાં ગએલો?” ડબામાં બધાં ગોઠવાઈ ગયા પછી પ્રમોદે કિરીટને પહેલો પ્રશ્ન કર્યો.

“હું ગયો’તો ડાકોર, આ મારા મિત્ર સુશીલની સાથે; નીકળેલો તો વીરમગામ જવાને જ, પણ રસ્તામાં એક વિચિત્ર કિસ્સો બન્યો.” કિરીટે સસ્મિત મુખે સુશીલ સામે જોયું. સુશીલે પણ સામું સ્મિત કર્યું. કિરીટે ટ્રેનની ભીડની વાત અને સાબરમતી સ્ટેશને પોતાને ઊતારી મૂકવામાં આવ્યો એ બધી વાત પ્રમોદને કહી.

વાત સાંભળીને પ્રમોદે ટકોર કરી: “કિરીટ! તું તો વેદિયો જ રહ્યો! એમ કાંઈ દિવસોના દિવસ રસ્તામાં રોકાઈ રહેવાનું હોય? અને રેલ્વેનાં વળી પ્રોસીક્યુશન શાં? તને મેજીસ્ટ્રેટનો સમન્સ મળ્યો છે?”

“ના, ના, હજી પાછા ફરીને તપાસ કરવાની છે. જો લાંબી મુદત પડશે તો પછી નહિ રોકાઉં અને મુદતે આવીશ.”

“ઉંહું! એ લપ્પનછપ્પન વળી શાને રાખવી? હું પણ તારી સાથે સાબરમતી ઊતરીશ, પછી જોઈ લઈશું.”

પ્રમોદ કિરીટના મામાનો પુત્ર હતો અને બે વર્ષ પહેલાં

એલએલ. બી. થઈ મુંબઈમાં પ્રેક્ટીસ કરતો હતો. કિરીટ વડોદરાથી વીરમગામ કન્યાની પસંદગી માટે આવવાનો હતો એવી ખબર પ્રમોદને તેના પિતાએ લખેલી, અને તે વખતે પ્રમોદ પણ વીરમગામ આવે તો ઠીક એવી ઇચ્છા વ્યક્ત કરેલી; એટલે પ્રમોદ વીરમગામ તરફ જવા નીકળ્યો હતો.

પછી પ્રમોદે સુશીલ અને કિરીટ સાથેના પેલા વણિક કુટુંબની પૂછગાછ કરી. પ્રમોદે એ વૃત્તાંત પણ કહ્યો. તેથી પ્રમોદને રમૂજ અને ગુસ્સો બેઉ ઉપજ્યાં. રમૂજ ઉપજી કૃષ્ણરામ મહારાજની ચાતુરી ધૂળમાં મળી તેથી, અને ગુસ્સો ઉપજ્યો કિરીટ પર. "આવા લફરામાં પડવાનું હોય? એવા પરોપકાર કરતા ફરીએ તો જગતમાં ક્યાંય ઠરીઠામ બેસવાનું ન મળે." એવો એ જુવાન વકીલનો અભિપ્રાય હતો.

એક કપિલા સિવાય બધાં સાબરમતી ઊતરી પડ્યાં અને સુશીલનાં મહેમાન બન્યાં. કપિલા અમદાવાદને સ્ટેશને ઊતરીને જ ચાલી ગએલી. સુશીલને ત્યાં કાંઈ સીધુંસામાન નહોતાં, નહિતો પેલી વણિક બાઈએ તો કહ્યું હતું કે, "વાસણ સીધું લાવો તો હું રસોઈ કરી નાખું." પણ સુશીલે તો સૌને માટે વીશીમાંથીજ ભાણાં મંગાવ્યાં.

ભોજનથી પરવારીને તુરત પ્રમોદ પેલા રેલ્વે પોલિસ સબ ઇન્સ્પેક્ટર પાસે જવા તૈયાર થયો. સુશીલ તેને તેડીને ચાલ્યો, પણ આફિસ પાસે જતાં પ્રમોદે સુશીલને રજા આપી દીધી. તે સીધો સબઇન્સ્પેક્ટરની પાસે ગયો અને પા કલાકમાં પાછો સુશીલના નિવાસસ્થાને આવી ગયો.

"તારો કેસ નીકળી ગયો છે, કિરીટ! હવે વીરમગામ જવાની તૈયારી કર."

સુશીલ અને કિરીટ બેઉ ચમક્યા. પ્રમોદની વકીલાતે

સબઇન્સ્પેકટરને હરાવ્યો કે શું એમજ બેઉને લાગ્યું, અને તેઓ આશ્ચર્યપૂર્વક તેના વદન સામે જોઇ રહ્યા. કિરીટે પૂછ્યું: "એ કેમ બન્યું?"

પ્રમોદ વિજયના ગર્વથી ભવાં ચડાવતો બોલ્યોઃ "આવા મામૂલી કેસમાં હતું શું? જરા બે દલીલો કરી, નુકસાનીનો દાવો રેલ્વે કંપની સામે લાવવાની મારા અસીલને ફરજ પડશે એવી ધમકી આપી કે તુરત એ માની ગયો અને કાગળિયાં દફતરે કરી દીધાં!"

પ્રમોદે દસ દસ રૂપિયાની બે નોટો સબઇન્સ્પેકટરના ગજવામાં મૂકી દીધી હતી એ વાત 'વેદિયા' કિરીટને જણાવવાની પ્રમોદને જરૂર ન લાગી.

"ચાલો, એ એક ચિન્તા પતી. હવે સુશીલ! આ ગરીબ વાણિયાનું શું કરીશું?"

"એને માટે હું કોઈ ધંધાનોકરીની તજવીજ કરીશ."

"અને કાંઈ ન બન્યું તો?"

"તો ભાડાના પૈસા આપીને તેને વતન વિદાય કરીશ."

"ના, એમ તો નિરાશ ન કાઢવો. આ સો રૂપિયાની નોટ રાખ. કાંઇ ન બની શકે તો તેને આપજે અને વતનમાં જઈ કાંઈ ધંધો કરી આટલી મૂડીમાંથી ચલાવે એમ કહેજે." એમ કહી કિરીટે તેને નોટ આપી. સુશીલને કિરીટના એ ઉદાર ભાવ માટે માન ઉપજ્યું પણ પ્રમોદને એમ જ લાગ્યું કે દાદાના પૈસા આ ભાઇસાહેબને હાથે આમ જ ઊડી જવાના છે!

કિરીટ અને પ્રમોદ છેક સાંજે વીરમગામ પહોંચ્યા. સોમચંદ શેઠ ખૂબ ચિંતામાં પડી ગયા હતા કે કિરીટ આવ્યો નહિ કેમ? આગલે દિવસે સવારે તે ભાણાને લેવા સ્ટેશન પર આવ્યા હતા પણ કિરીટ ન ઊતર્યો એટલે માન્યું કે સાંજની ગાડીએ આવશે.

પણ બીજા દિવસે પણ તે ન આવ્યો તેથી તેમને ચિંતા થતી હ
અને પાછો વડોદરે પત્ર લખવાની તૈયારી કરતા હતા, એટલામાં બે
ભાઈ સાથે જ આવ્યા અને સોમચંદ શેઠના જીવને નિરાંત વળી

સોમચંદ શેઠનો અનાજનો જથાબંધ વેપાર હતો અ
તેમની ગાંઠે બે પૈસાનો જીવ પણ હતો. તે નાતજાતમાં અ
વેપારવહીવટમાં આબરુદાર તરીકે પંકાતા અને ધર્મિષ્ઠ પણ મનાત
તેમની નજર લાંબે સુધી પહોંચતી તેથી તે વહેવારકુશળ લેખાત

ધન, ધર્મ અને વહેવારકૌશલ્ય એ ત્રણેનો સંગમ ન
માણસમાં થયો હોય તેનો દરજ્જો સમાજમાં સર્વોપરિ હોય તેમ
શી નવાઈ? અને તે જ કારણથી સોમચંદ શેઠ પોતાના ભાણાને
માટે સારા સારા ઘરની કન્યાઓ માટેનાં સંખ્યાબંધ કહેણ
ગજવામાં ઘાલીને ફરતા હતા.

એક વાર સોમચંદ શેઠે દરેક કહેણની યાદી કરી હતી, તો તે
તેત્રીસ સુધી પહોંચી હતી! જે તેત્રીસ ઘરનાં વડીલોએ સોમચં
શેઠને કહેણો પહોંચાડયાં હતાં તેમાંના એકકેને શેઠે જરાએ નિરાશ
ઉપજાવી નહોતી! તેથી દરેકને આશા ઉપજી હતી કે સોમચંદ શે
બાકીનાં બધાં કહેણો અમાન્ય કરીને પોતાનું કહેણ જ મા
રાખી તેમના ભાણા વેરે પોતાની કન્યાનું વેવીશાળ કરી આપશે
વહેવારકુશળ વેપારીની મીઠી જીભનું મૂલ્યાંકન કોણ કરી શકે?

પણ શેઠે તો એ તેત્રીસમાંનાં ત્રીસ કહેણો ઉપર પોતા
મનથી છેકો મારી દીધો હતો. તે તો બત્રીસ કહેણ ઉપર ન
છેકો મારત, પરન્તુ તેમનાથી તેમ બને તેવું નહોતું. તેમન
વહેવારકુશળતાએ તેમને શીખવી રાખ્યું હતું કે બોલીએ લોક
વહાલું પણ કરીએ મનનું ધાર્યું.

જે કહેણો શેઠે પસંદગી માટે રાખ્યાં હતાં તેમાંનું એ
તો તેમના સાળાની દીકરી માટેનું જ હતું. શેઠને મનથી તે

કન્યા અને ઘર કશું ય પસંદ નહોતું, પરન્તુ સગાની સગવડ વહેવારકુશળ માણસને સાચવ્યા વિના કાંઈ ચાલી શકે છે? એટલે એ કહેણુ ઉપર તે છેકો મારી શકયા નહોતા. બીજું કહેણુ વીરમગામની ન્યાતના શેઠ નગીન નાણાવટીના ઘરનું હતું. સોમચંદ શેઠને એ પણ પસંદ તો નહોતું પણ ન્યાતની શેઠાઈનો પ્રભાવ તેમના મન ઉપર પડચો હતો. એમ તો સોમચંદ શેઠ ધન અને ધંધામાં ન્યાતના શેઠથી ય ચડી જાય તેવા હતા. નગીન નાણાવટીનું ઘર આજે ઘસાઈ ગએલું મનાતું, પણ વંશપરંપરાની ખાનદાની અને શેઠાઇનો જે મોભો મનાતો તેની અવગણના વહેવારકુશળ વાણીઓ સીધી રીતે કરવાનું પસંદ કરે ખરો ? ત્રીજું કહેણુ સોમચંદ શેઠને પસંદ પડી ગયું હતું. એ કહેણુ કાઠિયાવાડમાં ડેપ્યુટી પોલીટીકલ એજંટનો ઓદ્ધો ધરાવતા હરિલાલભાઇની પુત્રી માટેનું હતું. કન્યા તો સોમચંદ શેઠે જોઈ નહોતી, પણ અમલદારના ઘરની સુખી છોકરી કેવી હોય તેની કલ્પનાએ, હરિલાલભાઇના મોટા ઓદ્ધાએ અને સરકારદરબારમાં તેમની મોટી લાગવગે સોમચંદ શેઠના મનનો પક્ષપાત મેળવ્યો હતો.

જમી રહ્યા પછી રાત્રે મેડા પર જઇ સોમચંદ શેઠે એકાંતમાં કિરીટને બોલાવ્યો, અને દાદાના કુશળ વર્તમાન પૂછ્યા. પછી વેવીશાળ માટેનાં કહેણોની વાત કાઢી અને તુરત તેમણે તેત્રીસે કહેણોની યાદી જ કિરીટની સામે મૂકી દીધી !

કિરીટ આભો બન્યો. "મામા ! તેત્રીસ કન્યાઓનાં કહેણુ!"

સોમચંદ શેઠ વિજયસૂચક સ્મિત કરી બોલ્યા: "કેમ ન હોય ? તારી લાયકી, તારું ઊંચું ખાનદાન અને વળી તારા મામાની લાજઆબરુ એ બધું જોતાં તો તારે માટે ત્રણસો ને તેત્રીસ કહેણુ ન આવ્યાં એ જ નવાઈ માની લે !"

"અને આ બધાં કહેણુ વીરમગામ, માંડલ, પાટડી અને

આટલામાંનાં જ. વડોદરામાં તો માત્ર એકબે વાતો મારી પાસે આવી છે." કિરીટ બોલ્યો.

"વડોદરામાં આપણી ન્યાતનાં ઘર મારી જાણ બહાર નથી, પણ એ બધાંથી ચડી જાય તેવાં અહીંનાં એક બે કહેણ છે. તું તો બધાને ન ઓળખે, પણ હું તો ઓળખું ને!"

"ત્યારે મામા, આપણે શું આ તેત્રીસે ઘેર કન્યા જોવા જવાનું?"

સોમચંદ શેઠ ખડખડ હસી પડયા અને બોલ્યાઃ "તું કેવો ભોળો છે કિરીટ? એમ તે ઘેર ઘેર ભટકાય ખરું? મેં તો જે કહેવા આવ્યા તે બધાંયનાં નામ લખી લીધાં, પણ આપણે તો આપણી પસંદગીનાં બેચાર ઘર જ માત્ર જોઇને ચાંલ્લા કરી નાંખીશું, સમજ્યો ને?"

"ત્યારે બીજા બધા કન્યાવાળાઓનું શું? આપણે પહેલેથી જ ના કહી દીધી હોય તો? બિચારા ખોટી આશામાં ન રહે."

સોમચંદ શેઠ ગંભીર બનીને બોલ્યાઃ "એમ ન થાય, ગાંડા! એ તો એક સ્થળે વેવીશાળ થઈ જાય એટલે બીજા બધા પોતાની મેળે જાણી લે; એમ અગાઉથી ના ન કહેવાય!"

"પણ એમને ખોટી આશામાં લટકાવવાનું કારણ શું?"

"એ તું ન સમજે. એ બધી વહેવારની વાતો છે."

"પણ મને કહો તો ખરા, હું સમજી શકીશ."

"સાંભળ. આપણા પડોશમાં મગનલાલ કોઠારી રહે છે. તેમનો પચીસ વરસનો છોકરો ચમન રાંડયો ને ચાળીસ કહેણ આવ્યાં. વેવીશાળ કર્યા પહેલાં ઓગણચાળીસને ના કહી દીધી અને એક પસંદ કર્યું. ચાંલ્લા કરવાનો વખત આવ્યો ત્યારે પસંદ કરેલા કહેણવાળાએ ના કહી! પછી તો બીજા કોઇ પણ ઢૂકયા જ નહિ અને એવી અફવા ઊડી કે છોકરો જ પાણી

વિનાનો છે! આજની ઘડી ને કાલનો દી! ત્યારનો એ લટક્યો તે લટક્યો! બિચારાનું ઘર જ ન બંધાયું. હવે જો તેણે બધાને હાથમાં રાખ્યા હોત અને અગાઉથી ના કહી દીધી ન હોત તો એકે ના કહેતાં બીજાને ત્યાં ચાંલ્લા કરી શકાત, પણ ના કહી દીધા પછી કાંઈ ઘેર ઘેર ભટક્યે કન્યા મળતી નથી."

"એટલે તમે આ તેત્રીસેને હાથમાં રાખવા માંગો છો, એમ ને?"

"હાસ્તો! તારો મામો મગન કોઠારીના જેવી ભૂલ કરવાનો નહિ તો! તે વખતે મગન કોઠારીને ને મારે બોલચાલનો સંબંધ નહોતો, નહિતો હું તો તેને ઘેર જઈને કહેત કે આવી ભૂલ ન કર; અરે, કોઈ વહેવારકુશળ માણસ એવી ભૂલ કરે જ નહિ."

"સમજ્યો."

કિરીટને આ બધી એક વિચિત્ર સૃષ્ટિ લાગતી હતી. લગ્નની પાછળ ઘરનો ઉંબરો બાંધવાનો મુખ્ય હેતુ વ્યાપી રહેલો દેખાતો હતો. કન્યાની પસંદગી કરવાની હતી પણ વરની પસંદગી તો કહેણુ મૂકનારા બધા કરી ચૂકેલા જ માની લેવાના! અહીં ડાકોરના જેવું કન્યાનું વેચાણ થતું નહોતું, પરન્તુ વરની પસંદગીમાં તો ડાકોરની જ સ્થિતિ કિરીટને દેખાવા લાગી. જ્યાં કન્યાને તેના પતિની પસંદગી માટે એક શબ્દ પણ પૂછવામાં ન આવે, માત્ર વડીલો જ વરની પસંદગી–નાપસંદગી કરી લે, ત્યાં એ વડીલો જ કન્યાના લગ્નના દલાલ જેવા શું નથી બનતા? "દીકરી ને ગાય, દોરે ત્યાં જાય" એવું ડાકોરમાં હતું તો અહીં ક્યાં નહોતું?

કિરીટના ચિત્તમાં આ વિચારો ઘોળાતા હતા, એટલામાં સોમચંદ શેઠ બોલ્યાઃ "હવે સાંભળ, કાલનો 'પોગરામ' કહી દઉં. પ્રમોદ આવ્યો છે એટલે તારે તેની સાથે ત્રણ ઘેર કન્યાઓ જોવા

જવાનું છે." અને સોમચંદ શેઠે ત્રણે ઘરની વહી કહી સંભળાવી.

"પણ મામા! એક વાત પૂછી લઉં. કન્યાને જોઈ શકાય તો ખરી પણ તેની સાથે વાતચીત કરી શકાય?"

"હા, બહેરીબોબડી નથી એ જાણી લેવું તો જોઈએ જ ને."

"પણ જેમ તેને હું પસંદ કરું, તેમ એ મને પસંદ કરે છે કે નહિ તે મારે પૂછવું હોય તો?"

"છાનો રહે, એવું ગાંડુંગાંડું કાંઈ પૂછતો નહિ, નહિતો ન્યાતમાંથી તારો એકડો જ નીકળી જશે. કન્યાને તો તું પસંદ જ હોય, એમાં પૂછવાનું વળી શું?"

એ વાતચીત ચાલતી હતી, એટલામાં પ્રમોદ આવ્યો એટલે સોમચંદ શેઠ ઊઠીને ચાલ્યા ગયા, અને બેઉ જુવાન ભાઈઓ વાતે વળગ્યા.



## પ્રકરણ ૮

# મંગા શેઠની રિયાસત

સવાર પડતાં પહેલાં તો ગામના ન્યાતીલાઓમાં ખબર પડી ગઈ કે વડોદરેથી મૂરતીઓ અને મુંબઈથી પ્રમોદલાલ વકીલ બેઉ રાત્રે આવી ગયા છે; એટલે સવારમાં જ સોમચંદ શેઠને ત્યાં "કન્યા જોવા ક્યારે આવશો"ની ઉઘરાણી ચાલવા લાગી.

સોમચંદ શેઠ સૌને મીઠો જવાબ આપતા: "એટલી ઉતાવળ શી છે? કિરીટ ઘણે વર્ષે મોસાળમાં આવ્યો છે, એટલે દસપંદર દિવસ રોકાવાનો છે, અને હમણાં તો પ્રમોદ પણ રહેશે; એટલે કન્યા જોવા આવવાનું થશે ત્યારે તમને અગાઉથી કહેવરાવીશું." સૌને સોમચંદ શેઠનો લગભગ આ જ મતલબનો જવાબ મળતો.

કિરીટ ઓરડામાં બેઠો બેઠો એ જવાબ સાંભળતો અને મનમાં મૂંઝાતો પણ ખરો. આ બધી કન્યાઓ જોવી, અને તેમાંથી માત્ર એકને પોતાની જીવનસંગિની તરીકે પસંદ કરવી એ કેટલું કપરું કામ થઇ પડશે તેની તેને ચિંતા થતી હતી.

પણ આ અગ્નિપરીક્ષામાંથી તેને પસાર થવું પડે તેમ હતું જ ક્યાં? સોમચંદ શેઠે માત્ર ત્રણ કન્યાઓ જોવા જવાનું જ

નક્કી કરી રાખ્યું હતું, અને કઈ કન્યાને પસંદ કરવી એ હજી તેમણે કિરીટને સ્પષ્ટ કહ્યું નહોતું, તોપણ તેમણે તો પોતાના મનથી નક્કી જ કરી રાખ્યું હતું કે હરિલાલ ડેપ્યુટીની દીકરી જ કિરીટને માટે યોગ્ય છે અને એ ઘર જ સંબંધ બાંધવા જેવું છે.

"અહો પ્રમોદભાઈ! ક્યારે આવ્યા? કોઈ વાર મામાનો ભાવ પૂછવા ય આવતા નથી ભલા માણસ!" કહેતા પ્રમોદના મામા મંગા શેઠ મેડા પર ચડી આવ્યા.

"આવો મામા, હજી કાલે સાંજે જ આવ્યો છું. શું તમને મળવા આવ્યા વિના હું ચાલ્યો જઉં ખરો?"

"શી ખબર ભાઈ! હવે તો મુંબઈના વાસી થયા અને વળી વકીલ સાહેબ; ગરીબ મામા સાંભરે પણ શાના?"

"એમ હોય મામા? બપોરે હું અને કિરીટભાઈ તમારે ત્યાં જ આવવાના છીએ."

"બપોરે આવો તે શા કામનું? અત્યારે જ ચાલો, ચાહ-પાણી આપણે ત્યાં જ પીજો."

"અહીંનાં ચાહપાણી પણ તમારાં જ છે ને!"

"ના, એમ ન હોય. તમે તો ઘણી વાર આવો, પણ કિરી-ટભાઈ જેવા મહેમાન અમારે ત્યાં કયાંથી?"

"કેમ કિરીટ! જઇશું?"

"એમાં કિરીટભાઇને શું પૂછો છો? એ તમારા મહેમાન છે, એટલે તમે તેડી જાઓ ત્યાં આવ્યે જ તેમનો છૂટકો."

કિરીટ સમજી ગયો હતો કે કન્યા જોવા માટેનું જ આ આમંત્રણ છે, અને મામાએ નક્કી કરી રાખેલાં ત્રણ ઘરમાંનું જ આ એક ઘર છે. કિરીટે અનુમતિ આપી, એટલે પ્રમોદે કહ્યું: "ત્યારે મામા! તમે જાઓ, હું અને કિરીટભાઈ હમણાં જ

આવીએ છીએ."

મંગા શેઠ ત્યાંથી ઘર તરફ વિદાય થયા. થોડી વારે બેઉ ભાઈ તેમને ત્યાં જવા નીચે ઊતર્યા. નીચે સોમચંદ શેઠ ચાહનું પવાલું ભરી ફૂંકી ફૂંકીને પીતા હતા, તેમણે પૂછ્યું: "કેમ પ્રમોદ! તારા મામાને ત્યાં જાઓ છો?"

"હાસ્તો."

"હા જાઓ, અત્યારમાં એનું પતાવી આવો. એ તો મંગો આવ્યો ત્યારથી હું જાણતો હતો."

મંગા શેઠ સીધા ઘેર ગયા હતા અને મહેમાનના આગમનની રાહ જોઈ બેઠા હતા. કન્યા બતાવવી એ મુખ્ય કાર્ય હતું અને ચાહપાણી એ ગૌણ કાર્ય હતું; પણ ગૌણ કાર્યને મુખ્ય કરી બતાવવું અને મુખ્ય કાર્યને ગૌણ બતાવવું એ એમની વહેવારકુશળતાની એક રીત હતી. છતાં તેમણે રંભાને તરત સરસ કપડાં ઘરેણાં પહેરીને તૈયાર રહેવા સૂચવી દીધું હતું, જ્યારે ચાહપાણીની કશી તૈયારી જ કરી નહોતી!

તેમણે દૂધ મંગાવી રાખ્યું હતું; ખાંડ ઘરમાં હતી એની ખાત્રી કરી રાખી હતી; અને ચાહનું નાનું પડીકું દુકાનેથી બાંધીને જ તે સાથે લેતા આવ્યા હતા. ગાંધીઆણાની તેમની દુકાન હતી એટલે સામટી ચાહ ઘરમાં લાવી રાખવાની તેમણે કોઈ દિવસ જરૂર માની નહોતી. એ બધી તૈયારી રાખ્યા છતાં તેમણે સ્ટવ સળગાવીને ચાહ માટે પાણી ગરમ રાખવાની જરૂર પણ માની નહોતી. આમંત્રણ આપ્યા છતાં મહેમાન ચાહ પીવા ન આવે, એવો તેમને ઘણી વાર અનુભવ થયો હતો; એટલે મહેમાન આવીને બેસે, પછી જ ચાહની તૈયારી કરવી એવો તેમણે એક નિયમ ઘડી રાખ્યો હતો. ઘરમાં કોઇને ચાહ પીવાની તેમણે ટેવ પડવા દીધી

નહોતી, એટલે ચાહ બનાવી હોય ને મહેમાન ન આવે, તો ઘરમાં જ બધાંને ચાહ પીવી પડે એ સ્થિતિ તેમને ભયંકર લાગતી હતી, કારણકે એથી ચાહનું વ્યસન ઘરમાં બધાંને પડી જાય એવી તેમને દહેશત હતી.

પ્રમોદ અને કિરીટ આવ્યા અને ઓસરીમાં બાંધેલા હીંચકા પર બેઠા. નીચે એક નાની શેતરંજી પાથરી હતી તે ઉપર મંગા શેઠ બેઠા. પાનસોપારી, એલચી, વરિયાળીનું ચલાણું ભરેલું તે તેમણે પોતાની દૃષ્ટિ સામે મૂકી રાખ્યું હતું, પણ શેઠે પ્રમોદ તથા કિરીટ સાથે વાતો કરવા માંડી ત્યારે શેઠનો નાનો છોકરો ચંદુ ચલાણામાંની વરિયાળી ને એલચી છાનોમાનો બુકાવ્યે જતો હતો! એવો સરસ મુખવાસ આજે તેને પહેલી જ વાર મળ્યો જણાતો હતો.

ઓરડામાં સ્ટવ ચાલુ થયો. કિરીટે સમજી લીધું કે સજા લાંબી મુદતની પડશે!

"હં, પ્રમોદભાઈ! ત્યારે તમારે મુંબઈમાં માસિક આવક કેટલી?"

"મામા, એ કાંઈ બાંધ્યો પગાર થોડો જ છે? કોઈ વાર તો પૂરા સો ન આવે અને કોઈ મહિને પાંચસો ય આવે; પણ મારું માસિક બસોઅઢીસોનું ખર્ચ આરામથી નીકળે."

"બસોઅઢીસોનું માસિક ખર્ચ?! એટલું બધું કેમ? હજી રસોડું તો ઉઘાડયું નથી."

"રસોઈયો રાખ્યો છે તો રસોડું કેમ ન હોય? નોકર, ગુમાસ્તો, ઑફિસ ભાડું, બીજાં અનેક જાતનાં ખર્ચ."

"આ વખતે તો પદ્માને મુંબઈ તેડી જશો ને?"

"જોઇએ છીએ."

"તમારાં ખર્ચ બહુ મોટાં; પેદાશમાં તો અમે તમારાથી ઓછા ન ઊતરીએ; વેપારની વાત ન્યારી છે; તમારી વરસે ત્રણ

હજારની પેદાશ અમારા હિસાબમાં નહિ. ગયે વર્ષે સાતસો ગુણી સોપારીની લીધી'તી, એ એક જ સોદામાં મને ત્રણ હજાર મળ્યા'તા." મંગા શેઠ કિરીટની સામે જોઇને બોલ્યાઃ "અમારી દુકાન નાની, પણ વેપાર મોટો હોં કિરીટભાઈ! દુકાનથી દસ-ગણી મોટી તો મારી વખાર છે."

"હોય સ્તો. ગાંધિયાણાની દુકાનમાં તો સેંકડો વસાણું સંઘરવાં પડે." કિરીટે વળતો વિવેક વાપર્યો.

"આ મકાન પણ હવે તો સાંકડું પડે છે. અમે ઘરનાં બહુ વસ્તારી નથી, પણ મહેમાનની આવજા ઘણી. વછીઆતના ઊતારા તો ચાલના જ હોય. હમણાં બે દિવસથી કોઈ નથી આવ્યું, નહિંતો રોજ મહેમાન ખરા. મૂળે અમારું જૂનું ખાનદાન રહ્યું, વેપાર કરતાં ય વહેવાર ઘણો મોટો; ગામનું છોકરું ય અમારું ઘર જાણે. એટલે પછી મહેમાન તો હોય જ ને, અને મહેમાન માટે સૂવાબેસવાની પૂરતી મોકળાશ પણ જોઇએ. એટલે હવે આ ઘરનો બીજો ને ત્રીજો માળ ઊપાડવો છે. પોર ઈંટો મોંઘી હતી, ઓણ ચૂનાનો ભાવ ચડી ગયો છે એટલે આવતે વર્ષે વાત."

અને મંગા શેઠના ઘરની રિયાસતની કહાણી એટલેથી પતી નહિ. વ્યાજના દર બહુ ઘટી ગયાની વાત તેમણે ઊપાડી અને તેમાંથી પોતાને છ ટકા લેખે વ્યાજની આવક ત્રણ હજાર આવતી હતી તે હવે ત્રણ ટકા મુજબ ઘટવી જોઇએ છતાં મૂડી વધી એટલે આવક સરખી રહી છે એ પણ તેમણે કહી દીધું. સોનું જ્યારે ૨૧ રૂપિયે તોલો મળતું હતું ત્યારે તેમણે હજાર તોલા ખરીદી લીધેલું તે ઘરમાં જ પડ્યું છે એ પણ તેમણે વાતની વાતમાં કિરીટને જણાવી દીધું. ખેતરાંની આવક પહેલાં જેટલી નથી આવતી એમ કહીને વધુ ખેતરાં લીધાં હોવાનું પણ તે

કહ્યા વિના રહ્યા નહિ.

એટલામાં ચાહના પ્યાલા ખખડવા લાગ્યા એટલે કેદની મુદ્દત પૂરી થવાનો સમય આવ્યો જાણી કિરીટ ટટ્ટાર થયો, પણ એટલામાં સ્ટવ ઉપર પૂરીઓ તળાતી હોય એમ જણાયું. તળાવાનો અવાજ આવતો હતો પણ આવતી સુગંધ શુદ્ધ ઘીની હતી કે વેજીટેબલ ઘીની હતી તે કિરીટ કળી શક્યો નહિ. મંગા શેઠની વાત આગળ વધ્યે જતી હતી.

"હેં કિરીટભાઈ! તમે બી. એ. તો થયા; હવે આગળ ભણશો ને?"

"વિચાર તો નથી. દાદા વૃદ્ધ થયા છે એટલે હવે ઘરનો કારભાર સંભાળવો જોઈએ."

"ભેગાં ભેગાં બે વરસ કાઢી નાંખોને! એલ.એલ. બી. થઈ જાઓ અને પ્રમોદભાઈની પેઠે વકીલ બનો."

"મને એ ધંધો ગમતો નથી."

"વકીલ થયા એટલે વકીલાત જ કરવી એમ કાંઈ થોડું છે! ક્યાંક ન્યાયાધીશની જગ્યા લઈ લેજો. જો આવડે તો એમાં વકીલાત કરતાં ય સારી આવક થાય. અમારા ગામના માર્કંડરાય ગાયકવાડીમાં મુનસફ છે તેમને પગાર તો સવાસોનો મળે છે, પણ કહે છે કે હમણાં તેમણે મુંબઈમાં સવા લાખનો માળો લીધો!"

એટલામાં પગમાંનાં ઝાંઝર ઠમકાવતી રંભા હાથમાં પૂરીઓનો ખુમચો લઈને બહાર આવી અને શેતરંજી પર મૂકીને પાછી અંદર ગઈ. બીજી વાર બીજા ખુમચામાં ચાહના ત્રણ પ્યાલા ભરી લાવીને નીચે મૂક્યા અને તે સામે ઊભી રહી.

રંભા પંદરેક વર્ષની ઉંમરની હતી પણ શરીરની કાઠી તેરેક વર્ષની હતી. રંગે ઘઉંવર્ણી હતી, આંખોમાં નિર્દોષતા હતી, વદન

પર લજ્જા હતી, પણ તેના શરીર અને મુખમંડળમાં સૌથી વધારે આકર્ષણ ઘરેણાંના ઠઠેરાનું હતું. એકએક કાનમાં સાતસાત વીંધ હતા અને દરેકમાં કાંઈ કાંઈ ઘરેણાં હતાં, જે ઘરેણાંનાં નામ પણ કિરીટને આવડતાં નહોતાં! ગળામાં ઉપરાઉપરી ત્રણ દાગીના નાંખેલા હતા અને હાથમાં બંગડીઓની હાર એવી જામી ગઈ હતી કે એકકેને આઘીપાછી ખસીને જરા સરખોએ નાદ કરવાની જગ્યા મળતી નહોતી! કોણી પર બાંધેલું ઘુઘરીવાળું લોકેટ જ ભાગ્યશાળી હતું કે તે અવાજ કરી શકતું હતું અને હાથમાંની બંગડીઓની હાંસી કરી રહ્યું હતું.

રંભા નીચું જોઈ રહી હતી તેને પ્રમોદે બોલાવી: "કેમ રંભાબહેન! મજામાં છો ને?"

રંભાના ગાલમાં જવાબ આપતાં ખંજન પડયાં. "હા" કહીને તે અટકી ગઈ. તે સ્વરમાં કિરીટ સંકોચ જોઈ શકતો હતો.

"શું ભણો છો?"

"પાંચમી ચોપડી."

તુરત જ મંગા શેઠે વાત ઉપાડી: "પ્રમોદભાઇ! અમારી રંભાને ભણવાનો બહુ ઉમંગ, હોં! એકકે મહિનામાં તે પહેલેથી બીજે નંબરે ઊતરી નથી. ચોપડીઓ વાંચવાની લત પણ એટલીજ. અભ્યાસ ઉપરાંત ઘણી જ ચોપડીઓ વાંચે. મારી પાસે નવીનવી ચોપડીઓ મંગાવે, પણ હું લાવી આપું નહિ. મારા મનમાં એમ કે બહુ વાંચે તો આંખોનું તેજ ઘટે. પણ એ તો બહેનપણીઓની ચોપડીઓ લઇ આવે ને વાંચ્યા જ કરે. હમણાં પરીક્ષાનો મેળાવડો થયો'તો એમાં રંભાએ સંવાદમાં ભાગ લીધેલો. એ બોલે ત્યારે સાંભળનારાઓ એટલી બધી તાળીઓ પાડે કે ન પૂછો વાત! તેમાં એને રૂપાનો ચાંદ ઇનામમાં મળેલો. એ તો કહેતી'તી કે મારે અંગ્રેજી ભણવા અમદાવાદ જવું છે, પણ મારો

જીવ કેમ ચાલે? દીકરીનો જીવ, જવાન વય, પરગામ જવું, અને આ જમાનો.”

કિરીટ વચ્ચે બોલ્યો: “હજી ભણી શકે એટલી એમની ઉંમર છે.”

મંગા શેઠ હસ્યા: “હા, ભણવું હોય તો પરણીને ભલે ભણે! પણ સાચી વાત કહું? બહુ ભણતર મને ન ગમે. અને એકલું ભણતર ભણ્યે કાંઈ ચાલી શકવાનું છે? રસોઇએ આવડવી જોઈએ. અમારા ઘરમાં રસોઈ તો મોટે ભાગે રંભા જ કરે. એની બાનું શરીર બરાબર સારું રહે નહિ, એટલે એક બાજુએ ભણે અને સાથે રાંધી જાણે પણ ખરી. આ ચાહ અને પૂરી તેનાં બનાવેલાં હોં! ગમે તે રસોઈ કરવાનું કહો, બધું ય આવડે. અરે, તેની બાને ન આવડે એવું તેને બનાવતાં આવડે. પાકશાસ્ત્રની ચોપડી વાંચી વાંચીને એવી નવીનવી ચીજ બનાવે કે આપણે તો આંગળાં જ ચાટયા કરીએ.”

આ પારાયણ લાંબી ચાલતી જોઇને પ્રમોદે કિરીટનું ધ્યાન ખેંચ્યું: “ચાહ ઠરી જાય છે, હોં!”

“હા, હા, ચાહ લ્યો, આ પૂરીઓ લ્યો; રંભા! બીજી તાજી પૂરીઓ લાવ!”

પ્રમોદ અને કિરીટ શેતરંજી પર બેઠા અને ચાહ તથા પૂરીઓનો નાસ્તો પ્રારંભ્યો.

રંભા બીજી પૂરીઓ મૂકીને ઉંબરામાં બેઠી.

ચાહ પીતાં પીતાં મંગા શેઠે પુનઃ વાત ઉપાડી: “પ્રમોદભાઇ! મારે તો જે કાંઇ કહો તે બધું આ બે છોકરાં ઉપર છે. રંભા ને ચંદુ, દીકરી ને દીકરો, પણ મારે તો બેઉ સમાન છે હોં! કોઇને ત્યાં દીકરી ઓછી અને દીકરો મોંઘો હોય; મારે તો બેઉ સરખાં મોંઘાં છે. જ્યારે મારી આંખ મીંચાશે ત્યારે હું તો બેઉને

દીકરા જ ગણીને અર્ધોઅર્ધ મીલકત વહેંચી આપવાનો, બીજાના જેવું મારે ત્યાં નહિ."

મંગા શેઠને ખાત્રી હતી કે આ છેલ્લી વાત કિરીટને રંભાના સ્વીકાર માટે તત્પર બનાવ્યા વિના રહેશે નહિ; અને વળી સોમચંદ શેઠ જેવાની લાગવગ છે એટલે આ ચોકઠું જરૂર બંધ બેસી જશે. પરંતુ તે તેના વદન પરથી મંગા શેઠ જરા પણ કળી શકતા નહોતા; એટલે તે હજી વધારે આકર્ષક વાતો કરવા ઇચ્છતા હતા, પરંતુ પ્રમોદે ખીસ્સામાંથી ઘડિયાળ કાઢતાં કહ્યું: "દસ વાગ્યા, કિરીટ! હવે આપણે જઈશું?"

"બેસોને હવે, આ એક પૂરી લ્યો!"

મંગા શેઠનો આગ્રહ દોઢ કલાકની કેદ પછી સ્વીકારી શકાય તેમ કિરીટને પણ ન લાગ્યું; એટલે પ્રમોદ અને કિરીટ પાનસોપારી લઈને વિદાય થયા.



## પ્રકરણ ૯

# હરિલાલ ડેપ્યુટી

બપોરના બે વાગ્યા, ત્યાં તો કિરીટને હરિલાલ ડેપ્યુટીના ઘરનું તેડું આવ્યું. ત્યાંથી ચાહ-પાણી માટેનું જ નિમંત્રણ હતું, એ કહેવાની જરૂર નથી. કિરીટ અને પ્રમોદ કપડાં પહેરીને તૈયાર થયા એટલે સોમચંદ શેઠ ઓરડામાંથી બહાર આવ્યા અને બેઉને ધીમેથી કહેવા લાગ્યા: "જુઓ, મોટા માણસનું ઘર છે. જરા વિવેકથી બોલજો-ચાલજો. અને કન્યાને રીતસરનું જ પૂછજો, વધારે પડતું કાંઈ પૂછીએ તો અવિવેકી કહેવાઇએ, સમજ્યાને ?"

કિરીટ અને પ્રમોદ ડેપ્યુટીને ત્યાં પહોંચ્યા ત્યારે પહેલાં તો ડેપ્યુટી ક્યાંય દેખાયા નહિ. નોકરે તેમને દિવાનખાનામાં બેસાડ્યા. દિવાનખાનાની પાછળના ખંડમાં ડેપ્યુટી એક ગાદી પર બેઠા હતા અને તેમની સામે એક વેપારી બેઠો હતો. પ્રમોદ અને કિરીટને આવેલા જોતાં જ ડેપ્યુટી એકદમ ઊઠ્યા અને દિવાન-ખાનામાં આવતાં વિવેકભર્યું સ્મિત કરીને બોલ્યા: "માફ કરજો હોં, હું જરા કામમાં હતો." અને પછી તે અંદરના ખંડ તરફ દૃષ્ટિ કરીને બોલ્યા: "અરે, ચંપકલાલ ! અહીં જ આવો, બધો માલ લેતા આવો. અહીં બેઠાં જ જોઈ લઇએ."

ચંપકલાલ પોતાનો પાથરેલો માલ ત્યાંથી સંકેલી લઈને દીવાનખાનામાં આવ્યો અને દીવાનખાનાની મધ્યમાંના એક ગોળ મેજ પર માલ પાથર્યો. માલમાં ખરાં મોતીના છડા અને હીરાનાં પડીકાં હતાં. પોતાને કેટલુંક ઝવેરાત ખરીદવું છે એમ કહીને ડેપ્યુટી સાહેબે ઝવેરીને ઘેર બોલાવ્યો હતો અને ઝવેરી પણ એ જ વખતે ઘેર આવ્યો હતો કે જે વખતે આ બેઉ મહેમાનો ચાહ પીવા આવ્યા હતા!

"મિસ્તર પ્રમોદલાલ! અહીં આવો. તમને મોતીની પરીક્ષા છે કે નહિ?"

"ના જી, આપણને ઝવેરાત પારખતાં ન આવડે."

"મારે એક એકસરી મોતીની માળા અને એક હીરાની બુટ્ટી જોડી તૈયાર કરાવવી છે એટલે ચંપકલાલને બોલાવ્યા'તા, પણ તેમનો માલ બહુ હલકો છે."

ચંપકલાલ બોલ્યો: "સાહેબ! વીરમગામમાં જેવા પહેરનારા, તેવો અમારો માલ; આ કંઈ મુંબઈ થોડું જ છે?"

"પણ અમારા જેવાને લાયકનો થોડો માલ રાખતા હો તો તમારો વેપાર જરૂર સારો ચાલે."

"આપ કહો તો અમદાવાદથી મંગાવી આપું. આઠસો રૂપિયે રતીના હીરા આપને ચાલી શકશે ને?"

"હા, હા, બેલાશક. હજાર રૂપિયે રતી હોય તોય શી ફીકર છે? પણ માલ ચોક્ખો જોઈએ."

ચંપકલાલે પોતાના માલનાં પડીકાં વાળવા માંડયાં. તે ઊઠવા લાગ્યો એટલે ડેપ્યુટીએ તેને આગ્રહ કરીને ચાહ પીવા માટે રોક્યો અને બૂમ મારીને નોકરને ચાહ લાવવા હુકમ કર્યો.

ઝવેરાતની ખરીદી બહુ અર્થસૂચક હોય છે. એક ગૃહસ્થ ઝવેરાત ખરીદે છે એ વાતના સંદર્ભમાં જ અનેક વાતો સમાઈ

રહેલી હોય છે. ઝવેરાતની ખરીદીમાં ધનિકતાનું સૂચન થાય છે, એ ઝવેરાત સ્ત્રી કે પુત્રીને માટે ખરીદાતું હોય તો તે ગૃહસ્થનો કુટુંબપ્રેમ વ્યક્ત થાય છે, ઝવેરાતના પ્રકાર ઉપરથી તેની રસિકતાનું મૂલ્ય પણ અંકાય છે; અને જો એવી વાત જાણનાર કોઈ કલ્પનાચતુર પુરુષ હોય તો એ ઝવેરાત પહેરનાર સ્ત્રીના સૌંદર્યનો અને તેના ઉત્તમ પ્રકારના શોખનો ખ્યાલ પણ તે ધરાવી શકે છે. એકસરી મોતીની માળા અને હીરાની બુટ્ટીની જોડી કોને માટે ખરીદાતી હતી તેની કિરીટને ખબર નહોતી, પણ ડેપ્યુટી તેને ખ્યાલ આપ્યા વિના કેમ રહે? તેમણે કહ્યું : "પ્રમોદભાઈ! વાત એમ છે કે રાજકોટમાંથી થોડાં વરસ પહેલાં મેં થોડું ઝવેરાત ખરીદેલું, પણ નિત્ય નવા ઘાટ અને નવી ફેશન નીકળે છે ખરી ને? એટલે અમારી કમુને એ દાગીના પસંદ ન પડયા. કમુની બાએ તો કહ્યું કે એ દાગીના ભંગાવીને તેમાંથી નવી ફેશનના કરાવો, પણ મેં કહ્યું કે હવે એ ભલેને ઘરમાં જ રહ્યા, કમુને માટે વળી નવો જ માલ ખરીદીએ; તેને આપવા પણ જોઈએ જ ને? પણ અહીં તો સારો માલ મળતો નથી, એટલે હવે ચંપકલાલ અમદાવાદથી મંગાવી આપશે. શું કરીએ? ખર્ચ તો થાય છે, પણ છોકરાં ખુશ થાય ને?"

ચંપકલાલ વચ્ચે પુરાયોઃ "સાહેબ! આપને ખર્ચની શી ચિંતા છે? આપ તો ભાગ્યશાળી માણસ છો. આપ મોટા મનના અને સીધી લાઇનના માણસ છો, તો ઝવેરાત પાછળ આટલું ખર્ચો છો, નહિતો કાઠિયાવાડના ડેપ્યુટીઓને વળી ઝવેરાતના પૈસા ખર્ચવાના હોય?"

હરિલાલભાઈ આંખો વિકસાવીને બોલ્યાઃ "નહિ! અમારે તો લાંચ ખપે તો ગાનું રૂધિર ખપે. ઘણા ય ઠાકોરો, તાલુકદારો અને ગરાસિયાનાં કામો કરી આપેલાં, એટલે હીરા મોતી તો અમારા

પગે અથડાવા આવેલાં, પણ એ શી વાત ? એ લેવાય કેમ ? ઘણાય લે છે, પોતાનાં અને સગાંનાં ઘર ભરે છે અને કોઈનાં કામ કરીએ એટલે તે બિચારા આપે પણ ખરા, પરન્તુ આપણે તો જેનું નિમક ખાઈએ તેનું હલાલ કરવું એવી જ ટેક. અને એ ટેક છે તો જ છેક ગરીબાઈમાંથી આટલે ઓધ્ધે ચડયા છીએ અને મનમાન્યાં કામ કરી શકીએ છીએ."

"હા જી, આપના પિતાની સ્થિતિ બહુ સાધારણ, એમ તો મારા બાપા ય કહે છે."

"સાધારણ કેમ ? તદ્દન ગરીબ. ગરીબ માબાપથી શરમાઈએ શાના ? હું મારીમાં ભણેલો, ખાનગી ટયુશન કરીને ઘરખર્ચમાં મદદ કરતો, રાત્રે વાંચવા માટે દીવેલ જોઈએ, પણ તે મળે જ શાનું ? એટલે શેરીને નાકે મ્યુનિસિપાલીટીનું ફાનસ બળતું ત્યાં બેસીને મધરાત સુધી વાંચતો. એવી ગરીબાઈમાં હું બી. એ. થએલો, પણ મારાં માબાપ મારું સુખ જોવા ન રહ્યાં. પચાસ હજારની આ હવેલી થઈ, રાજકોટમાં એક બંગલો બંધાવી પંદર હજાર ખર્ચ્યા છે, માબાપનાં પુણ્યપ્રતાપે ઘણું ય મળ્યું ઘણું ય ખર્ચ્યું; આજે મોજ કરીએ છીએ. કેટલીક બેઠી આવક પણ કરી છે, પરન્તુ જેમણે દુઃખ વેઠીને મને આ સ્થિતિએ પહોંચાડયો એ બિચારાં માબાપ કશું જોવા ન પામ્યાં. તેમના મરણ વખતે મને પાંત્રીસ રૂપીયા એજન્સીની નોકરીમાં મળતા હતા !"

ડેપ્યુટી સાહેબે ગરીબ અવસ્થામાંથી થએલી પોતાની ચડતીનો એ રીતે ખ્યાલ આપ્યો; પરન્તુ લાખ-દોઢ લાખની મિલ્કતનો ખ્યાલ આપતાં પોતાની આવકનો હિસાબ મેળવવાનું ભૂલી જ ગયા એમ કિરીટને લાગ્યું.

પ્રમોદે સહજ કહ્યું: "આપ અમલદાર થયા, ત્યારનો

વખત આજના કરતાં સારો."

"અને હજીએ શાનો ખરાબ વખત છે! પહેલાં કરતાં પગારની ગ્રેડો વધી, એલાવન્સ મળે છે, અને અમલદારીના સુખનો પાર ,નહિ. તમારા પિતાજી મને તમારે માટે જ કહેતા'તા; મેં તો કહેલું કે લાવો એજન્સીમાં રખાવી આપું, પણ તમે રહી રહીને હમણાં આવ્યા. હવે નવા રીક્રુટમેંટ વખતે વાત; ત્રણ મહિનાની જ વાર છે."

"વકીલાત કરતાં વધારે સારો ચાન્સ ખરો?" પ્રમોદે પૂછ્યું.

"હાસ્તો. તમારા જેવા સ્નેહી ગ્રેજ્યુએટો તો મેં કેટલાય રખાવી આપ્યા. તે બધાય આજે મારો આભાર માને છે. એજન્ટ સાહેબ મારો પડયો બોલ ઊંચકી લે, અને ખાતાના માણસોને હું કહું તે વેદવાક્ય. કોઈ પાછો ફરે જ નહિ ને! આજે તમને રખાવવા અને આગળ ચડાવવા તેમાં તે શી મોટી વાત છે? અને તમારો–અમારો જૂનો નાતો. તમારે મારું અને મારે તમારું કામ કરવું એમાં આપણે કાંઈ પાડ કરતા નથી. કહો, વિચાર છે ને?"

"મને તો મુંબઈ સદી ગયું છે. આવકના પ્રમાણમાં ખર્ચ વધુ છે, પણ હજી આગળ વધી શકાય તેમ છે. હાઇકોર્ટનું ઓરીજિનલ સાઇડનું કામ થોડે થોડે મળે એમ લાગે છે, એટલે મારો વિચાર ઓછો છે."

"તો જેવી તમારી મરજી; બાકી આપણે તો તમારી જોગવાઈ કરવા જ્યારે કહો ત્યારે તૈયાર બેઠા છીએ. હું તો કિરીટભાઇને પણ સલાહ આપું છું કે તમારે એજન્સીની નોકરીમાં જોડાઈ જવું, અને સવા મણની તળાઈમાં સૂઈ રહેવું. તમારો ગ્રેડ કૂદકે ને ભૂસ્કે વધતો જાય, એ કામ મારું."

"કિરીટ એલએલ. બી. થાય તો એજન્સીની નોકરીમાં વધુ ચાન્સ ખરો કે નહિ?" પ્રમોદે સહજ પૂછ્યું.

"હાસ્તો. તમે જ વિચારો ને કે બી. એ. કરતાં એલએલ. બી.ને વધુ ચાન્સ મળેજ. ખરું કહીએ તો હવે થાણુદારોની જગ્યાએ એલએલ. બી.ઓને પહેલી પસંદગી અપાય છે. અને તમે કેમ ભૂલો છો? મોસાળ જમણ ને મા પીરસણે! કિરીટભાઈ એજન્સીની નોકરીમાં હોય અને હું ડેપ્યુટી હોઉં, તો પછી જીભની કાંઈ દાંતને ભલામણ કરવાની હોય ખરી? હેં હેં હેં હેં!!"

હરિલાલભાઇને ખૂબ હસવું આવ્યું. એ આનંદનું હાસ્ય હતું. આટલી વાતચીત પરથી અને કિરીટના મૌનથી તેમને નવ્વાણુ ટકા ખાત્રી થઈ ગઈ હતી કે કિરીટ પોતાનો જ જમાઈ થવાનો છે. કિરીટના ભાવિ જીવનની ગડીઓ અત્યારથી જ તેમણે ગોઠવવા માંડી દીધી તેથી કિરીટને આશ્ચર્ય થયું. પણ એને ખબર નહોતી કે હરિલાલ ડેપ્યુટીના ઘરની દીકરીનું કહેણુ હોય તો એને મૂકીને બીજી કોઈ કન્યાને સોમાંથી નવ્વાણુ જણા પસંદ કરે નહિ એવી માન્યતા જેમ સોમચંદ શેઠની હતી તેમ હરિલાલભાઈની પણ હતી. લગ્ન તો કન્યાનું જ થવાનું હોય. ઝાડને નામે જેમ ફળ વેચાય તેમ કન્યાના બાપને નામે કન્યાની પસંદગી કેમ ન થાય! 'હરિલાલ ડેપ્યુટીની દીકરી' એ જ મનોમુગ્ધકર મંત્ર હતો, 'કામંદકી' એ નામ, એનું રૂપલાવણ્ય, એનું ભણતર, એનો સ્વભાવ, એ બધું પેલા મહામંત્રમાં બીજમંત્ર રૂપે સમાઈ જતું હતું; જેમ હાથીના પગલામાં બધાં પ્રાણીઓના પગ સમાઈ જાય છે તેમ.

"અરે, પણ હજી ચાહ કેમ ન આવી?" હરિલાલભાઇને હવે મ્હેમાનગતિ સાંભરી.

તેમણે એક હાક મારી, બે ત્રણ વાર પગલાં ધમધમાવતાં દાદર ખખડાવ્યો, ચાકરને એક બે વાર 'બેવકૂફ' 'ગમાર' કહીને અમલદારી દાખવી. "સાહેબ બહુ તેજીલા સ્વભાવના છે" એવી નોકરો ઉપરની છાપ દૃઢ કરનારાં હરિલાલભાઈનાં પત્ની કેસરબાએ

ધીરે સ્વરે જવાબ આપ્યો: "એમ આકળા ન થાવ તો. તમારી ત્રાડથી તો રામજીના હાથમાંથી ચાહનો કપ ભોંયે પડીને ઢોળાઈ ગયો."

"અરે, પણ ચાહની વરધી આપ્યાને કેટલી બધી વાર થઈ? આવું અમારી દુરમાં થયું હોય તો પટાવાળાને ઘેર જ બેસાડી દઉં!"

"એ તો હોય. એમ ગરીબ માણુસ ઉપર ન ખીજાઇએ." કેસરબાઇએ સ્વામીને ઉપદેશ કર્યો.

ડેપ્યુટીએ ટીકા કરી: "આ બૈરાંને કાંઈ ખબર છે કે નોકરો સાથે કેવી સીફતથી કામ લેવું પડે છે? એ તો રહ્યા દયાળુ જીવડા, એટલે ચાકરનાં ગરીબડાં મ્હોં જોઇને દયાથી ડોલી જાય, પણ અમે એવી દયા કરવા જઇએ તો નોકરો ગાંઠે જ નહિ, હોં પ્રમોદભાઈ!"

ત્યાં તો રામજી ચાહથી ભરેલા ચાંદીના કપ ચકચકતા ચાંદીના ખુમચામાં લઈને રખેને ચાહ ઢોળાય એવી બ્હીકથી ધીરાં ડગલાં ભરતો ઉપર આવ્યો.



## પ્રકરણ ૧૦

### કામંદકી

દીવાનખાનાની મધ્યમાં ગોઠવાયલા એક સુંદર ગોળ મેજ ઉપર રામજીએ ચાહનો ખુમચો મૂકયો. ચાહ પીનારા ચાર જણા હતા અને મેજ પાસે બે જ ખુરશીઓ હતી, એટલે બાજુએથી બીજી બે ખુરશીઓ ખેંચી લાવીને મેજની આસપાસ ચારે ખુરશીઓ ગોઠવી. દરેક ખુરશીના હાથા ઉપર એક એક ધોએલી નેપકીન મૂકી. ચાહના ખુમચાની બાજુએ સીગારેટની રાખ ખંખેરવા માટે ઍશટ્રે ગોઠવી અને પછી તે દૂર ખસીને સાહેબની હજુરમાં ઊભો રહે તેમ મ્હેમાનોની તહેનાતમાં હુકમની રાહ જોતો ઊભો. પોતાના નોકરને અપાયલી આ તાલીમની અસર મ્હેમાનો ઉપર થાય છે કે નહિ તે જોવાને ડેપ્યુટીની ચકોર આંખો વારંવાર પ્રમોદ અને કિરીટનાં વદનો ઉપર ફર્યા કરતી હતી.

"ચાલો હવે ચાહને ઈન્સાફ આપો."

હરિલાલભાઇના એ નિમંત્રણવાકયે ત્રણે જણાને ચાહના ટેબલની આસપાસની ખુરશીઓ ઉપર ગોઠવાઈ જવાનું સૂચન કર્યું, એટલે ત્રણે ઊઠયા અને સાથે હરિલાલભાઇ પણ ઊઠયા.

પાંચેક મિનિટમાં ચાહ પીવાઇ જવા આવી પણ કામંદકીનું

દર્શન થયું નહિ! પ્રમોદની દૃષ્ટિ વારંવાર દ્વાર તરફ ખેંચાતી હતી. છેવટે ચાહનો પ્યાલો ખાલી કરી પાછો ટેબલ પર મૂકતાં તેણે પૂછ્યું: "કમુબહેન હાલમાં અહીં જ છે ને?"

"હા, હા, અહીં જ છે. ત્રણ ચાર દિવસથી અહીં છે, અને બે ત્રણ દિવસમાં પાછી અમદાવાદ જશે. હમણાં આવશે. તે ચાહ પીતી નથી, કોકો પીએ છે, એટલે જ તે અહીં આવી નથી; નહિ તો તે આપણી સાથે બેસીને જ ચાહ પી લેત."

એટલામાં સીડીનાં પગથિયાં ખખડ્યાં અને કામંદકી દ્વારમાં આવી, દ્વારનાં બે બારસાખ ઉપર પહોળા કરેલા હાથ મૂકી ઊભી અને બોલી: "કેમ, બાપુજી!"

"અહીં આવ! જો, હું તને ઇન્ટ્રોડક્શન કરાવું."

કામંદકી મંદ હસતી અંદર આવી અને પિતાની પાછળ ઊભી રહી. હરિલાલભાઈએ ઓળખાણ કરાવી: "આ સોમચંદ શેઠના દીકરા પ્રમોદલાલ, મુંબઈમાં વકીલાત કરે છે, અને આ એમનાં ફોઈના દીકરા કિરીટલાલ, હમણાં જ બી. એ.માં પાસ થયા. વડોદરે રહે છે."

"વે...લ!"

આ ઓળખાણ વખતે હાથ લંબાવીને મ્હેમાન સાથે હસ્તધૂનન કરવું જોઇએ ખરું. ઘણા દેશીવિદેશી મ્હેમાનો સાથે કામંદકીએ હસ્તધૂનન કર્યું હતું, પણ આ મ્હેમાનોની ઓળખાણ વખતે એ શિષ્ટાચાર ન કરવાની પિતાએ કમુને ખાસ સૂચના કરી હતી, એટલે જ તે હાથ લંબાવતા અટકી હતી. નવીન યુગના 'જય જય' કે 'નમસ્કાર' ડેપ્યુટીના ઘરમાં ક્યાંથી પેઠા હોય?

ચાહના ટેબલ પાસેથી ઊઠીને બધા પાછા દીવાનખાનામાંના સોફા ઉપર બેસી ગયા. કામંદકી એક ગાદીવાળી સુંદર ખુરશીમાં

સફાઇથી ગોઠવાઈ ગઈ.

ચામડીનો રંગ એ જો સૌંદર્ય માટે અપેક્ષિત ન મનાતો હોત તો પ્રમોદ કામંદકીને જરૂર સુંદર કહેત. તે નમણી હતી પણ રંગે તેના પિતાના જેવી જ શામળી હતી. ઘરેણાંનો ઠઠેરો તેણે કર્યો નહોતો, માત્ર દેહના શ્યામ રંગની વચ્ચે ખીલી નીકળે તેવા મોતી અને હીરાના સફેદ આછા અલંકારો જ તેણે ધારણ કર્યા હતા. સાડી અને પોલકું સુંદર કિનારીવાળા સફેદ રેશમી પટોળાનાં હતાં. ઉંમર તો વીસેક વર્ષની હતી અને તેનાં અવયવો જ તે કહી આપતાં હતાં.

પણ કિરીટને કાંઈ એ સૌંદર્ય કે એ અલંકારો જોવાં નહોતાં. પ્રમોદથી કાંઈક જુદું જ જોવા ઈચ્છતો હોય, તેમ કામંદકીના વદન ભણી જ તે વારંવાર જોતો હતો અને દૃષ્ટિ ખસેડી લેતો હતો.

"પ્રમોદભાઇ, અમારી કમુ અમદાવાદની સરકારી ગર્લ્સ હાઇસ્કૂલમાં ભણે છે અને ત્યાંની હોસ્ટેલમાં જ રહે છે. હમણાં સ્કૂલમાં રજા છે એટલે આવી છે."

"એમ કે? ત્યારે તો ત્યાં અભ્યાસ ઉપરાંત બીજું ઘણું શીખવાનું મળતું હશે!"

તુરત કામંદકીએ જવાબ આપ્યો: "હા, સ્કૂલમાં તો થોડું સંગીત જ હું ત્યાં શીખી શકું છું, પણ ટેનીસ રમવા માટે એક સ્ત્રીઓની કલબમાં જઉં છું. ટેનીસ જ મારું 'રીક્રિએશન'નું સાધન છે."

"ઠીક......ઠીક. મેટ્રિક થયા પછી મહિલા પાઠશાળામાં જાઓ તો......"

"જવા દો એ પાઠશાળાનું નામ. હું તો કોલેજમાં જ જઇશ. મેટ્રિક સુધી શીખેલું અંગ્રેજી પણ ત્યાં ભૂલી જવાય છે,

એટલું પૂઅર ઈંગ્લીશ જી. એ. થએલી છોકરીનું પણ હોય છે." કામદકીએ નિશ્ચિત અભિપ્રાય વ્યક્ત કર્યો.

"અંગ્રેજી ભાષાના શિક્ષણનો ઉપયોગ સૌને માટે જીવનમાં સરખો નથી હોતો." કિરીટે ધીમેથી વાક્ય ઉચ્ચાર્યું.

"કેમ નથી હોતો ? અંગ્રેજી લિટરેચરને પહોંચી શકે એવું લિટરેચર આપણી કઈ દેશી ભાષાનું છે ?"

"પણ આપણને ઉપયોગી હોય તેટલું લિટરેચર તો આપણને દેશી ભાષા પૂરું પાડી શકે તેમ છે."

"દુનિયાની બધી ભાષાઓનું લિટરેચર આપણને ઉપયોગી જ છે; કેમ નથી ?"

"એમ કહીએ તો જ્ઞાન અનંત છે–જીવન સાંત છે. આખી દુનિયાના સાહિત્યરસનું પાન કરવા ઇચ્છીએ તોપણ તે ઇચ્છા પૂરી ન પડે. આપણને આપણી પરિસ્થિતિ પૂરતા જેટલા જ્ઞાનની આવશ્યકતા હોય તેટલી મર્યાદા બાંધીને પછી આપણે જ્ઞાનપિપાસા ધારણ કરવી જોઈએ."

"તમારો એવો અભિપ્રાય ભલે હોય; પણ બર્નાડ શોના સાહિત્યનો સંદેશો આપણા દેશનો કોઈ લેખક આપણને આપી શકે તેમ છે ?"

"હા ! બર્નાડ શો પૂર્વની પ્રજાને જે નવા વિચારો આપે છે તે આપણા દેશની પ્રજાને આપણા દેશ પૂરતા નવા વિચારો બર્નાર્ડ શોની જ શૈલીએ રવીંદ્રનાથ, શરત્ચંદ્ર, કાલેલકર. કનુ મુન્શી, દ્વિરેફ, ધૂમકેતુ, સુંદરમ્, ઉમાશંકર એવા ઘણાય આપે છે."

"એમાં તો ત્યારે એક મુન્શી સિવાય બીજા કોઈનું મેં કશું જ વાંચ્યું નથી; પણ મુન્શી ય મને શો પાસે ક્વાઈટ પૂઅર લાગે છે."

આ વાતચીત સાંભળીને ડેપ્યુટીની આંખો આનંદથી હસ્યા

કરતી હતી. પુત્રીનો અંગ્રેજી ઉપરનો પ્રેમ તેમની છાતીને ગજ ગજ ફુલાવતો હતો. અંગ્રેજી ભાષાનું જ્ઞાન સુંદર હોવું એ એક વ્યક્તિની અપૂર્વ લાયકાત હોવાનો તેમનો અભિપ્રાય અંગ્રેજ અમલદારોના સંસર્ગથી બંધાયો હતો. બીજી ભલે ઓછી આવડત હોય પણ અંગ્રેજી જ્ઞાન સરસ હોય તો સરકારી નોકરીમાં કેટલાકો કેટલા ઊંચા ઓદ્ધા ભોગવી ગયા તેની વાત અત્યારે વાત કરવાનો સમય નહોતો, નહિતો હરિલાલ ડેપ્યુટીએ પૂર્વે થઇ ગએલા નોનમેટ્રિક ડેપ્યુટીઓના સુંદર અંગ્રેજી જ્ઞાનનું મહિમાપુરાણ જરૂર ઉખેળ્યું હોત.

ક્ષણભર ચુપકી પ્રસરી. વાતચીતનો પ્રસંગ નહિ નીકળતો જોઇને હરિલાલભાઇએ સૂચન કર્યું: "કમુબહેન! આજે તો તમારું સંગીત સંભળાવો; જાણીએ તો ખરા કે કેટલુંક શીખ્યાં છો!"

કામંદકી તુરત ઉઠી અને એક ખૂણામાં પડેલી વાજાની પેટી ખુરશીની નજીક ખેંચી આણીને તે ખોલી અને બજાવવા લાગી. એકાદ સારીગમ બજાવીને તેણે ગીત ગાવા માંડ્યું. "પ્રેમકી નદિયાં, પ્રેમકી નૈયાં" એવું કોઈ સીનેમા ફીલ્મનું એ ગાયન હતું. તે સાંભળતાં પ્રમોદનું હૃદય નાચવા લાગ્યું, પણ કિરીટ તો શાન્ત ચિત્તે જ સાંભળી રહ્યો.

ગીત પૂરું થયું અને સૂરો વિરમ્યા, એટલે કિરીટે તુરત કહ્યું: "પ્રમોદભાઈ! હવે ઊઠીશું?"

"બેસોને, શી ઉતાવળ છે?" હરિલાલભાઇએ વિવેક કર્યો. પણ કિરીટની ઇચ્છા હવે વધુ વખત થોભવાની નહોતી, એટલે પ્રમોદ અને કિરીટ ઊઠયા. હરિલાલ ડેપ્યુટી તેમને બારણા સુધી વળાવીને પાછા ફર્યા.

"કેમ, કિરીટ! શો અભિપ્રાય છે!"

"શાનો?"

"કન્યા જરા શ્યામવર્ણી છે તે સિવાય બધું ય સરસ

છે, નહિ ?"

"પણ હજી આપણે એક કન્યા જોવાની છે ને ! મામાએ ત્રણ કન્યાઓ પસંદ કરી રાખી છે."

"પણ આ કન્યા માટે પિતાજીનો પક્ષપાત છે અને તે વાજબી પણ છે. રંભા કરતાં કમુ સરસ તો ખરી. મેટ્રિક સુધી ભણી છે અને કોલેજમાં પણ જવાની. ભણતરમાં કજોડું હોય તો સંસાર સારો ચાલતો નથી."

"હૂંઉંઉં!" કહી કિરીટ ચૂપ રહી ગયો.

"તને આ કન્યા પસંદ હોય એમ લાગતું નથી."

"શા ઉપરથી તું એમ માને છે ?"

"ત્યારે સ્પષ્ટ જવાબ કેમ આપતો નથી ?"

"કન્યાઓનાં આવાં પ્રદર્શન મને ગ્લાનિ ઉપજાવે છે. દિલનાં જોડાણ માટે આવાં પ્રદર્શન–આવા ઢોંગ–આવી ટાપટીપ મને જરાય ગમતાં નથી. તને શું એમ નથી લાગતું કે આ બધા પ્રયોગો માબાપોએ કરી રાખેલા ચોક્કસ પ્રકારના રીહર્સલ પછીના હોય છે ?"

પ્રમોદ હસ્યો. તે બોલ્યો: "ભાઈ ! પ્રદર્શન વિના માલ પરખાય ક્યાંથી ? લાલચ વિના ઘરાક નીકળી આવે કેમ ? એટલે માબાપોને આવું કરવું પડે, તેનો બીજો શો ઉપાય ?"

કિરીટને હસવું આવ્યું. "હવે તેં બરાબર કહ્યું. આ પણ એક બજારુ સોદો છે; સુંદર મોઢીયું કરીને માલ પધરાવવા જેવી વેપારીની રીત, તેવી આપણી પણ આ રીત. વેપારી ઠગાય તો થોડું નુકસાન વેઠીને ચલાવી લે, ઘરાક ઠગાય તો ખરીદેલો માલ વાપરી નાંખીને છૂટો થાય, પરન્તુ જીવનસખીને આવા પ્રદર્શન પછી ગ્રહણ કરનાર ઠગાય તો પછી તેની શી દશા થાય ?"

કિરીટના શબ્દોએ પ્રમોદને અવાક્ બનાવી દીધો હોય તેમ

તેણે જવાબમાં એક પણ શબ્દ કહ્યો નહિ, એટલું જ નહિ પણ તેના વદન ઉપર ઓચિંતી કાલિમા પ્રસરી ગઈ. ચાલતાં ચાલતાં ઘર આવ્યું ત્યાંસુધી તે એક શબ્દ પણ બોલ્યો નહિ. કિરીટને જરા નવાઈ તો લાગી, પરન્તુ તેને એમ લાગ્યું કે, પોતાનું કથન પ્રમોદને રુચ્યું હોવું જોઇએ.

સાંજે પ્રમોદ જમીને બહાર ગયો. સોમચંદ શેઠ જમીને કિરીટ પાસેથી ડેપ્યુટીની કન્યાનો રિપોર્ટ લેવા આવ્યા, પણ કિરીટે કહ્યું: "હજી એક કન્યા જોવાની બાકી રહે છે ને? તે જોયા પછી આપણે વિચાર કરીશું."

સોમચંદ શેઠે કહ્યું: "પણ એમાં તો કશો માલ નથી; તારે લાયક તો ડેપ્યુટીની કન્યા જ છે. ભણેલી ગણેલી અને હુશિયાર; વળી ડેપ્યુટીની ઓથ કેવી? તારે નોકરીની ચિંતા જ કરવાની નહિ. એ બધી ગોઠવણ કરી આપશે; અરે, પ્રમોદને માટે પણ એ જ ગોઠવણ કરવાના છે."

કિરીટને મામાના એ શબ્દોએ વિચારમાં પાડી દીધો. આ બધી ધમાલ ડેપ્યુટીની ઓથ શોધવા માટે જ ચાલી રહી છે એમ તેને સમજાઈ ગયું અને તે જ ક્ષણે તેને મામા ઉપર અભાવ પણ આવ્યો.

સોમચંદ શેઠ કિરીટના મનમાં એ મુખ્ય વાત ઠસાવવા ઇચ્છતા હતા, પરન્તુ કિરીટે તેમની વધુ વાતો ઉપર બરાબર લક્ષ આપ્યું નહિ એટલે તે ઊઠીને ચાલ્યા ગયા.

કિરીટ ઘરમાં એકલો પડયો એટલે નીચે આવ્યો. પદ્મા ઘરકામથી પરવારીને વાસણ ઠેકાણે મૂકતી હતી, તે તુરત બોલી: "કેમ કિરીટભાઈ! કઈ કન્યા પસંદ કરી?"

"હજી વાર છે. હજી એક કન્યા જોવાની બાકી છે. પણ ભાભી! તમે તો બધી કન્યાઓ જોઈ હશે ને?"

"હોવે! હું તો બધીયને ઓળખું છું."

"તો તમે કઈ કન્યા પસંદ કરો છો?"

"ના ભાઇ, આપણે એવું કાંઇ કહેવાનાં નહિ. જે તમને ગમે તે ખરી."

"એમ કેમ! તમે તમારો અભિપ્રાય પણ ન આપો?"

"ના. મારા જેવી અભણ બાયડી શું સમજે?"

પદ્મા વીસેક વર્ષની હતી, દેખાવે સાધારણ હતી, થોડુંક ભણેલી હતી, ઘરમાં કામઢી લેખાતી હતી. તેના વદનમાં હાસ્ય હંમેશાં રમતું, તેની વાણીમાં મીઠાશની નદી વહેતી, તેના સ્વરમાં કોમળતા હતી, તેની આંખોમાં સ્નેહ નીતરતો. ઘરમાં તેની વિધવા નણંદ તેનાથી મોટી વયની હતી, તે તેની ઉપર રાજ્ય ચલાવતી, નણંદ ઘરમાં પ્રતાપ જમાવવા ઇચ્છતી, પણ કોઇ વાર પદ્માએ તેનું વેણ ઉથાપ્યું નહોતું કે તેના પ્રતાપને અવગણ્યો નહોતો. સુંદર દેવદર્શનમાં અને સગાં પડોશીઓમાં વખત ગાળતી, ઘરકામમાં ભાભીને મદદ કરતી નહિ, પરંતુ તેની ફરિયાદ પદ્માએ કદી કરી નહોતી. પદ્મા પિયરની ઓશીઆળી હતી એ પણ તેનું કારણ હતું. તેના પિયરમાં માત્ર કાકાનું ઘર હતું. તે બિચારીને બે વર્ષે પણ એકાદ મહિનો પિયરમાં જઈ આરામ લેવાનું મળતું નહિ. છતાં પદ્મા ઘરના ઘસડઓરામાંથી એક આશા ઉપર નિભાવ કરતી હતી; એ આશા પતિની સાથે વહેલાં-મોડાં મુંબઈ જઇને રહેવાનું થશે એટલી જ હતી.

"મારા જેવી અભણ બાયડી શું સમજે?" એ શબ્દોમાં કિરીટને કાંઇક મર્મ લાગ્યો, પરંતુ એટલામાં બહારથી કોઇનો સાદ આવ્યો: "કેમ પદ્મા ભાભી! શું કરો છો?"

પદ્મા અને કિરીટે સાથે બારણાંની બહાર દષ્ટિપાત કર્યો તો કામંદકીનું દર્શન થયું!

પદ્મા આશ્ચર્યથી ચકિત થઈ ગઈ. પણ "આવો કમુબ્હેન" એ સાધારણ વિવેકના શબ્દોને એ આશ્ચર્યે રોકી રાખ્યા નહિ.

કુવારી કન્યા પોતાને પસંદ કરનાર મૂરતિયા પાસે એકલી આવે એ પદ્માને મન નવલું દૃશ્ય હતું, પણ એ "અભણ બાયડી"ને ભણેલીઓના રાહરસમની માહિતીજ નહોતી, એટલે તેને આશ્ચર્ય થાય; કામંદકીને તેનો કશો સંકોચ નહોતો. તે અંદર આવી અને જે પાથરેલી શેતરંજીને એક છેડે કિરીટ બેઠો હતો, તેને બીજે છેડે તે આવીને બેસી ગઈ.

"કેમ, દિયર–ભોજાઈ શી વાતો કરો છો?"

"સાધારણ વાતો, બીજું શું હોય?" પદ્માને બીજો કશો જવાબ આપવાનું સૂઝયું નહિ.

"હું તો કિરીટલાલ સાથે થોડી વાતો કરવા આવી છું."

"ભલે!" પદ્માનું હૃદય ધબકતું હતું.

"હું પૂછું છું કિરીટલાલ! કે તમે એલએલ. બી. નો અભ્યાસ કરવાના છો ને?"

"ના, અત્યારે તો વિચાર નથી."

"પણ પિતાજીનો આગ્રહ છે કે તમારે એ અભ્યાસમાં બે વર્ષ ગાળવાં, અને એ કહેવા માટેજ હું આવી છું."

"તો હું વિચાર કરીશ."

કિરીટ સવાલ પૂરતો જ જવાબ આપતો હતો, તે કામંદકીને ન ગમ્યું. તેના વદન પરના ભાવોમાં કશી ચમક ન આવી તે પણ તેને ન રુચ્યું. વાતચીતનો પ્રસંગ જ ઉપસ્થિત થતો નહોતો તેથી તે મૂઝાની ચૂપ થઈ ગઈ. પદ્માને લાગ્યું કે આ પ્રેમ શોધતાં પંખીઓને એકાંત તો નહિ જોઈતી હોય?

"હું જરા ચાહ બનાવી લાવું. કમુબ્હેન અમારે ત્યાં ક્યાંથી?" કહી પદ્મા રસોડા તરફ ચાલી ગઈ.

એકાંત મળતાં જ કામંદકીએ કિરીટને પૂછ્યું: "તમારા મનોભાવ, તમારી રુચિ, તમને ગમતા વિચારો, એ કશું તમે મને કહ્યું નથી. જિંદગી જોડવા માટે એ જાણવાજણાવવાની જરૂર શું તમને નથી લાગતી?"

કિરીટ મંદ સ્મિત કરીને બોલ્યો: "તમારી ઇચ્છા છે તો થોડું પૂછું?"

"હા, જરૂર."

"તમે મને પસંદ કરો છો?"

"વાહ, તેમાં કાંઇ પૂછવા જેવું હોય?"

"તો મને તમે શામાટે પસંદ કરો છો તે કહો."

"તમારામાં મેં અનેક ગુણો જોયા છે. તમે શાંત સ્વભાવના છો; ગ્રેજ્યુએટ છો, હુંએ ગ્રેજ્યુએટ થવા ઇચ્છું છું; ભવિષ્યમાં મારા પિતાના જેવા જ તમે મોટા અમલદાર થશો એ હું જોઇ શકું છું. જીવનમાં આવી સમાનતા હોય ત્યાં પસંદગી કેમ ન ઊતરે?"

કિરીટ મંદ સ્મિત કરીને બોલ્યો: "ત્યારે તમે બરાબર ચોકસાઈ કરી રાખી લાગે છે!"

એ વાત આગળ લંબાઈ હોત પણ પદ્મા ખાંડ લેવા ઓરડામાં આવી. ખાંડ લઇને તે બહાર ગઈ અને થોડી વારે ચાહના બે પ્યાલા લાવી તેણે લગ્નના એ બેઉ ઉમેદવારોની સામે મૂક્યા.



## પ્રકરણ ૧૧

### પ્રેમની અવગણનાથી ઘવાયલી

ચાહપાનવિધિ થઇ ગયો અને કામંદકી પાછી ગઈ, એટલે પદ્મા તેને ખડકી સુધી વળાવીને સફાળી કેરીટ પાસે દોડી આવીને બોલી: "ઓ કિરીટભાઈ! બળ્યું ામને ય કાંઈ શરમ ન થઈ? આ છોડીઓ તે શું લઈ બેઠી છે!"

કિરીટ મંદ હસીને બોલ્યો: "શું થયું ભાભી?"

"આમ તે હોય? કુંવારી કન્યાનાં સો ઘર ને સો વર. પામ વેવીશાળ થયા પહેલાં તમને એકલી મળવા દોડી આવે કેવી વાત?"

"કેમ? એમાં શું ખોટું? લગ્નજીવન સુખી નીવડે તે ાટે વરકન્યા પહેલેથી જ એક બીજાને મળીને પરખી લે તે ખોટું?"

"એમાં પરખ શી કરવાની? કહો લ્યો, આ કામંદકીએ મારી પરખ કેવી રીતે કરી?"

"તેણે કહ્યું કે હું ગ્રેજ્યુએટ છું અને પોતે ગ્રેજ્યુએટ ાની છે; હું ભવિષ્યમાં મોટો અમલદાર થઈશ એમ તે ઈ શકે છે; એટલે તે મને પરણવા ઇચ્છે છે."

"શું ખરેખર આવું જ તેણે તમારે મ્હોંએ કહ્યું?"

"હાસ્તો!"

"ઓ બાપ! એ તો ઠીક, પણ તમારી અને તેની બી. એ. થવાની વાત તો સૌ જાણે તેવી છે. એ જાણવા કે કહેવા માટે તે અહીં કેમ આવી ?"

કિરીટ હસ્યો અને બોલ્યો: "ભાભી ! એ તમે ન જાણો. પ્રેમ વિનાનું લગ્ન નિષ્ફળ છે, અને આવા પરિચયોથી જ પરસ્પર પ્રેમ જાગે છે ને વિકસે છે; અને પછી લગ્ન સુખી નીવડે છે, એવી આજે ઘણાઓની માન્યતા છે. એટલે પરિચય કરવાને કાંઇ બ્હાનું જોઈએ ને ?"

"એ પ્રેમ શા કારણુથી જાગતો હશે ? રૂપથી, ગુણુથી, વાતોથી, ભણુતરથી, પૈસાથી, શાથી જાગતો હશે તે કહોને !"

"એમ બધાં તત્ત્વોને છૂટાં પાડીને પ્રેમ શામાંથી જાગ્યો એ ન કહી શકાય. પ્રેમમાં અનેક કારણોનો હિસ્સો હોય છે અર્થાત્ પ્રેમ અનેક તત્ત્વોનું સંમિશ્ર પરિણામ હોય છે."

"હું તમારી આવી મોટી મોટી વાતો સમજી શકતી નથી; પણ જો તમારી અને કામંદકી વચ્ચેની વાતચીત તમે મને બરાબર કહી હોય તો હું માનું છું કે તેનો તમારા ઉપરનો પ્રેમ તમારા ભણુતર પર, તમારી ભવિષ્યની અમલદારી પર અને તમારા દાદાની મીલકત ઉપર છે."

કિરીટ હસ્યો અને મૂગો રહ્યો.

"કેમ બોલતા નથી ? તમને ય આ છોકરીના ચાળા ગમ્યા ખરા ?"

"એ ચાળા નથી; ગમે કે ન ગમે પણ આજે તે સામે કશો વાંધો લઇ શકાય તેમ નથી. લગ્નમાં પ્રેમને મહત્ત્વ હોવું જોઇએ એવી માન્યતાવાળા સમાજમાં આવી નવીનતા ધીરે ધીરે દાખલ થવાની જ અને તેને રોકી શકાય નહિ."

"પણ હું ક્યાં પ્રેમની ના કહું છું ? પરણ્યા પછી પ્રેમ

નહિ થતો હોય? અને પરણ્યા પહેલાંના પ્રેમ હમેશાં અખંડ જ રહેતા હશે? પણ ભણેલીઓને પરણ્યા પહેલાં પ્રેમ કરતાં આવડે, મારા જેવી અભણ બાયડીને ક્યાંથી આવડે?"

"ભાભી! તમે અભણ બાયડી કહીને તમારી જાતને કેમ હીણો છો? તમે કાંઇ કેવળ અભણ નથી. ચાર-પાંચ ચોપડી તો ભણ્યાં હશો."

"એ ભણતર કાંઈ લેખામાં છે? અમે તો અભણ એટલે બોથડ; બુદ્ધિ વિનાનાં એટલે ઢોર; ઢોરને ચારો નીરો એટલે પછી બીજું શું જો..."

પદ્માનો કંઠ એકાએક અવરુદ્ધ થઈ ગયો. તે આગળ બોલી શકી નહિ. દિલની ગૂંચવણ આંખોદ્વારા વહી નીકળી.

"પદ્મા ભાભી! આ શું?" કિરીટ પદ્માને રડતી જોઈ આભો બન્યો. ખિલખિલાટ હસતી, રસભેર વાતો કરતી, આનંદિત દેખાતી પદ્મા ભાભી એકદમ રડી કેમ પડી, એ કિરીટને મન એક કોયડો બની ગયો.

પદ્મા કશું બોલી શકી નહિ. પાંચેક મિનિટ સુધી તેનો અશ્રુપ્રવાહ અસ્ખલિત વહેતો જ રહ્યો અને કિરીટ તેને ખેદ તથા આશ્ચર્યની મિશ્ર લાગણીથી નીહાળી રહ્યો.

"ભાભી! મારા સમ, છાનાં રહો." કિરીટ ઊઠયો અને પાણીનું પવાલું લઈ આવ્યો. "લ્યો, પાણી પીઓ, શાન્ત થાવ."

પ્રમોદે પદ્માને પરણીને ઘેર આણી તેને ત્રણ-ચારેક વર્ષ થયાં હતાં. પ્રમોદે તે વર્ષે બી. એ.ની પરીક્ષા પસાર કરી હતી. તે રસિક હતો. પદ્મા થોડું જ ભણેલી હતી એ ગ્રેજ્યુએટ પતિને ગમતું નહોતું પણ તેથી તે અસંતુષ્ટ નહોતો. વિદ્યાર્થીજીવનના અનેક ઉત્સાહોમાંનો એ પણ તેનો ઉત્સાહ હતો કે "હું મારી મેળે તેને ભણાવીશ, સંસ્કારી બનાવીશ અને તે મારી બાજુમાં

બેસવાથી હું જરાએ હીણો ન દેખાઉં તેટલો ઉદ્યમ કરીશ." અને પરણીને પદ્મા ઘેર આવી ત્યારે કેટલીક રાતો ભણતરમાં ગઈ પણ ખરી. પદ્માને વાંચવાં ગમે કે નહિ પણ પદ્મામાં ઊંચામાં ઊંચા સંસ્કારનો મસાલો ઠાંસીઠાંસીને ભરી શકાય તેવાં કેટલાંક પુસ્તકો પણ પ્રમોદે વસાવ્યાં. પોતાને સંસ્કારી બનાવવા પાછળ પતિની આટલી ખંત પદ્માને મન જેવી તેવી વાત નહોતી. તે પ્રસન્ન રહેતી અને પતિની સૂચના પ્રમાણે વાંચવા લખવા માટે ઉજાગરા પણ કરતી. તેને ખૂબ ભણવાની ઈચ્છા હતી પણ આ ઊંચું ભણતર તેને પચતું નહોતું, છતાં તે પતિને પ્રસન્ન રાખવા ખૂબ મથતી.

પરન્તુ પ્રમોદનો પ્રારંભનો ઉત્સાહ ધીરે ધીરે શિથિલ પડી ગયો, તેમ પદ્માએ પણ એ ભણતર માંડી વાળ્યું! તેનો ભણવાનો ઉમંગ તો ગયો નહોતો, પણ તેને લાગતું કે પતિ ભણાવે છે તેવું ભણતર પોતાને રસ ઉપજાવે તેવું કે ભણવાની ધીરજને ટકાવી રાખે તેવું નથી. અને પછી તો ભણવા-ભણાવવાનું બેઉ જણ જાણે ભૂલી જ ગયાં!

લગ્નજીવનના એ પ્રારંભના દિવસોમાં પદ્માને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે પતિને પોતે અણગમતી થઈ પડશે. જાતીય રસનું પ્રારંભનું વર્તુળ એટલું ભભુકાદાર હોય છે કે તેની પ્રભામાં સર્વત્ર સૌંદર્ય અને માધુર્ય જ નજરે પડે છે, પ્રત્યેક પ્રસંગમાંથી રસનાં ઝરણાં જ નિર્ઝરતાં જ ભાસે છે, ન્યૂનતા પણ વિશેષતારૂપ લાગે છે! એવા રસવર્તુળની પ્રભામાં પ્રમોદ અને પદ્મા વસતાં, ચોરીછૂપીથી મીઠી એકાંત સાધતાં, અને એ લાખેણી ક્ષણોમાં તેઓ રસપાન કરતાં ધરાતાં નહિ. દેહ તથા મનને અણુએ અણુએ વ્યાપી રહેલો રસ પરસ્પરને જોતાં નેત્રોમાં આવીને એવા સ્નેહ-નીતરતાં બનાવતો કે સાક્ષાત્ પ્રેમદેવની અખંડ જ્યોત બેઉનાં

નેત્રોમાં સળગી રહી છે એવું બેઉને ભાન થતું.

પરંતુ એ દિવસો આજે સ્વપ્નવત્ બની ગયા હતા, એટલું જ નહિ પણ એ સ્મરણો પણ પદ્માને દુઃખકર લાગતાં હતાં. પ્રમોદ મુંબઈ જઇને એલએલ. બી. નો અભ્યાસ કરવા લાગ્યો, તે જ વખતથી જાણે તે કેવળ બદલાઈ ગયો હોય એમ પદ્માને લાગતું હતું. આજે તો એ અભણ બાયડી પ્રમોદના તિરસ્કારનું પાત્ર બની ગઈ હતી. તેનું અભણપણું, તેની ગ્રામ્ય રીતભાત, તેની રસહીનતા, તેના ક્ષુલ્લક વિચારો: પોતાના જીવન સાથે ન બંધ બેસે એવું પત્નીનું એકંદર ઘડતર જ પ્રમોદને એવો ખ્યાલ ઉપજાવી રહ્યું હતું કે જાણે એ બાયડીને પરણીને પોતે પોતાના જીવનમાં અંગીઠી મૂકી હોય! નાનપણમાં વડીલોએ કરેલાં વેવીશાળોનાં બલિદાન બની રહેલા આજના યુવકો પ્રત્યે તેની સહાનુભૂતિ લગ્ન-વખતે જરાયે જાગી નહોતી, પણ હવે તે જાગી રહી હતી અને તે વાચાળ પણ બની હતી. પદ્માની જે વાતોમાં પહેલાં પ્રમોદને રસ પડતો, નિર્દોષતા લાગતી, તેના રમતિયાળપણાથી આનંદ ઉપજતો, તેની હસતી આંખોમાં સ્નેહ દેખાતો, તે બધાં નવોઢાનાં ભૂષણો પ્રમોદને ગ્રામ્યતા, બાલિશતા, ક્ષુલ્લકતારૂપ લાગતાં.

ગઈ કાલની જ વાત. પ્રમોદ મહિનાઓ પછી ઘેર આવ્યો હતો, તેથી પદ્માને સ્વાભાવિક રીતે જ આનંદ થયો હતો. પોતે હવે અણગમતી બની ગઈ હતી તેનો તો તેને ખ્યાલ હતો જ, છતાં પતિ પ્રતિના મમત્વની તેની ઊર્મિ તદ્દન સૂકાઇ ગઈ નહોતી. લાંબે વખતે ઘેર આવે છે તો પોતાને માટે કોઈ નવી આશાનું ભાતું લઇને તે ઘેર આવ્યા હશે એવી કલ્પનાએ પણ તેને ઘડીભર આશાભરી બનાવી હતી. પોતાના સૂવાના ઓરડાને તેણે સાફ કરી સુવ્યવસ્થિત રીતે ગોઠવી રાખ્યો હતો. ઢોલિયા પર નવી ભરેલી તળાઈ નાંખીને તે ઉપર પોતાનું લગ્નસમયનું રેશમી પાનેતર

કાઢી ઓઢાડયું હતું. એ લગ્નજીવનના પ્રતીકસમું પાનેતર તેની રસાભિલાષાને સતેજ કરી રહ્યું અને અભિનવ આશાના અંકુરો પણ ઉપજાવી રહ્યું.

પરન્તુ પ્રમોદે શયનખંડમાં પ્રવેશ કર્યો અને તેણે પાનેતર ઓઢાડેલો જોઇને પહેલો જ પ્રશ્ન કર્યો: "કેમ, હવે વશીકરણ માંડયાં? પોતામાં શક્કરવાર હોય નહિ તો જોગી–જતીનાં મંતર–જંતરથી કાંઈ શક્કરવાર સધાવાનો નથી, સમજી ને? માટે આવા ટુચકા જવા દે! કાઢી નાંખ એ ઓછાડ!"

એ ક્ષણે પદ્માનું અંતર ચીરાઈ ગયું, પરન્તુ એ ચીરો ન તો પ્રમોદ જોઈ શકે તેમ હતું કે ન તો પદ્મા કોઇને હૃદય ખોલીને બતાવી શકે તેમ હતું. પદ્મા એ જ ક્ષણે પતિ સમીપે મૌન બની ગઈ હતી, ભોંયે પથારી કરીને મૂગી મૂગી સૂઈ રહી હતી, તે અત્યારની ઘડી સુધી પતિ સાથે ચાર બોલ બોલવા જેટલી હિંમત પણ દાખવી શકી નહોતી. કરમાતી આશા નવપલ્લવિત થવાની એકાદ ક્ષણ માટેની જે આતુરતા અંતરને અંધારે ખૂણે તે સેવી રહી હતી, તે આતુરતાના ભુક્કા થઈ ગયા હતા. તેણે એ મનઃસ્થિતિ જરાએ બહાર જણાવા દીધી નહોતી, પરંતુ અસહ્ય બનેલો એ ભાર કિરીટ સમીપે પહેલાં અશ્રુરૂપે અને પછી હૃદયના આર્તનાદને ગજાવતાં થોડાં વાક્યોરૂપે ખાલી થયો.

કિરીટે તે ઉપરથી કેટલાક તર્કો કર્યા. જાતીય રસનો પહેલો ઊભરો શમ્યા પછી દંપતી વચ્ચે પ્રેમાવિષ્કરણમાં શિથિલતા આવે એ તો સ્વાભાવિક હતું, પણ પ્રમોદ આટલે સુધી બદલાઈ ગયો છે તો તેના જીવનમાં કોઈ 'ફોરીન મેટર'–પરકીય તત્ત્વ દાખલ થયું હશે એ તેનો પહેલો તર્ક હતો. મુંબઇમાં રસોડું કર્યું અને રસોઇઓ રાખ્યો, છતાં પદ્માને સાથે લઈ જવાની વાત પ્રમોદ કરતો નથી તો તેના કારણમાં એ પરકીય તત્ત્વ હોઇ શકે તેમજ

પદ્મા ઉપર આટલો તીવ્ર અણગમો ઉપજ્યો હોવાનું કોઈ કારણ પણ હોઈ શકે, અને પદ્મા પાસેથી એવું કારણ તેને જાણવા ન મળે એ સ્વાભાવિક હતું, એ તેનો બીજો તર્ક હતો.

તેણે પૂછ્યું: "ભાભી! ત્યારે આ વખતે શું પ્રમોદભાઈ તમને મુંબઈ નહિ તેડી જાય?"

"શી ખબર! કશું બોલતા નથી, ઘરમાંથી કોઈ કશું કહેતાં નથી. હું શું જાણું કે તેમનો વિચાર શો છે અને બાપાજીનો કે સુંદર બ્હેનનો વિચાર શો છે? પણ મુંબઈ તેડી જઈને શું? હું તેમને અણગમતી જ છું અને તે માટે મારું અભણપણું જ એ જેને તેને મ્હોંએ બોલી બતાવે છે."

"ત્યારે તમે ભણો કેમ નહિ?"

"હું જરૂર ભણું, પણ કોઈ ભણાવે તો ભણું ને! તેમને ગમે તેટલું ભણવાનો મારામાં ઉમંગ છે, પણ આ તો પહેલાં મોટી મોટી ચોપડીઓ લાવીને ઘરમાં મૂકી અને મને કહે કે ભણ; એમ કાંઈ ભણાય છે કિરીટભાઈ? અને હવે તો ઘરના ઘસરડામાં મને કશું વાંચવાને વખતે મળતો નથી. ભણતરે કટાઈ ગયું હોય તો શી ખબર!"

"હું પ્રમોદભાઈને કહી જોઈશ; પણ તમે જીવ બાળશો નહિ ભાભી! ખરેખર, મેં તો પોતાના નાજુક દુ:ખથી રડતી સ્ત્રીને આજે જીવનમાં પહેલી જ વાર જોઈ છે તેથી બહુ લાગી આવ્યું છે."

એ સહાનુભૂતિના શબ્દોએ પદ્માની આંખોને પુનઃ ભીની કરી. કિરીટનું દિલ પણ દયાથી દ્રવી રહ્યું. અવગણાતા પ્રેમથી ઘવાતી લાગણીઓએ તેને વિચારને ચકડોળે ચડાવ્યો.



## પ્રકરણ ૧૨

## અતૃપ્ત અભિલાષો

મોડી રાત સુધી કિરીટને પદ્માની આંખોએ ઊંઘવા દીધો નહિ. તેણે એ આંખોમાં બે વસ્તુઓ જોઇ હતી : એક તો આંસુ અને બીજું સ્નેહનું ઝરણું. આંસુએ તેનામાં દયાભાવ પ્રેર્યો હતો અને સ્નેહના ઝરણાએ તેનામાં મૃદુ લાગણીઓ નીપજાવી હતી. એ દયા અને મૃદુતાએ કિરીટને પદ્માનો પક્ષપાતી બનાવ્યો હતો. એને માટે એકાદ વાર પ્રમોદ સાથે ઝગડી લેવા પણ તે તૈયાર થયો હતો.

સ્નેહનીતરતી હસતી આંખો કિરીટે કોઈ કોઈ વાર જોઈ હતી. યમુના ભાભીની આંખોમાં તેણે સ્નેહ જોયો હતો, પરંતુ તેમાં તેણે વાત્સલ્ય વાંચ્યું હતું. રંભાની આંખોમાં તેણે નરી નિર્દોષતા જોઈ હતી પરન્તુ એ નિર્દોષતામાં મમતાનું મિશ્રણ થાય તો એ આંખો સ્નેહાળ બને એવી તેણે કલ્પના કરી હતી. કામંદકીની આંખોમાં તેણે સ્મિત જોયું હતું પણ તેમાં તેને કામનામયતા દેખાઈ હતી. પદ્માની આંખો એ બધાથી જુદા જ પ્રકારનું સ્નેહનીતરતું સૌન્દર્ય રેલાવતી હતી. તેને પ્રમોદ ઉપર ચીડ ચડતી હતી કે આવી સ્નેહાળ, સુંદર અને ભાવનાભરી પત્નીની તે કેમ અવગણના કરતો હતો ?

પદ્મા સંબંધી વિચારોમાં જ તેને મોડે સુધી ઊંઘ ન આવી એટલે સવારમાં આઠ વાગ્યે પદ્મા તેને ઊઠાડવા આવી ત્યારે તે જાગ્યો. એ હસતી સ્નેહાળ આંખોએ તેને મીઠો ઠપકો આપ્યો: "સૌથી વહેલા સૂતા, તો ય સૌથી મોડા ઊઠયા ને ?"

"તમે જ મને મોડી રાત સુધી જાગરણ કરાવ્યું'તું, ભાભી !"

"મેં ?"

"હા, તમે જ. તમારી વાતો સંભારતો રાત્રે એવો વિચારે ચડી ગયો'તો કે રાતના ત્રણ સુધીના ડંકા તો ગણી ચૂક્યો હતો."

પદ્માનું મોં ઊતરી ગયું. તેની આંખો લજ્જાથી નીચી ઢળી ગઇ એ વીલાતું સૌંદર્ય જોવું પણ કિરીટને ગમ્યું. તેને પુનઃ પ્રફુલ્લાવવા તે બોલ્યો: "પણ તમે મુંબઇ જવાની તૈયારી કરી રાખજો. હું કોઈ પણ રીતે પ્રમોદભાઇને સમજાવીશ."

એ નમણાં નયનમાં તે વખતે જે અદ્‌ભુત દીપ્તિ ચમકી તે પણ કિરીટની દૃષ્ટિને માટે એક અભિનવ ભાવનાભરી સૌંદર્યરેખા હતી. પદ્માએ કશો જવાબ ન આપ્યો પણ કિરીટે તેની ચાલમાં નવોઢાનો ઉલ્લાસ જોયો. પદ્મા ગયા પછી તેના મુખમાંથી ધીરો પણ પ્રકટ ઉદ્‌ગાર નીકળ્યા વિના રહ્યો નહિ: "કેવો મૂર્ખ છે પ્રમોદ ?"

તે જ ક્ષણે પ્રમોદ ત્રીજા માળનો દાદર ઊતરતો બોલ્યો: "હા, હું મૂર્ખ છું, કિરીટ ! ખરેખર, મૂર્ખ ન હોત, તો હું આવી અભણ ગામડિયણને પરણત જ નહિ ને !"

પ્રમોદના આ ઓચિંતા શબ્દોથી કિરીટ પથારીમાં બેઠો બેઠો જ ચમકી ગયો પણ તુરત તેનો ચમકારો શમી ગયો. જે વાત તે પ્રમોદ પાસે કાઢવા માગતો હતો તે જ વાત તેના મુખમાંથી નીકળી એટલે તુરત તેણે તે ઝીલી લીધી. તે બોલ્યો: "હું તો તેને પરણવા માટે તને ભાગ્યશાળી માનું છું. મૂર્ખ તો એટલા માટે માનું છું કે તું તેને અભણ ગામડિયણ કહીને તરછોડે છે."

પ્રમોદ વ્યંગમાં બોલ્યો: "હા, ચાર ચોપડી ભણેલી સ્ત્રી તારે મન તો વિદુષી હશે!"

"હું ક્યાં તેને વિદુષી કહું છું? પણ તે અભણ તો નથી જ અને ભણતર કાંઇ ચોપડીમાંથી જ માણસ ભણતો નથી. માણસને જીવનમાંથી પણ ભણતર મળે છે અને સંસ્કાર સાંપડે છે. પદ્મા ભાભી સંસ્કારી તથા સ્નેહાળ છે અને તું તેમની અવગણના કરે છે તે મને જરાય ગમતું નથી."

"જીવન ને સંસ્કારની વાતો કરનારા તારા જેવાઓ ભણ્યા ન હોત, ગ્રેજ્યુએટ થયા ન હોત અને પછી સંસ્કારી થઈ દેખાડ્યું હોત, તો હું માનત."

"શું ભણ્યા વિનાના માણસોનાં જીવન સંસ્કારી નથી જ હોતાં?" કિરીટે જરા ઉશ્કેરાઇને આગળ પ્રશ્ન કર્યો: "મારા દાદાને તું સંસ્કારી માને છે કે નહિ? જા, પૂછી જો તે કેટલું ભણ્યા છે?"

"મારે તારી સાથે એવી જીવન ને સંસ્કારની ચર્ચા કરવી નથી. ક્યાં તારા વયોવૃદ્ધ દાદાને દીર્ઘ જીવનમાંથી મળેલા સંસ્કાર અને ક્યાં તારી ભાભીના સંસ્કાર! જેને ભણવા ઉપર પ્રેમ નથી......"

"મહેરબાની કરીને બોલીશ નહિ. એ બધું હું જાણું છું. બિચારી કાગળની કોથળીમાં તેં પહેલેથી ખીલા ભરવા માંડ્યા તે ક્યાંથી રહે? પણ એ વાત હવે જવા દે. વિનંતી ગણે તો વિનંતી અને આગ્રહ ગણે તો આગ્રહ, પણ મારે તને એટલું જ કહેવાનું છે કે તું આ વખતે પદ્મા ભાભીને મુંબઈ સાથે તેડી જા."

"એ મારી ઇચ્છાની વાત છે, એમાં હું કોઇનાં વિનંતી કે આગ્રહ માન્ય રાખતો જ નથી. મુંબઇમાં એ વેઠને હું ઉપાડી શકું તેમ નથી."

"એને તું વેઠ માને છે? ઠીક ભાઈ! એ તને ત્યાં શો ભાર કરવાની છે? ઉલટી તે તો રાંધી ખવાડશે અને તારી સગવડ સાચવશે. ચાકર-રસોઈયાનું ખર્ચ ઓછું થશે."

પ્રમોદ ગંભીર બનીને બોલ્યો: "કિરીટ! ચાકર-રસોઈયાનું ખર્ચ બચાવવા માટે કાંઇ પુરુષ પરણુતો નથી. જ્યાં સર્વ પ્રકારની વિષમતા જ હોય ત્યાં સહજીવન કેવી રીતે શક્ય કે સુખી બને? એ વિષમતા શું જેવો તેવો માનસિક બોજો છે?"

"વિ...ષ...મ...તા! કઈ વિષમતા?"

"મારા પ્રેમને જીતવા જેવો કયો ગુણ તેનામાં છે? નથી મારા દિલના સૂક્ષ્મ ભાવોને તે પિછાણી શકતી, નથી મારા વિચારોને તે ગ્રહણ કરી શકતી, નથી તે ચાતુર્યભરી વાણીથી મને આશ્ચર્ય કે આનંદનો અનુભવ કરાવી શકતી, નથી તે કોઈ બાબતમાં સમરસ થઈને મારા સંવેદનમાં સહકાર કરી શકતી: તેને જોઉં છું અને હું અતૃપ્તિની આગથી બળું છું, કિરીટ!"

કિરીટ હસ્યો. તે બોલ્યો: "પ્રમોદ! બુદ્ધિના વિષયોમાં તો પદ્માભાભી પછાત જ પડવાની. પણ ભાવનાના વિષયોમાં તે પછાત નથી. તું રહ્યો વિદ્વાન અને બુદ્ધિશાળી, એટલે તારા બધા વિચારોને તે ગ્રહણ કરી શકે નહિ કે સમજી શકે પણ નહિ; પણ તારા દિલના સૂક્ષ્મ ભાવોને પિછાણવામાં તે જરાયે પછાત નથી-સંસ્કારી સ્ત્રી પછાત હોઈ શકે જ નહિ. તે અનેક વિષયોમાં તારી પેઠે જ સમરસ થઈને સમસંવેદન કરી શકે એમ હું માનું છું. પણ એક વાત મારે કહેવી જોઈએ. દિલના સૂક્ષ્મ ભાવો અને સંવેદનશીલતા બોલી બતાવવા માટેની વાણી કોઈ કુલવધૂમાં હોતી નથી, એટલે ચાતુર્યભરી વાણીથી તે તને રીઝવી શકતી નહિ હોય તે હું માનું છું; પણ તેમાં તો હું તારી ઊણપ જોઉં છું. સ્ત્રીના દિલના ભાવ અને સંવેદન વાચાળ બને તે પહેલાં જે પુરુષ તેની

કદર ન કરી શકે તે જ દાંપત્યજીવનના સાચા જ્ઞાન વિનાનો છે! તારી અતૃપ્તિની આગ શાથી બુઝાય? તે તારી સાથે વિદ્વત્તાભરી વાતો કરી શકે તો? તે અલંકૃત વાણીવિલાસના પ્રયોગો કરે તો? તે કોઇ સીનેમા નટીનું હાસ્ય કરી જાણે તો? તે કોઈ કોલેજ-કન્યા જેવું વેશપરિધાન કરે તો?"

"મારી અતૃપ્તિનું એવું પૃથક્કરણ તો મેં નથી કર્યું, પણ એની સાથે રહેવું એ મને આંખના પાટા જેવું અળખામણું લાગે છે! એક ક્ષણ પણ હું તેની સાથે આનંદમાં ગાળી શકું નહિ, તોપણ એવો ગૃહવાસ વેઠવાનો શું તું મને આગ્રહ કરે છે?"

થોડી ક્ષણ વિચાર કરીને કિરીટ બોલ્યો: "હું એક પ્રશ્ન પૂછું. તારા સુખ માટે જે ગુણોવાળી પત્ની હોવી જોઇએ એમ તું માને છે, તે ગુણોવાળી પત્ની આજે તને પરણાવવામાં આવે તો તું જીવનમાં પૂરી તૃપ્તિ પામી શકે?"

પ્રમોદ ઉત્સાહથી બોલ્યો: "હા."

કિરીટે તેના ઉત્સાહભર્યા જવાબ ઉપર સ્મિત કર્યું. તેણે કહ્યું: "પ્રમોદ! અભિલાષોનો અંત નથી અને તૃપ્તિ જેવી કોઇ વસ્તુ નથી. પદ્મા ભાભીને તું પરણ્યો તે વખતના અભિલાષોનું આજે ક્યાં ઠેકાણું છે? આજે તને કોઈ સુંદર ગ્રેજ્યુએટ કુમારિકા પરણાવીએ તો તારા અત્યારના બધા અભિલાષોનો અંત આવે, પણ નવા અભિલાષો એ ચંચળ ચિત્તમાં નહિ જાગે તેની કાંઇ ખાત્રી છે? એક વખત તું વીરમગામના વાતાવરણમાં વસતો હતો, આજે મુંબઇના વાતાવરણમાં વસે છે, કાલે વિલાયતના વાતાવરણમાં જઇને વસે: પ્રત્યેક વખતે નવા ને નવા અભિલાષો જાગવાના, તેનો અંત ક્યાં? તેની તૃપ્તિ ક્યાં?"

"તું કેવળ વિતંડા લઇને બેઠો છે, કિરીટ! અભિલાષોનો અંત નથી અને તૃપ્તિ જેવી કોઈ વસ્તુ નથી એમ જો મનુષ્યે

માન્યું હોત તો તે એવો નિષ્ક્રિય-ભાગ્યવાદી બની ગયો હોત, કે તેણે કદાપિ પુરુષાર્થ જ ન કર્યો હોત. હું પોતે જ મારા ભાગ્યને દોષ દઉં છું ને? નાનપણમાં વડીલોએ મારું વેવીશાળ કરેલું તેનું બલિદાન હું બન્યો અને મારે પરણવું પડ્યું. પણ તેમાં વડીલોને દોષ દીધે શું વળે?"

"પરણ્યો ત્યારે તું કાંઇ નાનો-અણસમજુ નહોતો. શામાટે પરણવાની ના ન પાડી? વાત એ છે કે તે વખતના અભિલાષ પૂરતી પદ્મા ગમતી હતી, આજે હવે તે ગમતી નથી, પણ તેમાં પદ્મા ભાભીનો શો વાંક? તે બિચારી હવે શું કરે?"

"આમાં કેવળ દયાની લાગણી નકામી છે. મનેય તેની ઘણી વાર દયા આવી છે, પણ શું કરું? હું લાચાર છું. હૃદયની પ્રતિક્ષણની અતૃપ્તિની બળતરા વેઠવાની એ દયા ના કહે છે. હું એકલો રહું અને તે એકલી રહે. મને રસોઇઓ મળે છે, તેને પોતાને રસોઇ આવડે છે."

કિરીટ વ્યંગમાં બોલ્યો: "તારા જેવાને આમ બોલવું શોભે છે? જાણે સ્ત્રી દાણા લૂગડાંની જ સગી હોય! અને તું તો તારા હૃદયના સૂક્ષ્મ ભાવોના સંતોષ માટે કદાચ બીજી સ્ત્રી પરણી શકે, પણ તેનું શું?"

"તે ય ફરી પરણી શકે!"

"કેવું અવિચારભર્યું બોલે છે? એ શું શક્ય છે?"

કિરીટની ઉશ્કેરાયલી આંખનો ઠપકો મૂગે મોઢે સહી લેતો પ્રમોદ કશો જવાબ આપ્યા વિના જ ચાલ્યો ગયો.

તે આખો દિવસ ઘરમાં ગમગીનીનું વાતાવરણ પ્રસરેલું રહ્યું. પ્રમોદને પોતે સમજાવી શક્યો નહિ તેથી કિરીટ ગમગીન બન્યો, પદ્માએ પણ એ વાત જાણી ત્યારે તે નિરાશ બની ગઇ, સાંજે સોમચંદ શેઠે એકાંત સાધી પુત્રને સમજાવવા યત્ન કર્યો.

પણ પ્રમોદે માન્યું નહિ તેથી તે ગમગીન બની ગયા; ઘરમાં માત્ર સુંદર જ એકલી ઉલ્લાસમાં ફરતી હતી તે સ્મશાનમાં તગતગી રહેલા એકાદ લાલ અંગારા સમી દીસતી હતી.

"કિરીટ! અત્યારે મેલમાં હું મુંબઈ જઉં છું." સાંજે પ્રમોદે કિરીટ સમક્ષ જઈને કહ્યું.

"કેમ એકાએક?"

"આજે ત્યાંથી ક્લાર્કનો કાગળ આવ્યો તે ઉપરથી હું અહીં વધુ રોકાઈ શકું તેમ નથી."

કિરીટે જોઈ લીધું કે પ્રમોદનો ઉલ્લાસ ઊડી ગયો હતો, અને તેથી જ તે ચાલ્યો જતો હતો.



## પ્રકરણ ૧૩

## કિરીટ અને કમળા

પ્રમોદ ચાલ્યો ગયો, પદ્માની આંખો વારંવાર આંસુથી ઘેરાયલી દેખાવા લાગી, મામાનું મ્હોં નિસ્તેજ બની ગયું; એટલે હવે કિરીટને ઘરમાં ગોઠતું નહોતું, પણ હજી કન્યાઓ જોવામાંથી તેનો છૂટકારો ન થાય ત્યાંસુધી તેને મામા રજા આપે તેમ નહોતું. આજે વળી નગીનલાલ નાણાવટીને ત્યાં ચાહનું નિમંત્રણ હતું અને એ 'વેઠ પતાવી આવવા' મામાએ સૂચના કરી એટલે કિરીટને એકલાં જવું પડ્યું.

નગીનલાલ નાણાવટીનો સત્તર અઢાર વર્ષની વયનો પુત્ર કસ્તુર કિરીટને તેડવા આવ્યો હતો. કસ્તુર મેટ્રિકમાં ભણતો હતો. માર્ગમાં બેઉ વાતો કરતા ચાલ્યા. એ વાતોમાંથી કિરીટને માત્ર એટલું જ જાણવાનું મળ્યું કે તેની નાની બ્હેન કમળા અમદાવાદમાં તેના મામાને ત્યાં રહીને કન્યાઓની હાઈસ્કૂલમાં ભણતી હતી, અને પાંચમા ધોરણનો અભ્યાસ ચાલતો હતો. ત્રણ-ચાર દિવસ પહેલાં તે થોડા દિવસ માટે ઘેર આવી હતી.

નગીનલાલ નાણાવટીને ત્યાં વંશપરંપરાની નગરશેઠાઈ હતી, અને આજે જોકે એ કુટુંબ ઘસાઈ ગએલું હતું, તોપણ બહારના દેખાવમાં સાધારણ મોભો વૈભવ ટકાવી રહ્યું હતું.

વિસ્તારી કુટુંબ હતું. નગીનલાલના બે બીજા નાના ભાઈઓ અને તેમનો પરિવાર એક જ ઘરમાં સંયુક્ત રહેતો હતો. એક રસોડે પચીસ–ત્રીસ માણસો જમતાં. ત્રણ ભાઈઓની આવકમાંથી ઘરખર્ચ માંડ માંડ નભતો હતો અને પરિવારને ભણાવવા–પરણાવવાનો ખર્ચ બોજારૂપ પણ લાગતો, છતાં ખાનદાની નિભાવવાને એ બોજો વેઠી લેવા જેટલાં વડિલોપાર્જિત સાધનો તેમની પાસે હતાં એટલે નિભાવ થયે જતો હતો.

નાણાવટીને આંગણે બે ગાયો અને એક ઘોડો હતાં. ચાર માળબંધ ઓરડા એક ઓસરીએ ભવ્ય લાગતા હતા. કોઇ નોકર –ચાકર તો કિરીટના જોવામાં આવ્યો નહિ, પણ આંગણું અને ઓસરીની સ્વચ્છતામાં તેને ઠાવકાપણું મૂર્તિમંત દેખાવા લાગ્યું. કિરીટને જોઈને નગીનલાલ શેઠ હીંચકેથી ઊઠી હસતે મ્હોંએ આંગણામાં સામા આવ્યા, અને કિરીટને ઓસરીમાંની સીડી ઉપર થઈને સીધા માળ પર તેડી ગયા. બે–ત્રણ ઓરડામાંથી ઘુમટાની આડચ કરી કેટલીક આંખો પોતાને જોઈ રહી છે એમ પણ તેણે જોયું.

મેડા પરની સળંગ ઓસરીમાં વચ્ચે લાંબી શેતરજી પાથરી હતી, તે ઉપર ગાદી અને તકીઆ હતા. બાજુએ એક નાનું ઢળતું મેજ હતું અને તે ઉપર કાળી શાહીનો ખડિયો, રજિયું અને કલમો પડેલાં હતાં. ગાદી સહેજ મેલી હતી પણ તકીઆ સ્વચ્છ હતા. નગીનલાલે કિરીટને ગાદી ઉપર બેસાડયો અને પોતે તેની બાજુએ પણ સામું મ્હોં કરીને બેઠા. તુરત તેણે કસ્તુરને હાક મારી ચાહ લાવવા કહ્યું.

થોડી ક્ષણો વીતી પણ નગીનલાલના મુખમાંથી કાંઈ વાત-ચીતનો પ્રસંગ નીકળ્યો નહિ. નગીનલાલના વદન ઉપર પ્રસન્નતા હતી, છતાં અન્યત્ર કિરીટે અનુભવેલું બોલકણાપણું

તેનામાં નહોતું એમ કિરીટે જોયું. કિરીટે જ એ લાંબું મૌન તોડવાને પ્રશ્ન કર્યો: "તમારું સંયુક્ત કુટુંબ લાગે છે."

"જી હા, એમ જ છે. ભાઇઓમાં સંપ સારો છે એટલે ચાલે છે, બાકી તો કિરીટભાઈ! જમાનો બહુ બારીક છે. બૈરાંના સ્વભાવ નિરનિરાળા ખરા, પણ જ્યાંસુધી ભાઈઓનાં મન ચોખ્ખાં છે ત્યાંસુધી અમે આબાદ છીએ. પૈસા તો આવે અને જાય, પણ ઘરમાં સંપ એ મોટી વાત છે."

"બધા ભાઈઓ એક જ ધંધામાં હોય એટલે સામાન્ય રીતે બધાનું હિત સંયુક્ત જ રહે..."

નગીનલાલે સ્મિત કરીને કિરીટની ભૂલ ભાગી: "ના, એવું કશું નથી. અમે બે ભાઈઓ રૂનો વેપાર કરીએ છીએ પણ અમારા સૌથી નાના ભાઈ મામલતદારની કચેરીમાં નોકરી કરે છે. મહિને પચાસ રૂપિયા મળે છે. એટલે ધંધામાં સંયુક્ત હિત નથી, અને નાના ભાઇનો પરિવાર વળી સૌથી વધારે છે, પણ અમારા મનમાં જ એમ—પેલા લાકડીઓના ભારાના દાખલાની પેઠે—કે જૂથમાં હોઇશું તો એક બીજાનો ટેકો લઇને ટકીશું અને છૂટા પડીશું તો ભાગી જઈશું; એટલે બધું સારી રીતે નભે છે."

સંયુક્ત કુટુંબ વ્યક્તિગત વિકાસને રુંધે છે એ માન્યતા કિરીટની જાણ બહાર નહોતી, કુટુંબના ઓછી બુદ્ધિશક્તિવાળા સભ્યોને માટે વધુ બુદ્ધિશક્તિવાળા સભ્યોનું હીર ચૂસાય છે અને તેમનો વિકાસ કુંઠિત થાય છે એવી એ માન્યતા હતી. માનવીના વ્યક્તિત્વને વિકસવાનો માર્ગ ન મળે અને તેની શક્તિ બીજાઓને માટે ખર્ચાઈ જાય એ અનિષ્ટતા એક બાજુએ હતી, પરંતુ બીજી બાજુએ ઓછી શક્તિવાળા બંધુઓને માટે પોતાની બુદ્ધિશક્તિ ખર્ચીને તેમને ટેકો આપવા જેવી સ્વાર્પણની ભાવના પણ હતી, એક પ્રકારની માનસિક સમરસતા હતી, તેનો કિરીટને ખ્યાલ

આવ્યો. સંયુક્ત કુટુંબની પ્રથાને નિર્મળ રીતે નિભાવવામાં પણ એક પ્રકારની યોગસાધના જ જાણે હોય, સમવિષમ પ્રકૃતિઓના વાતાવરણમાં વૃત્તિઓની સમતા જાળવવાનો સંયમ હોય, તેમ તેને લાગ્યું. એ યોગસાધના કોઈ જ સ્થળે વિશુદ્ધ સ્વરૂપમાં રહી હશે અને બહુધા કલહો જ થતા હશે એમ તો તે જાણતો હતો, પરંતુ એ પ્રથા કેવળ નિંદનીય નથી, એમાં નિર્મળતા પણ છે, ઉચ્ચ સંસ્કારિતા માટે સ્થાન છે, વૃત્તિઓનું ઘડતર છે, એમ તો તેને લાગ્યું જ.

એટલામાં કસ્તુર એક થાળીમાં ચાહના પ્યાલા લઈને આવ્યો, અને પાછળ એક રકાબીમાં સૂડી સોપારી ને વરીઆળી લઈને કમળા આવી. કમળા પર કિરીટની દૃષ્ટિ ગઈ, કિરીટ ભણી કમળાએ જોયું અને બેઉ ચમક્યાં. તત્ક્ષણ કિરીટે દૃષ્ટિને અન્યત્ર વાળી અને કમળાએ હાથમાંની રકાબીનું ધ્યાન ધર્યું.

કમળા હજી સોળ પૂરાં કરી ચૂકી હોય એમ તો નહોતું જણાતું; પરન્તુ એ જ્ઞાતયૌવનાના કપોલ ઉપરની તંદુરસ્તીની લાલી, તેજસ્વી બદામાકૃતિનાં નયનો, વદન પર અંકાતી લજ્જાશીલતાની રેખાઓ, દેહનો ચંપાકળી જેવો રંગ તેને સારી પેઠે સૌંદર્ય અર્પતાં હતાં. તે નીચી દૃષ્ટિ ઢાળી રહીને જ ગાદીની નીચે શેતરંજી ઉપર બેસી ગઈ. તેના અંગેઅંગમાંથી લાવણ્ય અને લજ્જાસંકોચ નીતરતાં હતાં. કિરીટના મનમાં એમ થતું હતું કે આ બાળાને પોતે ક્ષુબ્ધ કરી રહ્યો હતો, પજવી રહ્યો હતો, પરન્તુ બીજી બાજુએ તેનું મન જ ક્ષુબ્ધ બની ગયું હતું! તેને એ વદનનો પરિચય થયો હોય એમ લાગતું હતું; અને કમળાના વદન પરનો ચમકારો જોયા પછી તે તે પોતાને ઓળખતી હોય એવી પણ કિરીટના મનમાં શંકા જન્મી હતી! આવો કશો પરિચય એ સંક્ષુબ્ધ ચિત્તને આ નાજુક ક્ષણોમાં યાદ આવતો નહોતો.

તેને એમ થયા કરતું હતું કે આ બાળાને આ બંધીવાનની સ્થિતિમાંથી જલ્દી છૂટી કરી દેવામાં આવે તો ઠીક.

"શું ભણો છો તમે કમળા?" કિરીટે ચાહ પીધા પહેલાં જ કમળાને ઉતાવળે રજા આપવાને તેનો કેસ હાથમાં લીધો.

"પાંચમું સ્ટાન્ડર્ડ." કમળાએ નીચે નેત્રે જ જવાબ આપ્યો. એ સ્વર–મધુર દબાયલો સ્વર કિરીટને માટે અપરિચિત હતો. તેને લાગ્યું કે કમળા અપરિચિત જ હતી. તેનો પરિચય થયો હોવાનો પોતાનો કદાચ ભ્રમ હોય.

"ગુજરાતી કાંઈ વાંચો છો કે?"

"નાનાલાલ કવિના રાસો અને નાટકો વાંચ્યાં છે. સરસ્વતીચંદ્રના બે ભાગ વાંચ્યા છે." આંખોને સહજ ઊંચી કરી કમળાએ પ્રશ્ન પર પ્રસન્નતા દાખવી.

"વધુ ભણુશો ખરાં કે?"

કમળાએ સ્મિત કરીને પિતા સામે જોયું. નગીનલાલે જવાબ આપ્યો: "ભણાવીએ તો ભણે ખરી, પણ કિરીટભાઈ! બહુ વિચાર કરવો પડે છે. ખર્ચની વાત હું કરતો નથી, પરન્તુ અમારા ઘર જોગ છોકરીઓના સંસ્કાર ઘડાય તેમાં અમને સંતોષ છે; આજનું ભણતર અમારી સ્થિતિ, સંસ્કાર, એ બધાને માટે બહુ ઉપયોગી મને નથી લાગતું. માફ કરજો, તમે કદાચ મને સ્ત્રીકેળવણીનો વિરોધી માનશો."

"ના, ના, હું સમજું છું. સમાજનાં બધાં અંગો જેમ સરખાં નથી, તેમ બધાં અંગોને અનુકૂળ કેળવણી પણ સરખી ન હોઈ શકે."

"છતાં અમારી કમળાના મામાનો હાથ પહોંચતો છે, અમદાવાદમાં રાખીને ભણાવે છે, અને તે કહે છે કે વધુ નહિ તોપણ

કમળાને મેટ્રીક સુધી પહોંચાડવી. આજનો આ વિચાર છે, આવતી કાલે શું થાય તે કોણ જાણે છે?"

"સારો વિચાર છે." એમ કહી કિરીટે ચાહનો પ્યાલો લીધો અને નગીનલાલ શેઠે પણ લીધો.

"તમે તમારે જાઓ!" કિરીટે ચાહનો ઘુંટડો ગળે ઉતારતાં કહ્યું.

કમળા સત્વર ઊઠીને ધડધડ કરતી દાદર ઊતરી ગઈ.

ચાહ પી, સોપારી લઈ, કિરીટે રજા લીધી. નગીનલાલ શેઠે તેને આનંદભેર વિદાય આપી અને કહ્યું: "પછી હું સોમચંદ શેઠને ત્યાં મળવા આવીશ."

"ભલે." કહી કિરીટ ખડકી બહાર નીકળ્યો.

દસબારેક ડગલાં કિરીટ ચાલ્યો હશે, એટલામાં બાજુની ખડકીમાંથી બૂમ પડી: "કિરીટભાઈ! કિરીટભાઇ!"

કિરીટે એ બાજુએ દૃષ્ટિ કરી તો એક બાઇ ઘરને ઓટલે ઊભી ઊભી પોતાને બોલાવી રહી હોય એમ તેણે જોયું. તેણે પૂછયું: "મને બોલાવો છો?"

"હા, હા, તમને જ. ઓળખતા નથી ને?"

કિરીટે ખડકીમાં પેસતાં જ કહ્યું: "નથી ઓળખતો."

"હા, શાના ઓળખો?" બાઈએ મુખ મલકાવીને જવાબ આપ્યો: "તમે નાના હતા ત્યારે હું એક વાર તમારે ત્યાં વડોદરે આવેલી. હું જમનાની મોટી બહેન-શકરી."

"હા, હા, પણ તમે તો પ્રાંતીજ રહેતાં'તાં ને?"

"હા, પણ થોડા વખતથી અહીં રહીએ છીએ. તેમને મીલમાં નોકરી છે. આવોને, ઉપર આવો. મારી બહેનના કાંઇ સમાચાર તો આપો."

"યમુના ભાભી મજામાં છે." કહેતો કિરીટ શકરીની પાછળ ઓરડામાં પેઠો. શકરીએ સણનું એક ચાદરું પાથર્યું તે ઉપર બેસવા જતાં જ તેની દૃષ્ટિ ત્યાં ઊભેલી કમળા પર પડી.

શકરી હસી પડી. "કેમ ચમક્યા? કમળા વીરમગામ આવે, ત્યારે તેનો અડધો દિવસ તો મારા ઘરમાં જ જાય, તે તમે ક્યાંથી જાણો?"

"નહોતો જાણતો એટલે જ મને નવાઈ લાગી હતી."

"કન્યાઓ જોવા નીકળ્યા છો? કેટલી કન્યાઓ જોઈ?"

"ઘણીએ."

"પણ આ ઘર અને આ કન્યા તમને બીજે ક્યાંય નહિ મળે. હું તે માટે જ જમનાને કાગળ લખવાની હતી; ત્યાં તમે જ આવ્યા એટલે તમને કહું છું."

કિરીટ હસીને બોલ્યો: "પડોશીદાવે ભલામણ કરો છો ને?"

"એમ હોય? મારી બહેનના દિયર તે મારા સગા ભાઈ. કમળામાં એવા ગુણ છે કે..."

"કાકી!" કમળા પોતાના વખાણથી સંકોચાતી હતી—અકળાતી હતી.

"તું ન બોલીશ કમળા! એમને કહેવાનો મારો હક છે અને કહીશ."

"કમળાને મેં બીજે ક્યાંક જોયાં હોય એવો મને ભાસ થાય છે."

શકરીએ કમળા સામે જોયું. કમળા મંદ હસતી હતી. "હેં કમળા! સાચું?"

કમળા કશું ન બોલી.

શકરીએ ઠપકાભરી આંખે કહ્યું: "કહેને કમળા! શરમાય છે શાની?"

"અમદાવાદ અને સાબરમતી વચ્ચે ગાડીમાં."

"બરાબર!" કિરીટની યાદદાસ્ત તાજી થઈ. "યાદ આવ્યું. અમદાવાદને સ્ટેશને પેલાના હાથ હેઠળથી તમે અને તમારો ભાઈ ડબામાં ઘૂસી ગયાં હતાં અને પેલો ઊતારુ બબડતો હતો. સાચી વાત!" કિરીટને એ પ્રસંગનું સ્મરણ રમૂજ ઉપજાવી રહ્યું.

કમળાની જીભ ઊઘડી: "અને તમને સાબરમતીને સ્ટેશને ઊતારી પાડેલા તે ય જોયેલું. બધા ઊતારુઓ તમારાં ખૂબ વખાણ કરતાં'તાં, પણ..."

"પણ શું?"

"પણ કોઈ તમારા સાક્ષી થવા તૈયાર નહોતું!"

"કેસ ચાલે તો તમે સાહેદી પૂરશો ને?"

"હા, જરૂર."

સાબરમતીને સ્ટેશને ઊતર્યા પછી ચાલી જતી ગાડીના ડબાની બારીઓમાંથી ડોકાયલી કૃતજ્ઞતા દાખવતી આંખોમાં કમળાની આંખો પણ હતી તે તેને સાંભર્યું. તેણે જરા છૂટ લઈને પૂછ્યું: "એ તો ઠીક, પણ હું તમને પસંદ કરું, તો તમે મને પસંદ કરો ખરાં કે?"

કમળાએ શરમાઈને મ્હોં છૂપાવ્યું. શકરીને ખૂબ હસવું આવ્યું. શકરીએ કહ્યું: "એ કાંઈ નહિ કહે, પણ હું તમને હા કહું છું, જાઓ! તેના કહેવાથી તો મેં તમને અહીં બોલાવ્યા છે, સમજ્યા'ને?"

"અરે કાકી..."

કિરીટે આગળ પૂછ્યું: "મારામાં એવું શું છે કે તમે મને પસંદ કરો છો?"

હવે કમળાએ અસાધારણ હિંમત દાખવીને કહ્યું: "સાચુલા, વીર, પરોપકારી, કેળવાયલા માણસો આત્મપ્રશંસા સાંભળવા ઈચ્છતા હશે, એવું મેં આજે જ જાણ્યું."

કિરીટ એટલો લજાઈ ગયો કે તેના વદન પર કમળાની ક્ષમાયાચના કરતી રેખાઓ પથરાઈ, પણ કમળાના જવાબથી તે પ્રસન્ન થયો, એટલું જ નહિ પણ કમળા માટે તેનો પક્ષપાત પણ બંધાયો.



## પ્રકરણ ૧૪

## ઉગ્ર વડીલશાહી અને નમ્ર યૌવન

**જમળાની** મધુરી મૂર્તિ, તેની લજ્જાશીલ આંખો, તેની મીઠી અને તેજસ્વી વાણી, અને એક સંસ્કારી કુટુંબમાં ચએલો તેનો ઉછેર, એ બધાં મીઠાં સ્મરણોને મનમાં ઘૂંટતો કિરીટ મામાને ત્યાં પાછો ફર્યો, ત્યારે તેણે નણંદભોજાઈ વચ્ચે તકરાર જામેલી જોઇ.

સુંદરનો સ્વભાવ ઉગ્ર હતો. બાળવયે વિધવા થવાથી તે પિતાની મમતાળુ હૂંફમાં પિયરમાં રહીને લાડકી થઈ ગઈ હતી તેથી ઘરમાં તેનો એક જાતનો પ્રતાપ જામી ગયો હતો. તે દુઃખાયલી બાઇને કોઈ દુભવતું નહિ અને કોઇ દુભવે તો સોમચંદ શેઠને માઠું લાગતું, એટલે સુંદરની મનસ્વિતા ઉત્તરોત્તર પોષાતી ગઈ હતી અને તે ભાભી પર સાસુ કરતાં ય વધારે ઉગ્ર રીતે રાજ્ય ચલાવતી હતી. આ પરિસ્થિતિ કિરીટ જાણતો હતો, અને પદ્મા પણ સમજતી હતી, એટલે પદ્મા બનતાં સુધી સુંદરના કહ્યામાં જ રહેતી; છતાં આજે બેઉ વચ્ચે તકરાર જામેલી જોઇને કિરીટને નવાઇ લાગી.

પણ કિરીટ ઘેર આવતાં તકરાર એકદમ બૂઝાઈ ગઇ. પદ્મા રસોડામાં રોટલી વણતી વણતી બોલતી હતી તે ચૂપ થઈ ગઈ

અને સુંદરે બે ચાર વેણ બોલીને તકરારને પૂરી કરી. કિરીટ સમજ્યો કે પોતે ઘેર આવ્યો એટલે આ તકરાર શમી છે, નહિતો કદાચ કલાકો સુધી ચાલત. પદ્મા ભાભી જેવી શાણી સ્ત્રીએ તકરાર ઉપર પહેલેથી પાણી ઢોળી તેને શાંત કેમ ન કરી, એ તેને મન એક કોયડો થઈ પડ્યો. પણ એ કોયડો બપોરે ઉકલી ગયો.

એ આખો દિવસ પદ્માની આંખ ભીંજાયલી રહી અને સુંદરનું મ્હોં ચડેલું જ દેખાયું. પ્રમોદ એકલો મુંબઈ ચાલ્યો ગયો, ત્યારથી પદ્મા એક તરછોડાયલી અબળા જેવી અપમાનિત થઈ ગઈ હતી. તે એ અપમાનથી ઉશ્કેરાઇ હતી, એ સ્થિતિમાં સુંદરે તેને મહેણું માર્યું હતું કે "મુંબઈમાં રહેવા જેવાં થાવ પછી મુંબઈ જવાની હોંશો કરો!" એ મહેણાથી પદ્મા બળી ઊઠી હતી, અને તે સુંદરની સામું બોલી હતી. બસ, એમાંથી જ ઝગડો અને હુંસાતુંસી જાગી તે એક કલાક ચાલી! "સાસરે પોસાતાં નથી કેમ?" કહીને પદ્માએ પણ તેનો જવાબ વાળ્યો હતો, પરન્તુ પદ્મા બોલી હતી તે કરતાં દસગણું તેને નણંદને મોંએથી સાંભળવું પડ્યું હતું.

આવા ઝગડા તો અનેક ઘેર થતા હોય છે તે કિરીટ જાણતો હતો. સંયમ અને વિવેકના સંસ્કાર સારી પેઠે મળેલા હોય છે ત્યાં આવા ઝગડાનાં કારણો હોવા છતાં તે તુરત શમી જાય છે અને નહિતો તે જીવનભર ચાલ્યા કરે છે. આ ક્ષણે કિરીટને નગીનલાલ નાણાવટીના ઘરમાં ત્રણ ભાઇઓના પરિવારનો સંયુક્ત વાસ સાંભર્યા વિના રહ્યો નહિ.

"ભાભી! તમે શાંત અને ડાહ્યાં થઇને સુંદરબહેન સામું ન બોલ્યાં હોત તો કેવું સારું થાત?"

"હું કોઈ વાર તેમની સામું બોલી નથી, પણ આજે મારાથી બોલી જવાયું...બળેલીને વધુ બાળે..." અને પદ્માની

આંખમાંથી ટપટપ આંસુ ખરી પડયાં.

"તે ખરું, પણ સુંદરબહેન તો જિંદગીભર ઓશિયાળાં થયાં છે."

"તો તેમના કરતાં હું વધુ ઓશિયાળી ક્યાં નથી? તેમને તો ભર્યું ભાદર્યું પિયર છે, મારે નથી પિયર કે નથી સા..."

પદ્મા પૂરું બોલી નહિ અને ચાલી ગઈ, પણ કિરીટ તેના કથનને સમજી ગયો. વિધવા સુંદર કરતાં સધવા પદ્મા વધુ ઓશિયાળી હતી તેની કિરીટ પણ ના કહી શકે તેમ નહોતું. પદ્મા સધવા હતી પણ પતિથી ત્યજાએલી સધવા વિધવા કરતાં વધુ દુઃખી હોય છે. વિધવા જે સહાનુભૂતિ પ્રાપ્ત કરી શકે છે, તે સહાનુભૂતિ ત્યજાએલી સધવા હજી સંસારમાં પ્રાપ્ત કરી શકી નથી એ કિરીટ જાણતો હતો. વિધવાનું તો ભાગ્ય ફૂટી ગએલું મનાતું હતું, પરંતુ ત્યજાએલી સધવાનો જીવતો પતિ પત્નીની નાલાયકીની છાપ મારતો હોઈ તે સંસારમાં અપમાનિત બનતી બળતીઝળતી દહાડા કાઢતી હોય છે.

પદ્માની એ સ્થિતિની લાંબી વિચારણાએ કિરીટની આંખોને સજળ કરી. પદ્મા પોતાની બહેન નથી, કે યમુના જેવી વિધવા ભાભી નથી, નહિતો પોતે તેને પોતાને ત્યાં તેડી જઇને તેના મનનું સાંત્વન કરત, તેને રાજીખુશી રાખત, તેને તેનું મનોદુઃખ ભૂલાવવા પોતે કેટલું કેટલું કરત, અને પિયર તથા સાસરું બેઉ સ્થળોની એ ઓશિયાળી યુવતીને પોતે શાંતિ આપત, એવા અભિલાષો પણ તે નિરર્થક કરી ચૂકયો.

કિરીટનું પ્રભાત તો કાંઈક આનંદમાં ગયું પણ બાકીનો આખો દિવસ ગમગીનીમાં ગયો. રાત્રે સોમચંદ શેઠે તેની પાસે આવીને સગપણની વાત કાઢી ત્યાંસુધી તેને પદ્માનો જ વિચાર

થયા કરતો હતો. એ વાત નીકળી કે તુરત ચિત્તમાંથી પદ્મા ખસી ગઈ અને રંભા, કામંદકી અને કમળા આવીને ઊભાં રહ્યાં.

"હવે બોલ કિરીટ, ચાંલ્લા કયે દિવસે કરવાના છે? ડેપ્યુટી સાહેબની રજાનું હવે માત્ર એક અઠવાડિયું રહ્યું છે."

કિરીટ મનમાં ગુંચવાયો. મામા પૂછતા નહોતા કે તને કઈ કન્યા પસંદ છે, તે પહેલાં તો તે કામંદકી વેરે વેવીશાળ કરવાનું પોતાના મનથી નક્કી કરી ચૂકયા હતા! તેણે એ વાત ઉડાવીને ભળતું જ કહ્યું: "સવારે હું નગીનલાલ નાણાવટીને ત્યાં કન્યા જોઈ આવ્યો."

"તે તો હું જાણું છું, પણ એ ઘર કે કન્યામાં કશો માલ નથી. આપણે તો હરિલાલભાઇને ત્યાં વેવીશાળ કરવાનું છે."

"પણ નાણાવટીની દીકરી બધી રીતે સારી છે."

"સારી એટલે શું? અમદાવાદમાં મામાને ત્યાં રહીને ચાર ચોપડી ભણી છે, બાકી કશું નહિ. ઘર ઘસાયલું છે અને ખોરડાં ગીરો મૂકાઇ ગયાં છે. પાંચસો રૂપિયાનો કરિયાવર પણ મળશે નહિ. બધી રીતે હરિલાલભાઈનું ઘર જ આપણા માટે સારું છે અને હુ એમને જીભ આપી ચૂકયો છું."

કિરીટ મૂંઝાયો. તેને કમળા બધી રીતે પસંદ હતી, જ્યારે મામા કામંદકીને તેને ગળે બાંધવા તૈયાર થયા હતા. તેણે કશો જવાબ આપ્યો નહિ.

મામાએ કિરીટને સમજાવવા માંડયું: "સાંભળ, મારા સગા સાળાની દીકરી વેરે તને વરાવવાની પણ હું ના કહું છું, તે ઉપરથી તું સમજી શકીશ કે હું કોઈની શરમથી કે લાગવગથી દબાઈને તને કશો આગ્રહ કરતો નથી. નાણાવટીનું ઘર ભૂખડી બારસ જેવું છે. અને એ ખરું કે આપણે ક્યાં કન્યાના બાપની

દોલત ઉપર બેઠા છીએ, પણ એ કન્યાનું ભણતર, એનો ઘાટ, ઘરની રીતભાત, એ બધું જોતાં ડેપ્યુટી સાહેબની કન્યા ચડે."

"મને એમ નથી લાગતું મામા!" કિરીટે હિંમત લાવીને એક વાર બોલી દીધું.

"અમારા કરતાં તું ડાહ્યો? તું તો પાઅર્ધો કલાક એક ઘરની કન્યા જોઈ આવ્યો, પણ અમે ગામમાં રહીએ એટલે બધી વાતોથી માહિતગાર હોઇએ. અમારો અભિપ્રાય તારા ઉપરછલ્લા અભિપ્રાય કરતાં વધારે પાકો હોય તે શું તું સમજતો નથી?"

કિરીટે પાછું મૌન પકડયું.

"અને હોશિયારીમાં એ બેઉ કન્યાઓ કરતાં ડેપ્યુટી સાહેબની કન્યા ચડે; તું ગામમાં ગમે તેને પૂછ, તને એ જ અભિપ્રાય મળશે. અને મારો કાંઈ સ્વારથ થોડો છે? તારા સ્વારથને માટે મેં તને તેડાવ્યો છે."

"પણ હજી મારે અહીંથી, સુરતનાં એક બે કહેણ છે, ત્યાંય જવું પડશે. પછી વેવીશાળનું નક્કી થશે." મામાના પાશમાંથી છૂટવાને કિરીટે નવી બારી શોધી.

"અહીં આગળ આપણું જોયુંજાણ્યું ને અનુકૂળ ઘર મળતું હોય તો વળી સુરતનું આપણને શું કામ? એ તો હવે અહીં નક્કી કરીને જ જવાનું. બીજું કાંઈ થાય નહિ."

મામાનો આગ્રહ હવે દુરાગ્રહમાં પલટાતો કિરીટે જોયો અને તે વધારે મુંઝવણમાં પડ્યો. મામાનું પ્રકટ અપમાન કરવાની તેનામાં હિંમત નહોતી, અને વિવેકયુક્ત શબ્દોમાં પોતે જે કાંઈ કહી રહ્યો હતો તેનું સાચું મૂલ્યાંકન મામા કરી શકતા નહોતા. હવે કરવું શું?

કેટલીક વાર સુધી તે ચૂપ જ બેસી રહ્યો. છોકરાઓ વડીલો

સામે બંડખોર થાય છે તેના એક કારણનો તો તેને અહીં જ અનુભવ થઇ રહ્યો હતો.

"પણ મારા દાદાને પૂછ્યા વિના તો હું કોઈ રીતે વચનથી બંધાઉં નહિ." કિરીટે નવી બારી શોધી.

"દાદા એમ કહે છે કે તારે તારી મેળે વેવીશાળ કરવું નહિ? તે તો બિચારા ખડયું પાન કહેવાય. પરણવું છે તારે અને દાદાને વચ્ચે નકામા શાના લાવે છે?"

હવે કિરીટ બહુ અકળાઈ ગયો. તે મ્હોં પર અકળામણ દાખવતો બોલ્યો: "પણ મારે અત્યારે વેવીશાળ કરવું નથી કે વચનથી બંધાવું નથી. હું વડોદરે જઇશ; ભાભીને, દાદાને બધાંને પૂછીશ અને પછી તમને લખીશ."

સોમચંદ શેઠ પોતાના ભાણેજને પોતાની આજ્ઞાની બહાર જતો જોઇને ઉશ્કેરાયા: "તું તારું કહ્યું જ સમજે છે. અને મામા તો ઘાસ ખાય છે એમ સમજતો હોઇશ, ખરું ને? તમે ભણ્યા એટલે અમારા કરતાં બહુ હોશિયાર થઈ ગયા કેમ? આ હું છઉં, તો તારે આટલાં કહેણ છે, ખબર છે ને? જરા વિચાર કરીને જવાબ આપ."

"મારે બીજો કશો જવાબ આપવાનો નથી."

"તો સાંભળી લે, આજથી તારા ગોળાનું પાણી હરામ છે; સમજ્યો?"

"અરે મામા..."

"બસ, હવે થઈ ચૂકયું. તારે આંગણે મારો પગ તને જોઇતો હોય તો તારે આ વેવીશાળ કરવું જ પડશે. હું કહું છું કે હું જીભ આપી ચૂકયો છું, અને મારી જીભ પાછી ફરે તો તું મારો ભાણેજ નહિ અને હું તારો મામો નહિ."

"માફ કરો મામા! એમ આકળા ઉતાવળા ન થાઓ." મામાના ઉગ્ર રોષ સામે નમ્ર બની જતો કિરીટ બોલ્યો: "સવારે આપણે ફરી વાતચીત કરીશું. રાત પૂરતો મને વિચાર કરવાનો વખત આપો."

"એક દિવસ નહિ, ભલે બે દિવસ વિચાર કર. પણ જરા શાણપણ રાખ, અને જવાબ આપ. અને વાત તારા ભલાની છે, મારે કશી લેવાદેવા છે?"

એમ કહી સોમચંદ શેઠ ઊઠી ગયા અને આજે તો રાતના આઠ વાગતાં જ કિરીટ જઇને પથારીમાં પડયો.



## પ્રકરણ ૧૫

## પદ્માનો સ્વપ્નવિહાર

"ભાભી! તમે શાંત અને ડાહ્યાં થઈને સુંદર બહેન સામું ન બોલ્યાં હોત તો કેવું સારું થાત?" કિરીટનું એ ઠપકાનું વેણ પદ્માને રહી રહીને સાંભરતું હતું. એ વેણમાં મિઠાશ અને મમતા ઓતપ્રોત થઈ રહેલાં હતાં. પદ્માએ પતિના, સસરાના અને સુંદરના ઘણાએ ઠપકા સાંભળ્યા હતા, પણ કિરીટના ઠપકામાં જે મિઠાશ હતી તેવી મિઠાશ તેણે કોઈ વાર અનુભવી નહોતી. તેને લાગતું હતું કે કિરીટની શિખામણ સાચી હતી, અને પોતે મોટી નણંદ સામે તેના જેવી જ ઉગ્ર થઈ ગઈ તે પોતાની જ ભૂલ હતી. પોતાની ઓશિયાળી અને હીન સ્થિતિ તે વખતે પોતે ભૂલી ગઈ એ પોતાનો જ અપરાધ હતો.

એ અપરાધ ધોઈ નાંખવાને રોષ છાંડીને નણંદની થોડી ખુશામત કરી તેને પ્રસન્ન કરવાનો વિચાર પદ્માએ કર્યો. સાંઝ સુધી નણંદ સાથે રાખેલા અબોલા રાત્રે પથારીઓ કરતી વખતે તેણે પોતાની મેળે છોડી દીધા અને કહ્યું: "સુંદરબહેન! ઓરડામાં ઉકળાટ થાય છે, એટલે આજે તો મેં ત્રીજા માળની ઓસરીમાં જ તમારી અને મારી બેઉની પથારીઓ કરી છે."

સુંદર કશું બોલી નહિ, પણ સૂવા જતી વખતે તેણે પોતાની

મેળે પોતાની પથારી ઓસરીમાંથી ઉપાડી લઇને ઓરડામાં કરી અને પદ્માની પથારી ઓસરીમાં જ રહેવા દીધી. પદ્માએ જોયું કે નણંદનો રોષ હજી ઊતર્યો નથી, અને પોતાનો યત્ન નિષ્ફળ ગયો છે. પોતાની નમ્રતાનું મૂલ્ય નણંદને મન ન વસ્યું, તે જોઇને તે પાછી ખિન્ન થઈ ગઈ.

પથારીમાં પડી પડી તે વિચારે ચડી. પતિના પ્રેમનો એક વાર ઝંઝાવાત ચાલી રહ્યો હતો, હવે એ પ્રેમના વાયરા અવળા વાતા હતા; શું તે વાયરા ફરીથી કોઇ વાર સવળા નહિ જ વાય?

તે જ્યારે નાની હતી ત્યારે તેણે પિયરમાં પડોશમાં રહેતી એક જુવાન બ્રાહ્મણીની સ્થિતિ જોઇ હતી. તેનો પતિ તેને તજીને બીજી સ્ત્રી પરણ્યો હતો અને મુંબઈમાં રહેતો હતો. તેણે વધુ અભ્યાસ કર્યો અને કન્યાશાળામાં શિક્ષિકા થઈ. દસ વરસ તેણે એ રીતે ગાળ્યાં. તે સ્વાવલંબી બનીને દિવસ ગાળતી હતી અને પોતાને વિધવા જ માનતી હતી. પતિને તે ભૂલી ગઈ હતી અને પતિ તેને ભૂલી ગયો હતો. પરન્તુ એક દિવસ એકાએક તે તેને ઘેર આવ્યો! તેને મુંબઈનું પાણી લાગેલું. તેની નવી સ્ત્રી બે વરસ પહેલાં મરણ પામેલી. સ્ત્રીની અને પોતાની માંદગી પાછળ તેની પાસે જે કાંઇ હતું તે ખર્ચાઇ ગએલું. કુટુંબમાં કોઈ તેનો ભાવ પૂછે તેવું નહોતું અને માબાપ તો મૃત્યુ પામેલાં જ હતાં. તે તબિયત સુધારવા માટે બહેનને ત્યાં થોડા દિવસ જઇને રહ્યો, પણ પૈસે ટકે ખાલી થઈ ગએલો સાળો બનેવીને અળખામણો લાગ્યો એટલે તેણે તેને રજા આપી! છેવટે તેની નજર પોતાની પહેલી પત્ની ઉપર ગઈ અને તે લાચાર સ્થિતિમાં તેને ત્યાં આવીને પડયો! પત્નીએ તેને મમતાથી રાખ્યો, તેને દવા ખવડાવી અને સાજો કર્યો. થોડા વખત પહેલાં પદ્મા જ્યારે કાકાને ત્યાં એક વાર ગએલી ત્યારે એ બ્રાહ્મણી શાળામાં નોકરી કરતી હતી અને તેનો પતિ

ફરીથી મુંબઈ જવા ઇચ્છતો ન હોવાથી ગામમાં નાની સરખી દુકાન નાંખીને બેઠો હતો; અને એ રીતે એ ત્યજાએલી યુવતીના સુખના વાયરા ફરી વહેવા લાગ્યા હતા.

આવા કોઈ દાખલા સાંભરતા ત્યારે પદ્મા સુખની આશાને હિલોળે ઝૂલતી, અને જ્યારે એ આશા માયાવી છે એમ તેને લાગતું ત્યારે તે પાછી નિરાશ થઈ જતી.

સુખ અને દુ:ખ સાપેક્ષ છે. એ બેઉ લાગણીઓ મનમાં રહેલી હોય છે. જ્યારે સુંદર અને પદ્મા વચ્ચે તકરાર થઈ હતી, ત્યારે પદ્માને લાગ્યું હતું કે ત્યજાયલી સધવા કરતાં વિધવાનું દુ:ખ ઓછું છે; વિધવા સમાજમાં સહાનુભૂતિ પ્રાપ્ત કરી શકે છે, પણ સધવા તેવી સહાનુભૂતિ ભાગ્યે જ મેળવી શકે છે. વિચારના ઊંડાણમાંથી પદ્માને લાગ્યું કે સધવા ત્યજાયલી હોવા છતાં તેના જીવનમાં આશાને સ્થાન છે, અને તેથી જ વિધવા જેટલી સહાનુભૂતિ પ્રાપ્ત કરી શકે છે તેટલી સધવા પ્રાપ્ત કરી શકતી નથી. પોતે ભાવિ સુખની આશાને અંતરમાં સંઘરી શકતી હતી, પણ વિધવાના જીવનમાં એવી આશાને પણ ક્યાં સ્થાન હોય છે? અને સુંદર પણ વિધવા હતી......

સુંદરના વૈધવ્યનું સ્મરણ પદ્માને રુચ્યું નહિ. તે વિચાર કરતી થોભી ગઈ. વૈધવ્ય જેવા નિરાશામય જીવનની જે છાપ સુંદરના તનમન ઉપર છપાયલી હોવી જોઇએ એમ પદ્મા માનતી હતી તે છાપ તે સુંદરમાં જોતી નહોતી. નિ:સંતાન વિધવાને કશી જંજાળ ન હોય એટલે તે ધર્મક્રિયામાં, વ્રતોમાં અને દેવ-દર્શનમાં જ મન પરોવે એવી સામાન્ય લોકમાન્યતા મુજબ તો સુંદર વર્તતી હતી, પરન્તુ એ કશામાં સુંદરનું ચિત્ત ઓતપ્રોત થઈ ગયું હોય તેમ પદ્માને લાગ્યું જ નહોતું. તે વ્રત-ઉપવાસનું તપ કરતી, પરંતુ એ તપ તેના ચિત્તને નમ્ર બનાવતું જણાતું

નહોતું. તે ધર્મકથાઓ સાંભળવા રોજ બે વાર જતી પણ એ કથાઓનો ઉપદેશ તેના કોઈ પણ કાર્યમાં ઊતરતો જોવામાં આવતો નહોતો. પોતાના તપનું, વ્રતનું, ધર્મનિષ્ઠતાનું ગુમાન ધરાવતી સુંદરનો એ બધો એક વ્યવસાય બની ગયો હતો. અને સુંદરને મ્હોંએ તો કહેવાની હિંમત કોઈ શાની કરે, પણ પદ્માએ તો સાંભળ્યું હતું કે સુંદરની ચાલ સારી નથી. પદ્મા એવી લોકવાયકા સાચી માનતી નહોતી. કેમ માને ? લોકો સુંદર અને તેમના પડોશમાં–એક મકાન દૂર–રહેતા મગનલાલ કોઠારીના ચમનની વાતો કરતા, પણ સુંદર કોઈ વાર ચમનના ઘર સામુંય જોતી નહોતી, તો ચમન સાથે વાતચીત તો તે શાની કરતી હોય ? પણ લોકોને એવી બૂરી ટેવ પડી હોય છે કે એક જુવાન વિધવા અને જુવાન વિધુર–ચમન વિધુર હતો–પડોશમાં રહેતાં હોય એટલે કંઈ કંઈ વાતો કરવા મંડી જાય. એવી લોકવાયકા પદ્માએ એક કરતાં વધુ મ્હોંએથી સાંભળી હતી, પણ તે માનવાને તે તૈયાર નહોતી. માત્ર એક વિધવાના વર્તનમાં, સ્વભાવમાં, વાણીમાં જે સંયમની છાપ પડેલી જોવાની પદ્મા અપેક્ષા રાખતી હતી, તે છાપ તે સુંદરમાં જોઈ શકતી નહોતી, તેના વ્રત–ઉપવાસ છતાં તન–વદનની ભભક વધતી જતી જોતી હતી, તે ઉપરથી તેના મનમાં કોઈ વાર એવી શંકા ઊપજતી કે "લોકો કહે છે તે સાચું હશે ?" પણ પછી તો તે એવી શંકા માટે પણ પસ્તાતી અને પોતે કોઇ ઉપર અણછતો આરોપ મૂકવાનું પાપ મનથી કર્યું એ ખોટું કર્યું એમ માનતી.

સુંદરની વાત સુંદર જાણે, પણ પોતે કાંઇ સુંદરના જેવી એક વિધવા નહોતી, પોતા સામે કોઈ આંગળી ચીંધે તેમ નહોતું, અને પેલી બ્રાહ્મણીની પેઠે પોતાનું લાંબા સમયનું તપ ફળે અને ફરી સુખના વાયરા વાય એવી આશા પોતા માટે તો સકારણ

હતી, એમ પદ્માને લાગતું હતું.

તરંગોએ તેના ચિત્તને ઝુલાવવા માંડયું. જાણે પતિ બીજી સ્ત્રી પરણ્યા; તે ભણેલી ને રૂપાળી હતી એટલે પતિ તેનામાં જ રક્ત રહેતા; એવામાં મુંબઈમાં તેમને મોટર અકસ્માત નડયો; પતિને બહુ વાગ્યું અને તે ઇસ્પીતાલે પડયા; વીરમગામ તાર આવવાથી પોતે એકલી મુંબઇ જઇ પહોંચી અને પતિની પથારી પાસે રાતદિવસ રહીને તેમની સેવા કરવા લાગી; પણ પેલી નવી પત્ની તો કોઈ કોઈવાર તેમની ખબર પૂછવા જ ઇસ્પીતાલે આવતી; એ મહિનાની પોતાની સેવાથી પતિ પ્રસન્ન થયા અને પછી તો દુનિયા ઊલટસુલટ થઇ ગઈ! માનીતી અણમાનીતી થઈ અને અણમાનીતી માનીતી થઈ!

પોતાના સુખનો સૂર્યોદય થવાની એ કલ્પના પદ્માને બહુ સુખદ લાગી. જીવનમાં એવા અકસ્માતો બનતા હોય તો કેવું સારું, એમ તેના મનમાં થવા લાગ્યું. એવા અકસ્માતથી જ્યારે જીવન ઊલટસુલટ થાય, સુખની ક્ષણો પુનઃ સાંપડે ત્યારે વિસારે પડેલી પૂર્વ સુખની ક્ષણો કરતાંય તે વધારે મિઠ્ઠી લાગે, નહિ વારુ ?

પદ્મા પોતાના મનને એવા પ્રશ્ન પૂછતી-પૂછતી તંદ્રાવશ થઈ અને સ્વપ્નમાં સરી પડી.

જાણે પતિ ઇસ્પીતાલમાંથી બરાબર સાજા થઇને ઘેર પાછા આવ્યા છે અને નવી પત્ની પોતાના બાપને ઘેર ચાલી ગઈ હોવાથી, પોતે અને પ્રમોદ એકલાં જ શય્યાગૃહમાં વિજળીના દીવાના ઝળહળતા પ્રકાશમાં મીઠી વાતો કરી રહ્યાં છે. લગ્ન પછીના પ્રથમ મિલનની રાત્રિ કરતાં વધારે આનંદ બેઉ હૈયામાં ઊછળી રહ્યો છે. પહેલા મિલન સમયે તો માત્ર નામની જ ઓળખાણ હતી, પ્રથમ પરિચયનો સંકોચ હતો-લજ્જા હતી,

સ્વાર્પણની હૃદયાર્દ્રતા હતી, ભયથી ધ્રૂજતું કૌમાર્ય પણ હતું: અને આ મિલનસમયે ?

નયનવદનની ઓળખાણના વિધિ માટે જરાએ સમય ગાળવાની હવે જરૂર નહોતી; કશો સંકોચ નહોતો; લજ્જા હતી પણ તે હસતી માનિની મધુરી લજ્જા હતી; ધ્રૂજરી હતી પણ તે ભયની નહિ–પતિના સ્નેહદાન માટે તલસતા તનવદનની હતી; ધબકતાં હૃદયો હતાં પણ તે સ્નેહસ્વાર્પણની ઊર્મિઓથી ધબકતાં હતાં, કશા સંક્ષોભથી નહિ.

કેવા સુખની ક્ષણો ! પ્રમોદના વદન ઉપર આવેશભર્યા પ્રેમની રેખાઓ ઊપસી આવેલી પદ્મા આનંદથી જોઈ રહેલી હતી. પ્રમોદ પોતે થોડું બોલતો હતો પણ પદ્માની વાણી વધુ ને વધુ સાંભળવા ઇચ્છતો હોય તેમ તેને કાંઈ કાંઈ પૂછતો. કેટલીક વાર પ્રમોદ એવું પૂછતો કે તેનો જવાબ આપતાં પદ્માને ગાલે ગુલાબો ઊપસતાં અને આંખો નીચી ઢાળ્યા વિના તે જવાબ આપવાની હિંમત જ કરી શકતી નહિ. કોઈ વાર તો પદ્મા મ્હોંથી જવાબ આપતી નહિ, માત્ર આંખો અને પ્રમોદના ગાલ પરની આછેરી લપાટથી તે જવાબ આપતી; અને તે વખતે બેઉનાં વદન પર જે હાસ્ય ઊમટતાં તે ભલે પડોશીઓ સાંભળતાં હોય, પણ પોતે મુંબઈમાં હોવાથી પદ્માને તેની કશી પરવા નહોતી.

સુખદ ક્ષણોનો પ્રવાહ વધુ વેગવંત થવા લાગ્યો. પ્રમોદે ખડખડ હસીને પદ્માને સોફા ઉપરથી ઊંચકીને પલંગમાં સુવાડી અને તેને ચુંબનોની વૃષ્ટિથી ગભરાવી મૂકી. સુખની પરાકાષ્ટામાં તે ભાનરહિત બની. તેની ચેતના ઊંડી ને ઊંડી ઊતરતી કોઈ એવા સંવેદનમાં કેંદ્રિત થઈ રહી કે તેનું ચિત્ત વિચારશક્તિને જાણે ગુમાવી બેઠું અને માત્ર તે મૂક રહી કોઈ અકથનીય

સુખને સંવેદી રહ્યું.

ઓચિંતું પદ્માનું સુખસ્વપ્ન વછૂટી ગયું અને તે બ્હેબાકળી બિછાનામાં બેઠી થઈ વસ્ત્રો સંકોરવા લાગી! અંધકારમાં તેને ભય લાગ્યો. કોઈ પુરુષાકૃતિ બારીમાંથી છજા તરફ સરકી ગઇ હોય તેવો તેને ભાસ થયો. તેને ખ્યાલ આવ્યો કે પોતે પ્રસ્વેદથી નાહી ગઈ છે; અને વસ્ત્રો......

તેણે કારમી બૂમ મારી: "સુંદર બહેન!"



પ્રકરણ ૧૬

## વહેમના વાદળનો ઘેરો

**પદ્માની** એક બૂમથી સુંદર જાગી નહિ; તેણે બીજી બૂમ મારી, ત્રીજી બૂમ મારી. દરેક બૂમ ઉત્તરોત્તર સ્વરમાં ચડતી ગઈ અને ભયસૂચકતામાં વૃદ્ધિ પામતી ગઈ. ત્રીજી બૂમે સુંદર "હં" કરતી જાગી અને બિછાનામાં બેઠી થતી બોલીઃ "શું છે ?"

પદ્મા દોડતી સુંદર પાસે ઓરડામાં ગઈ અને ઢગલો થઇને પડી. સુંદરે ચમકીને પૂછ્યુંઃ "શું છે, શું ? આમ કેમ કરે છે ?"

"સુંદર બહેન ! મને બીક લાગે છે."

"બીક શાની વળી ?" સુંદરના સ્વરમાં તેજ પુરાતું હતું. ભાભી પોતાને શરણે આવી હતી, તો મુરબ્બીવટ માણવાની તક સુંદર શામાટે જવા દે ? "બીક લાગતી હોય તો ઓરડામાં આવીને સૂઈ રહે."

"સુંદર બહેન ! અહીં કોઇ બાયડો આવ્યો'તો..."

"જા, જા !" સુંદરે મુખચેષ્ટામાં અને સ્વરમાં ખૂબ તિરસ્કાર વ્યક્ત કર્યોઃ "અહીં કોણ આવે ? સ્વપ્નું તો જોયું નથી ?"

"ના, ખરેખર મેં તેને છજાની તરફ સરી જતો જોયો'તો.

સુંદર બહેન ! હું તો ઊંઘતી'તી અને એ મૂઓ કોઈ લુચ્ચો માણસ હશે...મારાં કપડાં..."

"હેં !" સુંદર એકદમ ધડકી ગઈ.

"બાપાજીને જગાડીને વાત કરો; કોઈ હરામખોર ઘરમાં ભરાઈ બેઠો હશે તો..."

સુંદરનો સ્વર ઓચિંતો ધીરો અને મમતાળુ બની ગયો: "ભાભી ! અત્યારે રાતને વખતે 'હોહા' કરવી જવા દો. હશે નહિ કાંઈ અને નકામી ફજેતી થઈ પડશે."

"પણ મને બહુ ગભરામણ થાય છે, સુંદર બહેન ! હાય, હાય, મને મૂઈને આજે ક્યાંથી, વળી ઓસરીમાં સૂવાનું મન થયું ? !"

"હું ઓસરીમાં જ રોજ સૂતી ને ? મેં તો કોઈ વાર કશું જોયું નથી. કાંતો તમે ઊંઘમાંથી ઊઠેલાં એટલે બીધેલાં અને મનને કશોક આભાસ થયો હશે. ચાલો, પથારી ઓરડામાં લાવો અને સૂઈ જાવ !"

પદ્મા સુંદરના ખોળામાં માથું મૂકીને રડવા લાગી. સુંદર ભાભીના બરડામાં હાથ ફેરવતી તેને આશ્વાસન આપવા લાગી: "ભાભી ! તમે ગાંડાં છો. કશું થયું નથી ને નકામાં વહેમાઈ ગયાં છો. છાનાં રહો, કોઈ જાગશે તો કેવું કહેવાશે ?"

"ઓ બહેન ! કદાચ..."

"ભાભી ! હજી તમે સમજતાં નથી ?"

"પણ બાપાજીને સવારે તો તમે વાત કરજો."

"એમાં બાપાજીને કહેવા જેવું શું છે ? તમને ખબર નથી પડતી ? એથી તો કોઈનું મોત ઊભું થાય..."

સુંદર ઊઠી અને પદ્માની પથારીને બહારથી ઉપાડી લાવી ઓરડામાં પાથરી આપી. "ચાલો, હવે સૂઈ જાવ, ઓરડો બંધ

કરું છું.”

સુંદરે ધીરેથી ઓરડો બંધ કર્યો અને પદ્માના કાન પાસે મ્હોં લઈ જઈને કહ્યું: “જુઓ, આ તો કશું નથી, અને બાપાજીને કહીએ તો તેમને કોના પર શક જાય તે જાણો છો? આપણા ઘરમાં કિરીટભાઇ સિવાય બીજું અત્યારે કોણ છે?”

આ સૂચન થતાં જ પદ્મા ધ્રૂજી ગઇ. કિરીટના સૌજન્યનો પરિચય તેને થોડા દિવસમાં થઈ ગયો હતો અને તેની રીતભાતમાં તેણે એવું કશું જોયું નહોતું, કે જેથી તેને કિરીટ ઉપર શંકા લઈ જવાનું મન થાય. પણ હા, કિરીટ આખા ઘરમાં જો કોઇની સાથે મોકળા મનથી વાત કરતો હોય તો તે માત્ર પદ્મા જ હતી; છતાં એ વાતચીતમાં ય કોઇ વાર કિરીટે વિવેક છાંડયો નહોતો. એ કિરીટ શું એવો દુષ્ટ હોય કે જે આવું અનિષ્ટ આચરણ કરે?

બિચારી પદ્માને જગતનો હજી પૂરો અનુભવ થયો નહોતો. તે આટલી નાની વયે પુરુષસ્વભાવની બહુવિધતાનો પરિચય પણ ક્યાંથી કરી શકી હોય? તેણે પિયર અને શ્વસુરઘરની બહારની દુનિયા જોઈ નહોતી, તેને કશા વિશિષ્ટ અનુભવો થયા નહોતા: માત્ર તેને કાને કોઈ કોઈવાર સ્ત્રીઓના એવા બોલ પડયા હતા કે “પુરુષો બહારથી જેવા ઠાવકા અને સુશીલ દેખાતા હોય છે, તેવા તેઓ અંતરમાં હોતા નથી. મ્હોંથી મીઠી વાતો કરનારાઓ પણ મનના મેલા અને સડેલા હોય છે! પુરુષનો વિશ્વાસ રાખનારી અનેક સ્ત્રીઓનાં જીવન જીવતાં મરણ જેવાં થઇ ગયાં હોય છે.” પુરુષ જાતિ પ્રત્યે કાનમાં કોઈવાર રેડાયલું આ ઝેર અત્યારે પદ્માના મનમાં ઊભરાઈ આવ્યું અને કિરીટ પરનો તેનો વિશ્વાસ ડગી જવા લાગ્યો. તે મનમાં બોલી: “શી ખબર? એને પણ કેમ કુબુદ્ધિ ન સૂઝી હોય? મારા શુભેચ્છક બનીને પતિ પાસે મારી વકીલાત કરવાનો હેતુ મને ફોસલાવવાનો હોય તોય કોને ખબર? કિરીટભાઇ! હાય...હાય...તે શું આવા માણસ હશે? ઓ ભગવાન!

દુનિયામાં હવે કોનો વિશ્વાસ કરવો?"

કિરીટ બીજે માળે ઓસરીમાં સૂતો હતો તે પદ્મા જાણતી હતી. દાદર ખુલ્લો રહેતો અને તે વાટે તે ત્રીજે માળે ઓસરીમાં સીધો આવી શકે તેમ હતું એમાં સંશય નહોતો. પણ તે છજામાં કેમ સરકી ગયો? અને છજામાં ગયા પછી નીચે ઊતરવા માટે દાદર પાસેની બારી ઉઘાડ્યા વિના તેને સીડી મળી શકે નહિ. આ વિચાર આવતાં પદ્માનું મન સળવળ્યું. તેને ઊઠીને જોઈ આવવાનો વિચાર થયો કે એ બારી ઉઘાડી છે કે બંધ છે?

તે ઊઠી કે તુરત સુંદરે પૂછ્યું: "કેમ ભાભી ઊઠ્યાં?"

"છજાની બારીઓ બંધ કરી આવું."

ઓસરીમાંથી છજામાં જવાની ચાર બારીઓ હતી. વચ્ચેની બારીઓ બંધ હતી, પણ છેલ્લી દાદર પાસેની બારી ઉઘાડી હતી! પદ્માનું શરીર કંપી ગયું.

બેઉ બારીઓ બંધ કરીને તે પાછી ફરી અને ઓરડાનાં દ્વાર બંધ કર્યાં. પછી તે પથારીમાં પડી. સુંદર બોલી: "ઓરડો તો આપણે બંધ કરેલો જ હતો, પછી છજાની બારીઓ બંધ હોય કે ઉઘાડી, તોય બીક શાની?"

"આ બંધ ઓરડામાંય મને તો બીક લાગે છે!"

પદ્માનો સ્વર ખોખરો હતો. સુંદરને લાગ્યું કે તે રડતી હોવી જોઇએ. "હવે તમે ઊંઘી જાઓ, એટલે બધી ભ્રમણા ટળી જાય."

પદ્મા સૂતી ખરી, પણ તે ઊંઘી શકી નહિ. સુંદરને પણ એ રાત્રે જાગરણ જ થયું. પદ્મા બેચેનીમાં પથારીમાં બેઠી થતી, પાછી સૂઈ જતી; સુંદર માત્ર પડી પડી જાગ્યા કરતી અને ભાભીની હીલચાલ મૂગી મૂગી જોયા કરતી.

રાત્રિનો છેલ્લો પહોર થયો અને કૂકડો બોલ્યો. તુરત પદ્મા પથારીમાં બેઠી થઈ. તેણે બૂમ મારી: "સુંદર બહેન!"

"કેમ ભાભી ?" સુંદર પણ તુરત બેઠી થઈ.

"મગનલાલ કોઠારીના ઘરની અગાશીમાંથી આપણા છજામાં કોઈ આવી શકે ખરું ?"

સુંદર ચમકી ગઈ પણ અંધકારમાં એ ચમકારો પદ્મા જોઈ શકે તેમ નહોતું. તેણે જવાબ આપ્યો: "એમ ક્યાંથી અવાય ? વચ્ચે છગન શેઠનું ઘર આવ્યું ને ?"

"છગન શેઠના ઘરને ય અગાશી તો છે."

"ભાભી! તમારી ભ્રમણા હજી કેમ છૂટતી નથી ? તમે એક વાર બરાબર ઊંઘ લ્યો તો તમારું મન ઠેકાણે આવી જાય."

"પણ મને ઊંઘ જ આવતી નથી ને ! હે ભગવાન ! હવે શું થશે ?"

"થવાનું કશું ય નથી અને થયું ય કશું નથી, ભાભી ! ચાલો, સૂઇ જાવ જોઇએ, હું તમને રજાઇ ઓઢાડી દઉં !"

આજ્ઞાંકિત દર્દીની પેઠે પદ્મા સૂઈ ગઈ. થોડી વાર થઈ અને તે ફડકીને પાછી બેઠી થઇ: "સુંદર બહેન ! બીજે માળે કોઈ ફરે છે !"

"એ તો બાપાજી હશે, સૂઈ જાઓ !"

થોડી ક્ષણો થઇ અને પદ્મા પાછી બોલી: "સુંદર બહેન ! આપણી ખડકી કોઇએ ધીરેથી ઉઘાડી !"

"તમને ય કાંઇ કાંઈ ભણકારા વાગે છે. સૂઇ જાઓ, હવે સ્હવાર પડવાને બહુ વાર નથી. થોડું તો ઊંઘો !"

પદ્મા સૂઇ ગઇ અને ઊંઘવાને ફાંફાં મારતી આળોટવા લાગી.

વહેલી સ્હવારે પદ્મા નિયમ મુજબ ઊઠી તો ખરી, પણ તેનું ચિત્ત અસ્વસ્થ હતું. નીચે ઊતરતાં બીજે માળે કિરીટની

પથારી ભણી જોવાની ય તેને ઇચ્છા નહોતી; તેનું ચિત્ત કિરીટ પ્રતિના તિરસ્કારથી ભરાઈ ગયું હતું; છતાં ત્રાંસી નજરે તેણે જોયું તો ખરું જ. કિરીટની પથારી ભણી પદ્માએ એક તિરસ્કારભરી દૃષ્ટિ નાંખીને નીચે ઊતરવા માંડ્યું. ઘરમાં પથારીઓ કરવાનું અને ઉપાડવાનું કામ પદ્માનું જ હતું, પણ અત્યારે એ અપવિત્ર પથારીને અડકવા પણ તેનું મન તૈયાર થયું નહિ. પાછળ આવતી સુંદરે જ મૂગા મૂગા પથારી ઉપાડીને ઓરડામાં મૂકી.

સુંદરમાં આજે પદ્મા પ્રત્યે અસાધારણ સહાનુભૂતિ પ્રકટી હતી. તેણે કોઈ ન સાંભળે એવી રીતે ભાભીને કહ્યું: "તમે ઊંઘ્યાં નથી, એટલે શરીરે ઠીક નહિ હોય. આજે રાંધણું હું કરીશ; તમે દાળ આપો, શાક સમારી આપો; સ્ટવ સળગાવીને ચાહ મૂકો."

નણંદે સૂચવ્યા પ્રમાણે પદ્મા ઘરકામમાં વળગી. સોમચંદ શેઠ દાતણ કરી ઓસરીમાં આવીને બેઠા અને ચાહના ચલાણાની રાહ જોવા લાગ્યા. તેમણે પૂછ્યું: "સુંદર! કિરીટ ક્યારનો બહાર ગયો છે?"

"મને કાંઇ ખબર નથી. અમે ઊઠયાં ત્યારે તો તેમની પથારી ખાલી હતી."

"સ્હવારે વહેલો ફરવા ગયો હશે. પણ સાત વાગી ગયા, હજી આવ્યો નહિ."

"તમે તમારે ચાહ પી લ્યો; કિરીટભાઈ આવશે ત્યાંસુધી ચાહ ગરમ રાખીશું."

"ભલે ત્યારે."

સોમચંદ શેઠ ચાહ પી રહ્યા, પણ કિરીટ દેખાયો નહિ.

તેમને નિયમ મુજબ પેઢી પર જવું હતું, પણ રાત્રે કિરીટે વેવીશાળ સંબંધી શો નિશ્ચય કર્યો તે જાણવાની આતુરતાએ તેમને કિરીટની રાહ જોવા કહ્યું અને તે ઘેર જ રોકાઈ રહ્યા. આઠ વાગ્યા, નવ વાગ્યા, દસ વાગ્યા પણ કિરીટ ઘેર પાછો આવ્યો જ નહિ !

"તે ગયો ક્યાં?" એમ વારંવાર બબડતા સોમચંદ શેઠને કોઈ જવાબ આપી શકતું નહિ; માત્ર ઘુમટામાંથી પદ્માની વદનચર્યા જ મૌન જવાબ આપી દેતી હતી કે "શું મ્હોં લઇને હવે તે લુચ્ચો ઘરમાં ઊભો રહે?"



## પ્રકરણ ૧૭

# સતીશચંદ્ર વકીલ

આખી રાત વિચારવમળમાં વીતાવ્યા પછી જ્યારે કિરીટને મામાના પંજામાંથી છૂટવાનો બીજો કશો માર્ગ સાંપડ્યો નહોતો, અને મામાની સમીપે બંડ ઉઠાવીને તેમનું અપમાન કરવાની હિંમત તેનાથી દાખવી શકાય તેમ જણાયું નહોતું, ત્યારે તેણે પરોઢમાં ઊઠીને કોઈને કહ્યા વિના સ્ટેશનનો માર્ગ પકડવાનું નક્કી કર્યું હતું! કામંદકી કરતાં કમળા તેને અનેક દરજ્જે પોતા માટે યોગ્ય લાગી હતી, છતાં મામાએ કામંદકીને પસંદ કરીને તેની વેરે જ પોતાને પરણાવવાનો દુરાગ્રહ રાખ્યો હતો, તેમાં કિરીટને પહેલાં તો મામાનો કશો અંગત સ્વાર્થ દેખાતો નહોતો, માત્ર જુવાન અને વૃદ્ધ માનસ વચ્ચેનો ભેદ જ દેખાતો હતો; પરંતુ પછીથી તેને એમ લાગતું હતું કે દુરાગ્રહની પાછળ અંગત સ્વાર્થ સાધવાની વૃત્તિ નહિ પણ સ્વાભાવિક રીતે ઘડાઈ ગએલી એક સ્વાર્થી મનોદશા હતી, કે જે મનોદશા હમેશાં સ્થૂળ લાભોની દૃષ્ટિની પાર જોઈ શકતી નથી. એક મોટો અમલદાર પોતાનો સગો થાય, તેની પાસેથી તાત્કાલિક કશો સ્વાર્થ સાધવાનો ભલે ન હોય, પણ એની અમલદારીનો અંશ માણવાની પોતાને તક મળે એવો પણ લાભ શોધતા રહેવાની જેને ટેવ પડી હોય છે તેને

લગ્નના જોડાની સમવયસ્કતા, રંગ-રૂપ કે સરખું ભણતર, એવી ઉપલક યોગ્યતા સિવાય બીજું કશું જોવાનું ભાન જ રહેતું નથી. પોતાના મામાની પણ એ જ મનઃસ્થિતિ હતી એવો કિરીટે પોતાના મનથી તોડ કાઢ્યો હતો. પ્રમોદને માટે હરિલાલ ડેપ્યુટી નોકરી મેળવી આપવા તૈયાર હતા, કિરીટને પણ સારે ઓધ્ધે ચડાવી દેવા ઉત્સુક હતા, એ વાતો કહેતાં સોમચંદ શેઠના મ્હોંમાં પાણી આવતું હતું; જોકે પ્રમોદ કે કિરીટ પોતે એ નોકરીઓને માટે કાંઈ આતુર નહોતા તે તે સારી પેઠે જાણતા હતા! મોટા માણસના સગા થવાનો શોખ પણ માણસો કેળવતા હોય છે, અને તેમાં કોઈ દૂર-દૂરનો સ્વાર્થ સાધવાની અસ્પષ્ટ દૃષ્ટિ પણ હોય છે; છતાં તેમનો એ શોખ સંતાનોનું હિત કરે છે કે અહિત તેનો વિચાર નહિ કરનારા વડીલોની સામે જ સંતાનોને કેટલીક વાર બંડ ઉઠાવવાં પડતાં હશે, એવો કિરીટના સ્વાનુભવે ચુકાદો આપ્યો.

પોતે કોઈને કહ્યા વિના નીકળી ગયો હોવાથી પાછળ શી ધમાલ મચશે તેનો કિરીટને ખ્યાલ હતો, એટલે તેણે અમદાવાદ સ્ટેશને પહોંચતાં જ મામાને તાર મોકલી દીધો કે "હું વડોદરા જઉં છું; મારો સામાન કોઈની સાથે ત્યાં પહોંચતો કરજો. મારા વેવીશાળ સંબંધે હમણાં કશી હીલચાલ ન કરશો." તે જાણતો હતો કે મામાને આથી વધારે ખોટું લાગશે, પણ મામાની સમીપે જે બોલવાની તેનામાં હિંમત નહોતી, તે દૂર દૂર રહીને લખતાં-કહેતાં તેને કોઈ રોકી શકે તેમ નહોતું.

વડોદરાને સ્ટેશને ઊતરતાં જ "હેલો...કિરીટ!" કરતો તેનો મિત્ર સુમન દોડી આવ્યો અને તેણે તેનો હાથ પકડ્યોઃ "અરે ભલા માણસ! મામાને ત્યાં તો તું દટાઈ ગયો'તો કે શું?"

ત્યાં તો સતીશચંદ્ર વકીલ પણ ત્યાં આવ્યા અને હસતે મ્હોંએ કિરીટના ખભા પર હાથ મૂકીને બોલ્યાઃ "કેમ, મોસાળ

જઈ આવ્યા ? ભલે, પણ હવે પાછા ગાડીમાં બેસી જાઓ, તમારે મારી સાથે સુરત આવવાનું છે.”

કિરીટે વકીલને જરા આશ્ચર્યથી જોયા, ઓળખ્યા અને તેમની સૂચનાનો જવાબ શોધવા માંડ્યો; પણ કિરીટ જવાબ આપે તે પહેલાં જ વકીલે કહ્યું: “ચાલો, ચાલો, એમાં આનાકાની કરવાની જરૂર નથી. હું તમારા દાદાને મળ્યો છું, તમારાં ભાભીને મળ્યો છું, ત્રણ દિવસથી તમારી રાહ જોઈ રહ્યો છું, છેવટે થાકીને પાછો સુરત જવા નીકળ્યો છું, અને જ્યારે અચાનક તમે મળ્યા છો, ત્યારે હું કાંઈ તમને ખેંચી ગયા વિના રહેવાનો છું ? ચાલો બેસી જાઓ !” એમ કહી બાજુના બીજા વર્ગના કોમ્પાર્ટમેન્ટનું બારણું વકીલે પોતાને હાથે જ ઉઘાડયું.

કિરીટ તો જાણે ચકિત બની ગયો. એ પ્રતાપી અને હસતા વદનની આજ્ઞા હતી, છતાં જાણે હળવી ફૂલ જેવી હોય એમ કિરીટને લાગતું હતું. એ વદન પર મમતાની સુકોમળ રેખાઓ હતી, તે શું એ અણધારી આજ્ઞાની કડકાઈને નરમ બનાવતી હતી ? એક વાર ઘેર જઈને ભાભીને બધી વાત કહ્યા વિના કિરીટને ચેન પડે તેમ નહોતું, અને જો તે પરભાર્યો સુરત જાય તો દિલનો બધો ભાર સાથે જ લઈ જવો પડે, એ કિરીટને ગમતું નહોતું. તેણે કહ્યું: “સતીશભાઈ ! આજે માફ કરો, કાલે હું જરૂર આવીશ. હજી હું દાદાને, ભાભીને કોઈને મળ્યો નથી.”

વકીલના મુખમાંથી મધુરું હાસ્ય સર્યું: “દાદા અને ભાભી ખુશીમાં છે; તમને સુરત મોકલવા માટે જ તમારી રાહ જુએ છે; સુમનલાલ અહીંથી સીધા ઘેર જઈને સંદેશો આપી આવશે કે તમને હું પરાણે—ખરેખર બળજબરીથી ખેંચી ગયો છું; કેમ સુમનલાલ ?” અને વકીલે એવું ખડખડાટ હાસ્ય કર્યું કે કિરીટની ઇચ્છા તો એ હાસ્યની પાંખો પર ચડીને ક્યાં ય ઊડી ગઈ !

"પણ સુમન! મારી વાત તો સાંભળ. મારો સામાન કપડાં અમદાવાદ એક મિત્રને ત્યાં પડ્યાં છે. તેણે મને રોકાવા કહ્યું પણ રોકાઈ શકું તેમ નહોતું એટલે ફરીથી તેને ત્યાં બે દિવસ માટે જવાનું મેં વચન આપ્યું; એ વચનપૂર્તિના બ્હાના માટે તેણે મારી કપડાંની બેગ જ રોકી રાખી; જો મારી પાસે કશો સામાન છે?"

વકીલે એક જ ફૂંક મારીને એ દલીલને ઉડાડી મૂકી: "ચાલો, ચાલો, સુરતમાં કાપડિયા અને દરજીઓ વસે છે."

સતીશચંદ્રે કિરીટનો હાથ પકડી તેને ડબ્બામાં દોર્યો અને એક વાછરડાની પેઠે તે દોરાયો. તે બેઠો એટલે સુમને તેને ધીરેથી વાત કહી: "નિરાંતે પાંચદસ દિવસ રહેજે; બહુ સરસ અને મળતાવડું કુટુંબ છે. અહીં યમુના ભાભીને બધી વાત હું કહીશ."

કિરીટ ચિંતાતુર થતો બોલ્યો: "પણ મારે ભાભીને બીજી ઘણી અગત્યની વાતો કહેવાની હતી..."

"તો સુરત પહોંચીને વિસ્તારથી પત્ર લખજે. અહીં વકીલ તને તેડી જવા જ આવ્યા હતા અને તે માટે જ રોકાયા હતા; એટલે તું ન જાય તો એમને કેવું લાગે?"

"ઠીક...ત્યારે સુમન! યમુના ભાભીને તું એટલું કહેજે કે વીરમગામથી કોઈ પત્ર આવે તો તે મને સુરત મોકલી આપે, અથવાતો અહીં જ રાખે; પણ મને પૂછ્યા વિના તેનો કશો જવાબ ન આપે."

"વારુ." કહી સુમન નીચે ઊતર્યો. તે સતીશચંદ્રને સ્ટેશન સુધી પહોંચાડવા જ આવ્યો હતો અને પાંચ મિનિટનો ઘંટ થઇ ગયો હતો.

"પણ સુમન! મારી ટિકિટ?" કિરીટે ગજવામાંથી દસ રૂપીઆની નોટ ખેંચી કાઢી સુમન સામે ધરી.

સતીશચંદ્રે એ જુવાનની સરળતાને સ્મિતમાં ઉડાવી દઇને

કહ્યું: "એ નોટ ગજવામાં મૂકી દો! તમારી ટિકિટ મારી પાસે આવી ગઇ છે!"

કિરીટને એ વાત સાચી ન લાગી, કારણકે કિરીટે સતીશ-ચંદ્રને ટિકિટ લેવા જતા જોયા જ નહોતા; પણ પછી તેણે જોયું કે ખુદ ગાર્ડે જ તેમને ટિકિટ મંગાવી આપી હતી.

ગાડી ઊપડી. વડોદરા ગયું, અને કિરીટ વિચારી રહ્યો: "હું કેવી રીતે નીકળ્યો હતો, ક્યાં જવા ઇચ્છતો હતો અને ક્યાં જઈ રહ્યો છું?"

કિરીટ સતીશચંદ્ર વકીલને સારી પેઠે ઓળખતો હતો, જો કે પોતાને તો તેમણે અત્યાર પૂર્વે જોયો હશે કે કેમ તે માટે કિરીટને ખાત્રી નહોતી. ખરી રીતે કહીએ તો સતીશચંદ્રને આખું વડોદરા ઓળખતું હોય એ પણ બનવાજોગ હતું. તે રહેતા સુરતમાં અને ધંધો પણ ત્યાં જ કરતા, પણ તેમની પુત્રી જયવતીને તેમણે વડોદરામાં પરણાવી હતી, અને સાસરામાં જયવતીને એટલો બધો ત્રાસ હતો કે તેના પિતાએ છેવટે તેની પાસે છૂટા છેડા મેળવવાનો દાવો કરાવ્યો હતો, ત્યારથી વડોદરામાં સતીશચંદ્ર વકીલનું નામ જાણીતું થયું હતું. વડોદરામાં છૂટા છેડાનો કાયદો થયો; તેનો પ્રારંભમાં જ લાભ લેનારાઓ કોણ નીકળે છે, તે જોવાને લોકો ટાંપી રહ્યા હતા, એટલે વળી આ વકીલનું નામ ઠેર ઠેર ગવાવા લાગ્યું હતું. કિરીટ પણ તેમને એ જ રીતે ઓળખતો થયો હતો.

ઊંચી કોમોમાં આમ છૂટા છેડા લેવાય એ જનતાના મોટા ભાગને ગમતું નહોતું, છતાં જયવતીની બાબતમાં જનતાનો અભિપ્રાય તેની તરફેણમાં હતો. સતીશચંદ્ર વકીલનો પણ કોઇ વાંક કાઢતું નહોતું. જયવતીને પતિ તરફથી અને પતિના કુટુંબ તરફથી જે ત્રાસ આપવામાં આવતો હતો તે કોઇથી અજાણ્યો

નહોતો, એટલે સ્વાભાવિક રીતે જ લોકોની સહાનુભૂતિ એ પિતા-પુત્રીની તરફેણમાં ખેંચાયા કરતી. આથી સતીશચંદ્રનું નામ ઘેર ઘેર ગવાતું હતું ખરું, પણ વગોવાતું હતું એમ કહી શકાય નહિ. "બિચારી ભણીગણી દીકરીને પાર વિનાનો ત્રાસ થતો હોય, ત્યારે સગો બાપ છૂટા છેડા ન કરાવે તો બીજું શું કરે? જયવતીના બાપને ઘેર શું દાણા-લૂગડાંનો તોટો છે કે તે બાપને ઘેર રહે અને લગ્નથી બંધાયલી રહે?"

કિરીટ વીરમગામમાં હતો, ત્યારે જ આ દાવાનો ચૂકાદો આવી ગયો હતો અને કોર્ટે છૂટા છેડા આપ્યા હતા, એવું તેણે છાપામાં વાંચ્યું હતું. છાપામાં એક નામ વિનાની જાહેર ખબર પણ તેણે વાંચી હતી, જેમાં બાવીસ વર્ષની એક કુલીન ત્યક્તા માટે સંસ્કારી વરની માંગણી કરવામાં આવી હતી; એ જાહેર ખબર કદાચ સતીશચંદ્ર વકીલ તરફની જ હોય એવું કિરીટનું અનુમાન હતું.

પાએક કલાક તો બેઉ વચ્ચે મૌન ચાલ્યું, પણ એક જ ડબામાં જ્યારે બે જ મુસાફરો હોય અને પિછાણ થઈ ચૂકી હોય ત્યારે મૌન લાંબો સમય ચાલતું નથી. કિરીટે જ પહેલાં મૌન તોડયું અને પ્રશ્ન કર્યો: "જયવતીબહેન તો સુરતમાં જ હશે."

"હા, મારે ત્યાં છે. તમે બધું જાણતા તો હશો કદાચ. કેટલાકોની પેઠે મારું પગલું તમને પસંદ નહિ પણ હોય; ખુદ જયવતીની પણ ક્યાં હિંમત ચાલતી'તી? પણ એ પગલું ભર્યા વિના મારો છૂટકો નહોતો."

"તમે લીધેલો માર્ગ ઘણાને વાજબી જણાયો છે."

"અને મેં વિશેષ પણ શું કર્યું છે? ઘણાં પતિપત્ની છૂટાં પડીને જિંદગીભર જૂદાં રહે છે. તેમની લગ્નની ગાંઠ છૂટી હોતી નથી એટલે એકબીજાં માત્ર કાયદાના બંધનથી બંધાયલાં રહે છે. એ ગાંઠ છોડનારો કાયદો રાજ્યે કર્યો, તો તેનો મેં

ઉપયોગ કર્યો. કાયદો ન હોત તોપણ જયવતીને ફરીથી હું તેને ઘેર મોકલું એવી સ્થિતિ જ રહી નહોતી. છતાં કેટલાકને એમ લાગે છે કે મેં ઉતાવળ કરી છે; એમાં ઉતાવળ શી હતી? બેઉ વચ્ચે પાછો સદ્ભાવ જાગે તેની હું વર્ષો સુધી રાહ જોઉં અને જયવતીની જિંદગીને એ આશાને તાંતણે બાંધી રાખું, તો શું મેં ધીરજ બતાવી કહેવાય? મને એવી માન્યતાવાળાઓની પરવા નથી. કાયદો સમાજને જે કાંઈ સુખસગવડ આપી શકતો હોય, તેનો લાભ જતો કરવાની તરફેણમાં હું નથી."

અને કિરીટને સમજાઈ ગયું કે પોતે વાંચેલી જાહેર ખબર ખરેખર સતીશચંદ્ર તરફની જ હોવી જોઈએ અને જયવતીને તે બીજા કોઈની સાથે પરણાવવા ઇચ્છતા હોવા જોઈએ.

પછી વાતચીતનો પ્રવાહ એ અંગત પ્રકરણ ઉપરથી સંસાર અને સમાજના પ્રકરણ ઉપર ઊતર્યો. એ વાતચીત દરમ્યાન કિરીટ આશ્ચર્યચકિત થઈ ગયો કે આ પ્રૌઢ વયનો વકીલ અને ત્રણ પુત્રીઓનો પિતા સંસાર અને સમાજના ઘડતર વિષે કેવળ અદ્યતન વિચારો ધરાવે છે.



## પ્રકરણ ૧૮

# કીર્તિદાની માંદગી

સતીશચંદ્ર વકીલ એક સુખવસ્તુ ગૃહસ્થ હતા. તેમની પાસે સારી પેઠે ધન હતું, સારી પ્રેક્ટીસ હતી, સમાજમાં સારો માનમરતબો હતો, અને ત્રણ પુત્રીઓનો પરિવાર હતો. તેમને કોઇ વાર અપુત્રતા સાલી નહોતી. પુત્રીઓને સારા સંસ્કારમાં ઉછેરી, સારી પેઠે ભણાવી, સારા પતિઓ સાથે પરણાવી તેમને સુખી જોવામાં જ તેમનો સંતોષ હતો. પોતાને પુત્ર હોત તોપણ પોતે પુત્રીઓને પુત્રો કરતાં જરાએ ઓછી માની ન હોત તેમ તે હિંમતથી કહેતા, અને વસ્તુતઃ હતું પણ તેમ જ. પુત્રીઓના ઉછેરમાં તેમણે જરાએ ઉપેક્ષા કે ખર્ચની કરકસર દાખવી નહોતી.

જ્યારે ઇશુની વીસમી સદીનો વાયુ ફૂંકાયો નહોતો ત્યારે તેમણે સુભદ્રા સાથે સ્નેહલગ્ન કર્યું હતું. સ્નેહલગ્ન એ કાળે એક અદ્‌ભુતતા મનાતી હતી, ચકચાર ફેલાવતી, છતાં સતીશચંદ્રે તે વખતે જે હિંમત દાખવીને સુભદ્રાની પસંદગી ન્યાતમાંથી કરી હતી અને તે મેટ્રિક પાસ કરે ત્યારપછી જ લગ્ન કરવાનો આગ્રહ પકડ્યો હતો, તે તો તેમની ન્યાતનો એક સંસ્મરણીય બનાવ લેખાતો હતો. સતીશચંદ્રે પોતાના પિતાના અભિપ્રાયની અવગણના કરીને અને પિતાએ નાની વયમાં કરી રાખેલું વેવીશાળ તોડી નાંખીને સુભદ્રાની સાથે લગ્ન કર્યું હતું, અને એ લગ્ને તેમને જે

સુખસંતોષ આપ્યાં હતાં, તેની તેમના જીવન ઉપર અસાધારણ છાપ પડી હતી.

સુભદ્રા અને સતીશચંદ્રનો લાંબો સંસાર વિષમતાના વાયુ-વંટોળ વિના ચાલ્યો હતો, પરસ્પરનો સ્નેહભાવ સરખી રીતે ટકયા કર્યો હતો અને પુત્રીઓના ઉછેરમાં બેઉએ સમાન રસ અનુભવ્યો હતો. એ સુભગ સંસારના અનુભવે પણ સતીશચંદ્રના સાંસારિક વિચારોના ઘડતરમાં ઓછો ભાગ ભજવ્યો નહોતો.

એ કુટુંબની વચ્ચે જઇ પડતાં કિરીટને પ્રથમ પરિચયે જ લાગ્યું કે વકીલના સુભગ સંસારની ચાવી સુભદ્રા જ છે. વકીલનો સ્વભાવ ધૂની અને આગ્રહી હતો. તેમનો એક દૃઢ થએલો વિચાર ફેરવવો એ કાર્ય લગભગ અશકય જ મનાતું હતું. કોઈ બાબત વિષેના વિવાદમાં ભલભલા વકીલો પણ તેમની પાસે હારી જતા, તો પછી ઘરમાં દલીલ કરીને તેમનો નિશ્ચય કોણ બદલાવી શકે? સુભદ્રાને માટે પણ એ કાર્ય ઘણી વાર અશક્ય બનતું, છતાં સુભદ્રા સમય જોઈને વર્તતી, તેથી ઘરમાં વિષમતાનો વંટોળ ઊઠતો નહિ. એ કાળે મેટ્રિક સુધી પહોંચેલી એક યુવતીના મનમાં પોતાના ભણતરનું જે અભિમાન સંભવિત મનાય, તે અભિમાન જો સુભદ્રામાં હોત, તો સતીશચંદ્રનો સંસાર ખારો ઝેર નીવડયો હોત; અને ભણતરથી નમ્રતાનો ગુણ પેદા થાય છે એવું તો કાંઈ હોતું નથી; એટલે સુભદ્રાના ભણતર કરતાં તેના નમ્ર અને સમયવર્તી-પણાના ગુણોએ વકીલના સંસારને વધુ સુભગતા સમર્પી હતી એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

પત્નીના ગુણોને સતીશચંદ્ર સમજી શકતા નહિ એમ નહોતું. પતિપત્ની વચ્ચે ઊઠતા મતભેદો બહુ વાર વીત્યા વિના શમી જતા ત્યારે તે સુભદ્રાનો સ્નેહ અને ભણતરથી ઉદાત્ત બનેલું મન એ બેઉનો તેમને સાક્ષાત્કાર થતો. પરન્તુ સુભદ્રાના સ્નેહસમર્પણનું

એ મૂલ્ય બરાબર નહોતું. સુભદ્રાને કેટલીક વાર મનનો સંયમ રાખીને સ્વામીની ઇચ્છાઓ અને અભિપ્રાયોને પોષવા પડ્યા હતા, તેનો ખ્યાલ સતીશચંદ્રને નહોતો. ભણતરથી ઉદાત્ત થએલું મન જ્યારે તે સુભદ્રામાં જોતા, ત્યારે ઉદાત્તતાને સ્થાને વિનમ્રતા જ હોતી, પતિમાં પત્નીના વ્યક્તિત્વનું પૂર્ણ સમર્પણ હોતું: એથી જ વિષમતાને સ્થાન મળતું નહિ, અને સમરસતા રેલાતી.

સંસારની હળવી ઘડીઓમાં સતીશચંદ્રને સુભદ્રાના અનન્ય સ્નેહનો પરિચય થતો. તે વખતે તેમને યાદ આવતું કે પિતાની ઇચ્છાને ફેંકી દઈને પોતાની મેળે જ ભણેલી અને સ્નેહાળ પત્ની પસંદ કરી લેવામાં પોતે કેવો વિજય મેળવ્યો હતો. સુખની ઘડીઓમાં તેમને પોતાનો આ વિજય યાદ આવ્યા વિના રહેતો જ નહિ.

સતીશચંદ્રના સુખી સંસારની આ ચાવી જોતાં કિરીટને સુભદ્રાના વ્યક્તિત્વમાં રસ પડયો. એ વ્યક્તિત્વની કેવી અને કેટલી અસર તેની પુત્રીઓમાં પણ ઊતરી હશે તે જોવાજાણવાની ઇચ્છા સ્વાભાવિક રીતે જ તેને સ્ફુરી આવી. ઘરનું વાતાવરણ એવું શાન્ત, સ્નેહાળ, જરાય કૃત્રિમતા વિનાનું અને દિવ્ય ભાસવા લાગ્યું કે કિરીટને ધનવાનોનાં ઘરોનાં વાતાવરણ ઉપર જે સ્વાભાવિક તુચ્છકાર હતો તે અહીં ઊડી ગયો. એ ઘરમાં ધનિકતા તો તરી જ આવતી. જમવા બેસવાના પાટલાથી માંડીને ઘરમાં વસાવેલા પીઆનો વાજા સુધીની બધી વસ્તુઓમાં ધનિકતાનાં જ લક્ષણો દેખાતાં, પરન્તુ અવિવેક કે ઉપરછલાપણું કયાંય દેખાતું નહોતું; જાણે સભ્યતા, સુઘડતા અને દોષરહિત ભવ્યતા જ ઘરને ઓરડે ઓરડે રમી રહી હોય.

કિરીટ સતીશચંદ્રનો મહેમાન બન્યો તેને બીજે દિવસે સહવારમાં એક દરજી કાપડના ચાર પાંચ તાકા લઈને આવ્યો અને

કિરીટને તેમાંથી કાપડ પસંદ કરવાનું કહ્યું. કપડાં સિવાય ચાલે તેમ નહોતું, એટલે તેણે બે કોટ અને ચાર ખમીસનું કાપડ પસંદ કર્યું. દરજી માપ લઈને ગયો અને બીજે દિવસે સ્હવારે તૈયાર કપડાં આવી ગયાં. કિરીટે દરજી પાસે બિલ માંગ્યું, પણ તેણે તે આપવા ના કહી. કિરીટે સતીશચંદ્રની પાસે એ પ્રકારની મહેમાનગતિ સામે ફરિયાદ કરી, ત્યારે સતીશચંદ્રે હસીને કહ્યું: "કશી ફિકર નહિ, બિલ મારી પાસે આવશે એટલે હું તમને આપીશ; ભલે પૈસા તમે ચૂકવી દેજો."

બે દિવસમાં કિરીટને સતીશચંદ્રની બે પુત્રીઓ કીર્તિદા અને સુગીતાનો પરિચય થયો, પણ જયવતીને તે ઘરમાં હોવા છતાં જોઈ શક્યો નહિ.

કીર્તિદાએ મેટ્રિકની પરીક્ષા આપીને તબિયતને કારણે અભ્યાસ છોડી દીધો હતો. એ પરીક્ષામાં તે નાપાસ થઈ ત્યારથી લગભગ બાર માસથી તેની માંદગીનાં ખાસ ચિહ્નો જણાયાં નહિ. તે દુબળી દેખાતી હતી ખરી પણ તેના મ્હોં પર ફીકાશ નહોતી. પરન્તુ સુભદ્રા કહેતી હતી કે તે નાપાસ થઈ તેથી કે કોણ જાણે શાથી તેને ઠીક રહેતું નથી અને દવાની બાટલીઓ અવારનવાર ચાલુ રહ્યા કરે છે. કોઈ વાર તે પેટના દર્દની ફરીઆદ કરતી, કોઈ વાર તેનું માથું દુ:ખી આવતું, કોઈ વાર પગના ઘુંટણ રહી જતા અને તે પથારીમાં જ સૂઈ રહેતી. કોઈ વાર બહાર ફરવા જઈને ઘેર આવતાં પોતાને શરદી થઈ ગઈ હોવાની તે ફરીઆદ કરતી: એમ તેની તબિયતની ફરીઆદ ચાલ્યા જ કરતી.

પહેલે દિવસે કિરીટને કીર્તિદાના વદન પર અપરિચયનો મુગ્ધ ભાવ દેખાયો. બીજે દિવસે કિરીટે પૂછ્યું કે: "તમે એક વર્ષ વધુ અભ્યાસ કરીને પણ બીજી વાર મેટ્રિકની પરીક્ષામાં કેમ ન

બેઠાં ?" ત્યારે કીર્તિદાના વદનમાંથી સ્મિત સરી પડ્યું અને તેણે જવાબ આપ્યો: "મારું શરીર ક્યાં સારું રહે છે ?"

"દવા તો કરતાં હશો."

"બહુએ દવાઓ કરી. દવા લીધી હોય ત્યારે સારું, અને થોડા દિવસ થાય કે પાછું કાંઇ થઈ આવે."

"પણ તમને ખોટું ન લાગે તો એક વાત કહું."

"કહોને, મને કદી ખોટું લાગતું જ નથી."

"કાલે આપણે બધાં સાથે જમવા બેઠાં હતાં, અને તમને જે જે વસ્તુઓ ખાતાં જોયાં છે તે ઉપરથી મને લાગ્યું છે કે જાણે તમે માંદાં પડવાની દવા કરતાં હો–માંદગી મટાડવાની નહિ !"

કીર્તિદાએ શરમાઈને બેઉ હાથો વડે મ્હોં છૂપાવી દીધું. એ ઠપકામાં જે મિઠાશ રહેલી હતી તેથી તેને ખોટું લાગવાનો સંભવ જ નહોતો. તેણે મ્હોં ઉપરથી હાથ ખસેડીને નીચું જોતાં કહ્યું: "જે ભાવે તે ન ખાઉં ? ત્યારે શું ભૂખી રહું ?"

"હા ! ભૂખ્યાં રહો અને પછી જોજો કે તમને આજે નહિ ભાવતું હોય તે પણ કાલે ભાવશે. તમો સુરતીઓ તેલ મસાલા બહુ ખાઓ છો તે હું જાણું છું, પણ દૂધ, રોટલી અને ટમેટાંનો કુદરતી સ્વાદ કેવો હોય છે તેની તમને ખબર છે ?"

કીર્તિદા મૂગી મૂગી હસી રહી. તેના ગાલ પર ધીરે ધીરે લાલી ચડી આવી હતી. થોડી વાર પછી તે બોલી: "ચાલો ત્યારે, આજે તમે કહો છો તે પ્રમાણે ભૂખી જ રહું."

"તદ્દન ભૂખ્યાં નહિ. આજે સાંજે એક વખત ખાજો, પણ રોટલી દૂધ અને ટમેટાં જ."

"તો તો મારે ખરેખર ઉપવાસ જ થવાનો. મને એ ભાવશે જ નહિ."

"ન ભાવે તો ન ખાજો; પછી કાલે કેમ રહે છે તે જોજો."

બરાબર સાડાદસ વાગ્યે ભાણાં પીરસાયાં, અને કીર્તિદાએ જમવાની ના કહી ત્યારે ઘરનાંએ જાણ્યું કે કીર્તિદા આજે સાંજે માત્ર એક વખત સાદો ખોરાક લેવાની છે અને આખો દિવસ ભૂખી રહેવાની છે. કિરીટની સૂચના મુજબનો એ પ્રયોગ હતો એમ સૌએ જાણ્યું ત્યારે સુભદ્રાનું મ્હોં મલક્યું. સુગીતા તો ખડખડ હસી પડી અને બોલી: "ચાલો, આજે કીર્તિદા બહેને નવા ડાકટરની દવાનો પ્રયોગ શરુ કર્યો!" અને સતીશચંદ્ર વકીલ બોલ્યા: "પરહેજ પાળવામાં કીર્તિદા બેદરકાર છે એવી મારી હંમેશની ફરીઆદ છે, પણ કહ્યું ન માને તેને શું કહીએ? આજે તેને કિરીટલાલના કહેવાથી કાંઇક ડહાપણ આવ્યું લાગે છે."

અને સાંજે જ્યારે સૌ સાથે જમવા બેઠાં ત્યારે સુગીતાથી તો કીર્તિદાની થાળી સામે જોઇને હસી હસી જવાતું. કીર્તિદા રોટલીનું એક બટકું ખાય, ઉપર ટમેટાનો કકડો ખાય અને કટાણું મ્હોં કરીને માંડ માંડ દૂધનો ઘૂંટડો પીએ. વચ્ચે તેણે લીંબુના અથાણાની ચીરી ઉપાડી અને સુગીતા ખડખડાટ હસી પડી એટલે પાછી મૂકી દીધી!

સૌને તેથી હસવું આવ્યું. સતીશચંદ્રે ટીકા કરી: "રોજની ટેવને લીધે તેણે એ ચીરી ઉપાડેલી. બાકી આજે તો કીર્તિદાએ બધા દિવસની સામટી પરહેજ પાળવાની પ્રતિજ્ઞા લીધી લાગે છે અને મને તેમાં જરાએ સંશય નથી."

"બે દિવસ પછી લીંબુની એકાદ ચીરી ખાય તો વાંધો નથી." કિરીટે કહ્યું.

સુગીતાએ ટોળ કરી: "દાક્તર દર્દી પ્રત્યે બહુ ઉદાર હોય એમ લાગે છે! પ્રિસ્ક્રીપ્શનમાં બે દિવસ પછી કરવાનો ફેરફાર પણ આજથી જ કરી દે છે!"

એવા વિનોદના વાતાવરણમાં જ ભોજન પૂરું થયું. કીર્તિદા

માત્ર બે જ રોટલી ખાઈ શકી હતી, પણ તેના વદન પર ઉલ્લાસ હતો. તેને પેટ ભૂખ્યું લાગતું હતું પણ મન તૃપ્ત હતું.

બીજે દિવસે સ્હવારમાં કીર્તિદા ઊઠીને પોતાના ઓરડામાંથી બહાર આવી કે તુરત કિરીટે પ્રશ્ન કર્યો: "કેમ, ભૂખ કેવી લાગી છે?"

"ભૂખ તો લાગી છે, પણ શરીરમાં જરાએ અશક્તિ નથી."

"ઉપવાસ કે અર્ધ ઉપવાસ પછી તો ઉલટું મન વધારે પ્રસન્નતા અનુભવે છે. વારુ. આજે તમને ન ભાવે તેવું મળે તોપણ તમે ખાઓ ખરાં કે નહિ?"

"કાલનો જ ખોરાક આજે પણ લેવો પડશે?"

"હા, બેઉ વખત એ જ ખોરાક."

"કશી ફીકર નહિ, મને તે ભાવશે." કીર્તિદાએ હિંમતથી કહ્યું.

એક વધુ દિવસ કીર્તિદાએ કિરીટની સૂચના મુજબનો ખોરાક લીધો; પછી તેનામાં જે સ્ફૂર્તિ આવી તે કોઈથી અજાણી રહી નહિ. તેને હવે તેલ મસાલા અથાણાં વિનાનો ખોરાક પણ ભાવતો બલકે ખરી ભૂખ લાગ્યા પછીનો એ ખોરાક મીઠો પણ લાગતો.

અને કીર્તિદાની નજરે જ્યારે જ્યારે કિરીટ પડતો, ત્યારે ત્યારે તે તેની તરફ કૃતજ્ઞતાની દૃષ્ટિથી જોતી.



## પ્રકરણ ૧૯

## સુગીતા

કિરીટ જે દિવસે સતીશચંદ્રને ત્યાં આવ્યો, તે જ દિવસે રાત્રે તેને જણાઇ આવ્યું હતું કે સુગીતા સરસ ગાઇ શકે છે અને ફીડલ પણ બજાવી જાણે છે. ફીડલ શીખવવા માટે રોજ એક દક્ષિણી બાઇ આવતી અને નિયમિત રીતે સુગીતા તેની પાસે શિક્ષણ લેતી.

સુગીતા તેની શાળાના અભિમાનરૂપ હતી-અભ્યાસને માટે નહિ પણ તેના સંગીતને માટે. વાર્ષિક સ્નેહસંમેલનમાં કે ઇતર કોઈ મેળાવડામાં જ્યાં જ્યાં સંગીતનો નાનો સરખોએ કાર્યક્રમ હોય તેમાં સુગીતાની પસંદગી થએલી જ હોય. એવા એકાદ-બે પ્રસંગે તેને સંગીત માટે ચાંદ મળેલા હતા, અને તે માન પોતાની શાળાને જ મળ્યું છે એમ તેના હેડમાસ્તર માનતા; જોકે સુગીતાને સંગીતનું શિક્ષણ કાંઈ શાળામાં મળ્યું નહોતું.

સુગીતાનો અભ્યાસ બહુ તેજસ્વી નહોતો, તોપણ પોતે મેટ્રિકમાં પહેલે વર્ષે પાસ થશે, કીર્તિદાની પેઠે વર્ષ નકામું નહિ કાઢે એવી સુગીતાની માન્યતા હતી; પરન્તુ અભ્યાસમાં પહેલી પંક્તિની લેખાતી તેની સહાધ્યાયિનીઓ કરતાં સુગીતા વર્ગની વિદ્યાર્થિનીઓમાં અને શિક્ષકશિક્ષિકાઓમાં વધુ ગણનાને પાત્ર બનતી.

ચૌદ વર્ષની તેની વય હતી, એટલે તે અજ્ઞાતયૌવના તો

નહોતી જ, પરન્તુ જ્ઞાતયૌવનાઓમાં જે સ્વાભાવિક ગાંભીર્ય પ્રકટે છે, તે તેનામાં જણાતું નહોતું. તેનો રમૂજી અને ટીખળી સ્વભાવ કિરીટને ગમતો; જ્યારે તે ધડ ધડ કરતી દાદર ઊતરતી અને હરિણીની પેઠે દોડી જતી, ત્યારે તેનું નિર્દોષત્વ કિરીટને બહુ ગમતું. વયમાં યૌવન હોય અને સ્વભાવમાં બાળકવત્ નિર્દોષત્વ હોય એ કાંઈ અસ્વાભાવિક ન કહેવાય; પણ એવું નિર્દોષત્વ કિરીટની આંખોને અહીં પહેલવહેલું જ દેખાયું હતું.

કિરીટને જે ખંડ સૂવાબેસવા માટે આપવામાં આવ્યો હતો, ત્યાંથી જરા આઘે સામે ખૂણે આવેલો સુગીતાનો અભ્યાસખંડ હતો. સુગીતાનું સંગીત અને વાદન કિરીટ પોતાના ખંડમાં બેઠો બેઠો પણ સાંભળી શકતો. મધ્યમ વર્ગનાં કુટુંબોમાં તેણે કોઈ છોકરીને વાદનકળા શીખેલી જોઈ નહોતી, એટલે અહીં સુગીતાનું ફીડલવાદન તેને મન કુતૂહલપ્રેરક હતું. તેને એ સુકુમાર આંગળીઓ ફીડલના તાર ઉપર રમતી જોવાની ઇચ્છા થતી, પણ તેથી સુગીતા શરમાઈ જશે એમ માનીને કોઈ વાર તેણે સુગીતાના ખંડમાં ડોકિયું કર્યું નહોતું. તે એ વાદનના સ્વરનો આનંદ પોતાના ખંડમાં બેઠો બેઠો માણી રહેતો.

ગઈ કાલે તેણે સુગીતાનું ફીડલવાદન બે વાર સાંભળ્યું હતું, અને આજે સાંજસુધીમાં ત્રણ વાર સાંભળ્યું હતું. જમીને થોડું ફરી આવી કિરીટ રાત્રે ઘેર પાછો ફર્યો. તેણે કપડાં ઊતારી ખુંટી પર ભેરવ્યાં, ત્યાં પીઆનોના સ્વર તેને કાને પડયા. બેએક મિનિટ થઈ ત્યાં સ્વર બંધ પડયા અને કીર્તિદા તથા સુગીતા વચ્ચે ચાલતી ટપાટપી તેણે સાંભળી.

"દિવસ અને રાત બજાવ્યા કરે છે તો તારે કાંઈ વાંચવાનું નથી જ હોતું કે શું ?" એ કીર્તિદાનો સ્વર હતો.

"એમાં શું ? સ્હવારે વંચાશે." સુગીતા બોલી.

"આજે સ્હવારે જ બે વાર ફીડલ લઈને બેઠી'તી, અને વળી કેટલેયે મહિને પીઆનો ઉઘાડીને બેઠી છે."

"પીઆનોની પ્રેકટીસ જરા તાજી કરું છું. હજી શરુઆતના ક્લાસ છે, વધારે વાંચવાનું જ હોતું નથી."

"હાં, અત્યારે વાંચવાનું નહિ, પછી પરીક્ષા આવે એટલે બાપાજીને કહેજો કે ટયુટર રાખો! બંધ કરી દે પીઆનો."

સુગીતાના અભ્યાસખંડના બારણામાં કીર્તિદા ઊભી હતી અને પીઆનો પાસેની ખુરશી પર સુગીતા બેઠી હતી. એ બેઉની ટપાટપી સાંભળીને કિરીટ બહાર આવ્યો અને તેણે સહજ પૂછયુંઃ "શું છે?"

કીર્તિદાએ કિરીટને જોતાં ધીરે સ્વરે કહ્યું: "કશું નથી. એ તો હું અને સુગીતા છીએ."

"પીઆનો સુગીતા બજાવે છે?" એમ કહેતો કિરીટ ત્યાં આવ્યો. તેણે સુગીતાને પિઆનો પાસે બેઠેલી જોઈ. "એમ, ત્યારે એમને પીઆનો પણ આવડે છે?"

કીર્તિદાને બદલે સુગીતા બોલી: "આવડતો હતો એક વાર; આજે તો આંગળીઓ જાણે ભૂલી પડી જતી હોય એવું લાગે છે."

"બજાવો જોઈએ!" કિરીટનું કુતૂહલ ઉશ્કેરાયું.

"કીર્તિદા બહેન રજા આપે ત્યારે ને!"

"એમને સાંભળવું હોય તો હું ક્યાં ના કહું છું?"

તુરત સુગીતાની આંગળીઓ ફરવા લાગી અને ઓરડામાં મધુર સુરાવલિ ગૂંજી ઊઠી. કિરીટ એ સુરાવલિનું પાન પોતાના કાનને કરાવતો હતો એમ કીર્તિદા માનતી હતી; પણ કિરીટ તો પેલી કોમળ અંગુલિઓનું ચપલ નૃત્ય જ જોતો હતો.

પાંચેક મિનિટ સુધી સુગીતાની એ વાદ્યકળા કિરીટે જોઈ. સુગીતા બજાવતી થોભી એટલે કિરીટે કીર્તિદાને પૂછયુંઃ "તમો

બધી બહેનોને કોઇક કોઇક વાજિંત્ર તો બજાવતાં આવડતું હશે."

કીર્તિદાએ જવાબ આપ્યો: "જયાબહેન અને હું હાર્મોનિયમ શીખેલાં. જયાબહેન તો ભૂલી જ ગયાં છે, અને મને કેટલું યાદ છે તે ખબર નથી; બાર માસથી વાજું ધૂળ ખાતું પડ્યું છે."

સુગીતાએ હસીને ટીકા કરી: "એટલે જ આજે મેં મારા પીઆનો ઉપરથી ધૂળ ખંખેરી એ તમને ગમ્યું નહિ!"

"તું તો ગાંડી છે. હું એમ ક્યાં કહું છું? સંગીતના વખતે સંગીત અને અભ્યાસને વખતે અભ્યાસ. રોજ ત્રણ-ચાર વાર રીડલપીઆનો બજાવવાનાં હોય?" કીર્તિદાએ ઠપકા-ભરેલી આંખે કહ્યું.

એટલામાં સતીશચંદ્ર વકીલ ઘેર આવ્યા અને "શું છે?" કહી પૂછી રહ્યા. "કશું નથી" કહી કીર્તિદા ચાલી ગઇ, પણ સુગીતાએ તુરત જ પિતા પાસે રાવ ખાધી.

"હોય." વકીલે રાવ સાંભળી લઈને ચૂકાદો આપ્યો: "બહેનની તબિયત સારી ન હોય અને તેને પીઆનો કંટાળો આપતો હોય તો બંધ કરવાનું યે કહે, તેમાં શું?"

સુગીતાએ હસીને વિરોધ ઊઠાવ્યો: "જુઓ, બાપાજી! તમે વળી ત્રીજી જ વાત કાઢી. તબિયતને કારણે બહેને પીઆનો બંધ કરવાનું કહ્યું હોત તો હું તુરત બંધ કરત અને તમારી પાસે ફરિયાદ પણ ન કરત. પણ તેમણે તો ભળતું જ કારણ બતાવીને મને પીઆનો બંધ કરવાનું કહેલું, અને તમે વળી તેમના કહેવાથી જુદું જ કારણ બતાવો છો. કોર્ટમાં એવી વકીલાત ચાલતી હોય તો ભલે!"

સતીશચંદ્રે સ્મિત કર્યું અને પૂછ્યું: "ત્યારે તેં કેટલે વ મહિને આજે પીઆનો કેમ બજાવવા માંડ્યો'તો?"

"પ્રેક્ટીસ કરવા!"

"હું કહું છું કે તું પણ આ બળતું જ કારણ બતાવે છે!" એમ કહીને વકીલ કિરીટ સામે જોઈને હસી પડ્યા અને સુગીતા કશો ય જવાબ આપ્યા વિના બેઠકના ખંડની બહાર દોડી ગઈ.

પોતાની કલાનું દર્શન કરાવવાની સુગીતાની ઇચ્છા હવે કિરીટના ખ્યાલમાં પણ આવી ગઈ. એ વિદગ્ધતાએ અને ચાતુર્યે કિરીટના મનને એ રાત્રે મોડે સુધી રમાડ્યા કર્યું.

બીજે દિવસે કિરીટે સુગીતામાં ફેરફાર થયેલો જોયો. તે જાણે એકાએક ગંભીર બની ગઈ હતી. ચોરી પકડાઈ જવાથી કે દિલનો મર્મ પ્રગટ થઈ જવાથી જે લજ્જા જ્ઞાતયૌવના મુગ્ધાના વદન પર પ્રકટે એ લજ્જાનું કિરીટે દર્શન કર્યું. તે મનમાં ખિન્ન થયો. સુગીતાના વદન પરની રમતિયાળ નિર્દોષતા કેટલી મધુર લાગતી હતી અને આ ગંભીરતા કેવી શુષ્કતા દર્શાવી રહી હતી!

સુગીતા શાળામાં ગઈ, ત્યારસુધીમાં કિરીટે આઠ દસ વાર સુગીતાને જોઈ હશે, પણ પ્રત્યેક વખતે તે ગંભીર અને બિડાયલી કળી જેવી દેખાતી હતી. સાંઝે તે જ્યારે શાળામાંથી ઘર તરફ આવતી હતી ત્યારે કિરીટે તેને બારીમાંથી પ્રફુલ્લ કળી સમી જોઈ અને તેની ખિન્નતા ઉડી ગઈ. પરન્તુ ઘરના ઓટલાની નજીક આવતાં સુગીતાની દૃષ્ટિ ઊંચે ગઈ, તેણે કિરીટને જોયો, અને તત્ક્ષણ તેની વદનકલિકા બીડાઈ ગઈ, હાથમાં ઝૂલો ખેલતું દફતર એકદમ સ્થિર થઇ ગયું.

સુગીતા તેના ખંડ તરફ આવતી હતી, ત્યારે કિરીટ તેના બારણા પાસે આવીને ઊભો રહ્યો. સુગીતા નજીક આવતાં જ તેણે પૂછ્યું: "સુગીતા! હું કાંઈ તમારા વાંકમાં આવ્યો છું કે શું?"

"ના રે, એમ કેમ માની બેઠા?"

"મને જોતાં તમારું મ્હોં એકદમ બદલાઈ જાય છે."

સુગીતા મૃદુ હસી. તે બોલીઃ "ત્યારે તમે મારા મ્હોં સામે વારંવાર જોતા લાગો છો !"

"એ જ મારો વાંક છે કે શું ?"

"જે માનો તે."

"આજે તમે એકકે વાર વાજિંત્ર બજાવ્યું નથી, તે મારા પરના રોષને ખાતર ને ?"

"જે માનો તે !"

"તો તમારી વાદનની પ્રેક્ટીસ કાચી પડી ન જાય, તે માટે હવે મારે અહીંથી વેળાસર ઘેર ચાલ્યા જવું જોઇએ."

"જોઉં તો ખરી, તમે કેમ જઇ શકો છો !"

અને સુગીતા કટાક્ષ કરતી પોતાના ખંડમાં ચાલી ગઈ.

કિરીટના ઓઠ અને આંખો હસી રહ્યાં.



## પ્રકરણ ૨૦

## 'પરીક્ષા'નો ડંખ

બીજે દિવસે કિરીટ હજી તો બિછાનામાં જ હતો, ત્યાં તેણે ફીડલવાદન સાંભળ્યું. ઊઘડતા પ્રભાતના સમયમાં અને શાંતિમય વાતાવરણમાં એ કેવું મધુર લાગતું હતું! તેને સુગીતાની સામે જઈ ઊભા રહેવાની ઈચ્છા થઈ, પણ તેણે ઈચ્છાને રોકી રાખી, કારણકે કદાચ સુગીતા ક્ષોભ પામીને વાદન છોડી દે. તેણે થોડી વાર બિછાનામાં બેઠાં બેઠાં જ સાંભળ્યા કર્યું, અને પછી તે ઊઠીને ખંડનું દ્વાર ખોલી ઊંબરામાં ઊભો ઊભો સાંભળવા લાગ્યો.

એટલામાં દૂરનો દાદર ખખડયો અને સતીશચંદ્ર વકીલ ઉપર ચડી આવ્યા. તેમણે કોટ ટોપી પહેર્યાં હતાં, એટલે વહેલા ઊઠીને તે કયાંક ફરવા ગયા હશે એમ લાગતું હતું; પણ એ ક્ષણ થઈ અને પાછળ બીજું કોઈ ચડી આવ્યું. તેના હાથમાંની બેગ ઉપરથી તે કોઈ મહેમાન હશે એવું કિરીટે અનુમાન કર્યું. કિરીટ આગંતુકને નિહાળી રહ્યો અને તુરત જ બોલી ઊઠયો: "ઓહો! સુશીલ?"

"કિરીટ! તું અહીં ક્યાંથી?" તુરત સુશીલે સામો પ્રશ્ન કર્યો.

સતીશચંદ્ર જરા ચમકયા અને દીવાનખાનામાં જતા થોભી

ગયા. કિરીટે કહ્યું: "સતીશભાઈ! અમે બેઉ મિત્રો છીએ."

"એમ કે? બહુ આનંદની વાત!"

ત્રણે જણા દીવાનખાનામાં પેઠા. સુશીલે બેગ નીચે મૂ
કોટ ટોપી ઊતાર્યાં, અને એક ખુરશી પર બેઠક લીધી. સતી
ચંદ્ર કપડાં ઊતારી દાતણપાણીની વ્યવસ્થા માટે નીચે ગયા.

"સતીશભાઈને અને તને કાંઇ જૂનો પરિચય છે
શું? તને અત્યારે તે સ્ટેશન પર લેવા આવેલા ને?" કિરીટે પૂછ્યુ

"હા, પણ કશો જૂનો પરિચય નથી; આજે પહેલો
પરિચય છે. અને તું એમનો કાંઈ સગો થાય?"

"નહિ રે, હું પણ આ ઘરમાં પહેલી જ વાર મહેમ
થયો છું."

"ત્યારે હું તો તેમના પત્ર ઉપરથી તેમને મળવા આવ્
છું." સુશીલે ખુલાસો કર્યો.

તેનો વિશેષ ખુલાસો એવો હતો કે સતીશચંદ્રે પોતા
એક ત્યક્તા પુત્રીના લગ્ન માટે જે જાહેર ખબર પ્રસિદ્ધ ક
હતી તેના જવાબમાં સુશીલે પત્ર લખ્યો હતો. એ પત્ર ઉપરથ
વકીલે તેને મળવા બોલાવ્યો હતો અને તે આવ્યો હતો.

એટલામાં આગળ સતીશચંદ્ર અને પાછળ એક વૃદ્ધ ચા
દાતણપાણી લઇને ઉપર આવ્યા, એટલે બેઉ મિત્રોની વાતચ
અટકી. દાતણપાણીથી પરવાર્યા પછી ચાહના પ્યાલા આવ
અને ત્રણેએ સાથે બેસી ચાહ પીધી. તે વખતે સુગીતા ફીડલવાદ
બંધ કરીને દીવાનખાના પાસે થઇને નવા મહેમાનને જોતી જોત
ત્રણ વાર પસાર થઈ ગઈ હતી, એ કિરીટના ખ્યાલમાં હતું.

વકીલ અને સુશીલને એકાંત વાતચીત કરવાની તક આપ
માટે કિરીટ ચાહ પીને પોતાના ખંડ તરફ ચાલ્યો. કીર્તિદા જા
તેની જ રાહ જોઇને પોતાના ખંડની મધ્યમાં ઊભી હતી. તે

તેને બોલાવ્યો અને પૂછ્યું: "હમણાં આવ્યા તેમને તમે ઓળખો છો?"

"હા, હા, તે મારો મિત્ર છે; સાબરમતી સ્ટેશને રેલ્વેની નોકરી કરે છે."

"વારુ, પણ તમે હવે શું કરવાના? નોકરી જ કરશો ને?"

"એ કાંઈ વિચાર મેં કર્યો નથી. પણ કાંઈ ધંધોનોકરી તો કરવાં જ પડશે ને?"

"નોકરી કરજો, વેપારધંધો ન કરતા."

"કેમ વારુ?"

"વેપારીઓ લુચ્ચા બને છે, જૂઠાબોલા હોય છે, ઘાતકી હોય છે."

"જગતને તમે ઓળખતા હશો. હરામખોરે જયા બહેનની જિંદગી ખરાબ કરી. પૈસાદારો અને ખાસ કરીને વેપારીઓને જાણે હૃદય જ હોતું નથી."

કિરીટ હસ્યો. તે બોલ્યો: "હું એવા નોકરીઆતોને ઓળખું છું કે જેઓ પોતાની પત્ની પ્રત્યે ઓછા ઘાતકી નથી હોતા. શેઠ કે ઉપરીની ગુલામી વેઠીને તેઓ પત્ની પાસે ગુલામી કરાવવામાં આનંદ લેતા હોય છે."

કીર્તિદા બોલી: "હં હં, એવું ય બને ખરું. પણ તો ય વેપારીઓ કરતાં નોકરીઆતો સારા. જેમને વેપારમાં રસ પડે છે તેઓને ઘર સામે નજર કરવાની ય ફુરસદ હોતી નથી. પણ તમે આમ ઊભા કેમ રહ્યા છો? બેસો ને!"

કીર્તિદાએ ખેંચી આણેલી ખુરશી પર કિરીટ બેઠો, પણ કીર્તિદા પલંગનો છત્રદંડ પકડીને અવાક્ ઊભી રહી. વાતચીતનો કોઈ પ્રસંગ શોધવા તે આતુર હતી, પણ એવો પ્રસંગ જડતો નહોતો. કેટલીક વારે તે એક પ્રસંગ ઉપાડીને બોલી: "મારે

તમારો આભાર માનવાનો છે હોં ! મારી ખરાબ તબિયતનું રહસ્ય તમારી સૂચનાથી મારા સમજવામાં હવે આવી ગયું છે."

"શું ?"

"મારી તબિયત અપથ્ય અને અનિયમિત ખોરાકથી જ ખરાબ રહેતી હતી. તમારી સૂચના પ્રમાણે વર્તું છું, ત્યારથી મને સારું લાગવા માંડ્યું છે. પહેલાં ભાવતું નહોતું તે હવે બરાબર ભાવે છે."

"તો પછી એકાદ વર્ષ અભ્યાસ કરીને પરીક્ષા પાસ કરો ને !"

"હવે તો અભ્યાસ નથી ગમતો, છતાં તમારી ઇચ્છા એવી જ હોય તો હું તેમ કરું."

"મારી ઇચ્છા ?" કિરીટ મનમાં ચમક્યો પણ એ ચમકારો તેણે જણાવા ન દીધો. તે સમજી ગયો કે કીર્તિદાનું મન પોતા પર ઠરતું હતું, પણ તેણે હજી પોતાના મનનો અભિપ્રાય પૂછ્યો નહોતો, એટલે તે કશો નિશ્ચિત જવાબ આપે તેમ નહોતું. તે બોલ્યો: "મારી ઇચ્છાને એટલું મહત્ત્વ આપવાની કશી જરૂર નથી. હું તો માત્ર સહજ સલાહ આપું છું, બાકી તો તમારી ઇચ્છાની વાત છે."

કીર્તિદાના વદન પરની રેખાઓ બદલાઈ. તેનો ઉલ્લાસ ઓસરતો લાગ્યો. તે જ ક્ષણે કીર્તિદાનું ધ્યાન ખંડના બારણા તરફ ખેંચાયું. તેને લાગ્યું કે બહાર કોઇ ઊભું છે. તેણે બારણામાં જઇ બહાર દૃષ્ટિ કરી. ત્યાં કોઈ ઊભું તો નહોતું, પણ સુગીતા પોતાના ખંડ ભણી ચાલી જતી દેખાઇ.

કીર્તિદા ખંડમાં પાછી ફરી ત્યારે કિરીટ એક ચોપડીનાં પાનાં ઉથલાવતો હતો. તે ધીરે ડગલે કિરીટની ખુરશીની પાછળ જઇને ઊભી અને કિરીટના ખભા ઉપર હાથ મૂકતી તેના વદન ભણી દૃષ્ટિ કરીને બોલી: "કિરીટલાલ ! તમને દિલની પિછાણ નથી ?"

આવા ઓચિંતા ગંભીર પ્રશ્નનું કિરીટને સ્વપ્ન પણ નહોતું. કીર્તિદાના હાથના સ્પર્શે તેને કંપાવ્યો. એક કુમારિકાની આવી હિંમત પણ તેને મન એક અજાયબી હતી. તે સ્તબ્ધ બની ગયો. માત્ર એટલો જ જવાબ તેને તે વખતે સૂઝયો કે "તમારા દિલને તો હું ઓળખી શકું છું, પણ મારું મન હજી કશા નિશ્ચય પર આવી શકયું નથી, કીર્તિદા!"

"ઓલ રાઈટ! તમારે તો લગ્નના બજારમાંથી ઉત્તમમાં ઉત્તમ પત્ની પસંદ કરી લેવાની રહી, એટલે બધી ઉમેદવાર કન્યાઓની તપાસણી જ કરવાની હોય ને?"

આ ઉપલંભે કિરીટના મનને ખળભળાવ્યું. બજારમાંની જડ વસ્તુઓની ખરીદીનો પ્રકાર લગ્નના બજારમાં પણ ચાલે, એ કેટલું હૃદયવિદારક હતું? કન્યાઓની પરીક્ષા કરવા નીકળવું, એ પદ્ધતિ જ હિંદુ લગ્ન માટે તેને ભયંકર લાગી. લગ્ન એ તો બે હૃદયોના ઐકયનું બીજું નામ છે, તો હિંદુ લગ્ન કરતાં યુરોપ–અમેરિકામાં ચાલતી પ્રણયલગ્નની પદ્ધતિ કેટલી બધી ઉત્તમ? હિંદુ લગ્નમાં કન્યાનું રૂપ જોવાય, ભણતર જોવાય, કુળસંસ્કાર જોવાય, પહેરામણીમાં શું મળશે તેની પણ ગણત્રી કરાય; પાશ્ચાત્ય લગ્નમાં માત્ર વરવધૂના દિલના ઐકયની જ અપેક્ષા રહે અને દિલનું ઐકય રૂપ–ગુણ સ્વભાવાદિની સમરસતા વિના સંભવિત જ ન હોય; એટલે પ્રણય લગ્ન જ ઉત્તમ લેખાવું જોઇએ એમ કિરીટને લાગ્યું. કન્યાની કે વરની પસંદગી કરવા માટે આંખકાનને સાધન બનાવવાની હિંદુ રીત અને વરકન્યાના દિલને સાધન બનાવવાની પાશ્ચાત્ય રીત, એ બેઉની સરખામણીમાં કિરીટનું મન ઊતરી પડયું, અને કીર્તિદા કિરીટનો પ્રત્યુત્તર સાંભળવા અધીરી બનતી સ્થિર ઊભી રહી.

પરણવા માટે કન્યા શોધતો સુશીલ, કન્યાઓને વેચવા

નીકળેલાં ડાકોરમાં પરિચિત થએલાં માબાપો, વર શોધતા વીરમગામના વણિકો તથા સારા વરને મેળવી લેવા માટે તેઓમાં ચાલતી વિલક્ષણ હરીફાઈ, અને અહીં પોતાને દિલ અર્પણ કરી સીધો જવાબ માંગતી કીર્તિદા : એ બધા પ્રસંગો અને પાત્રોમાં પરિભ્રમણ કરીને કિરીટે જવાબ આપ્યો: "માફ કરજો, કીર્તિદા ! કન્યાઓની પસંદગી કરવા હું નીકળ્યો તે માટે હવે મને શરમ આવે છે ! કન્યાઓને બજારુ વસ્તુઓ જેટલી તુચ્છતા પ્રાપ્ત કરાવનારી આપણી લગ્નપ્રણાલિ પ્રત્યે પણ મને ઘૃણા ઉપજે છે. હું હવે વડોદરે પાછો ચાલ્યો જઈશ !"

"હેં ? મારા કથનથી તમને માઠું લાગ્યું કે શું ?"

"નહિ, મને શરમ આવે છે કે હું આ શો ધંધો લઈ બેઠો છું ? હું આ રીતે પવિત્ર કૌમાર્યનું અપમાન કરી રહ્યો છું."

"પણ તે માટે તમારે ચાલ્યા શામાટે જવું ?"

"ના, હું જઈશ અને તમારો આટલો પરિચય થયો છે એટલે-તમને હરકત નહિ હોય તો-આપણે પત્રવ્યવહાર કરીશું, અને આપણા વિચારો, મનોભાવો ઈત્યાદિનો અદલોબદલો કરીશું."

"એ ભલે, પણ હમણાં તો તમે જવાનો વિચાર છોડી દો. પૂરું અઠવાડિયું તો રહો ! નહિ, નહિ, હું તમને એમ જવા નહિ દઉં."

"કીર્તિદા ! એમ ન કરો. જુઓ, હું ફરીથી આવીશ, પણ પસંદગી કરવાને નહિ, તમને મળવાને-તમારો પરિચય વધારવાને આવીશ. 'પસંદગી' અને 'પરીક્ષા' મારા દિલને ડંખ દે છે. લગ્નોત્સુક કુમારિકાઓને પણ એ વસ્તુ ડંખ દે છે પણ તે બિચારીઓ કહી શકતી નથી. બિચારી દીન કન્યાઓ !"

કીર્તિદા ગુંચવાઈ ગઈ. તે કિરીટના મનોભાવની પવિત્રતાને તો પિછાણી શકી, પરન્તુ કિરીટ એમ એકદમ જતો રહે એ

વાત તેને ગમતી નહોતી.

કીર્તિદાની આંખો ભીની થતી દેખાઈ એટલે કિરીટનું હૃદય આર્દ્ર થઈ ગયું. કરુણા તેના હૃદય પર ઝડપથી સવાર થઈ જતી. તેણે કહ્યું: "દિલગીર ન થાઓ, કીર્તિદા! આપણે કાંઈ હંમેશને માટે છૂટાં પડવાનાં નથી. હું ફરીથી અહીં આવવાનો જ. તમારી ખાત્રી ન થતી હોય તો હું ફરીથી આવવાની શરતે સતીશભાઈ પાસેથી રજા લઈશ."

"પણ અત્યારે જવાની તમને એટલી શી ઉતાવળ છે?"

"અહીં હું મારું મન સ્થિર કરી શકીશ નહિ અને નિશ્ચયપૂર્વક હું જવાબ આપી શકીશ નહિ. જ્યારે પસંદગી વસ્તુ જ મારા દિલને ખૂંચે છે ત્યારે તે માટે હું અહીં વધારે શાને રોકાઉં?"

કીર્તિદા આંસુ લૂછતી અવાક્ ઊભી રહી.

એટલામાં સુશીલે કિરીટને બોલાવનારી બૂમ મારી અને કિરીટ ઊઠયો, પણ જતાં જતાં કીર્તિદાને કરુણાર્દ્ર આંખે જોયા વિના તેનાથી રહેવાયું નહિ.



## પ્રકરણ ૨૧

## જયવતી અને સુશીલ

કિરીટ સુશીલ પાસે ગયો ત્યારે તે એકલો જ સતીશચંદ્રના દીવાનખાનામાં બેઠો હતો. તેણે તુરત જ પ્રશ્ન કર્યો: "તું પાછો ક્યાં નાસી ગયો હતો ?"

"કેમ કાંઈ કામ છે ?"

"હું શા કામે આવ્યો છું તે તો મેં તને કહ્યું છે. વકીલ સાથે મારે વાતચીત થઈ. તેમનો મારી પ્રત્યે પૂરો સદ્‌ભાવ પ્રકટેલો હું જોઉં છું."

"તો સારી વાત. જયવતી વસ્તુતઃ ત્યક્તા નથી પણ વકીલે તેના છૂટા છેડા કરાવ્યા છે તે તું જાણે છે ને ?"

"હા, અહીં તેનું પૂરું સ્પષ્ટીકરણ થઈ ગયું. મને તેમાં શી હરકત હોઈ શકે ?"

"તારાં માતુશ્રી તે કેમ માનશે ?"

"નહિ માને, પરન્તુ હું એટલી વાત માતાથી છૂપાવું તો ?"

કિરીટ હસ્યો.

"કેમ હસે છે ?"

"પહેલાં કરતાં તારો સિદ્ધાંત કાંઈક બદલાયો હોય એમ લાગે છે."

"નહિ, નહિ; આ લગ્નથી હું વણિક સમાજમાંથી બહિષ્કૃત

થઈશ, એમ શું તું માને છે? મારાં સંતાનો એ સમાજમાં નહિ રહી શકે?"

"એ તો સમાજ જાણે. સમાજને શાથી સંતોષ થાય તે હું શું જાણું?"

"પણ વડોદરા રાજ્યનો કાયદો તો મને કાયદેસર રીતે વણિક સમાજનો સભ્ય માની શકે છે, તો મારી સંતતિ એ સમાજમાંથી બહિષ્કૃત નહિ રહે, એવી મારી ખાત્રી છે. માત્ર માતુશ્રીને સંતોષવા માટે થોડું જૂઠું બોલવું પડશે કે જયવતી એક કુમારિકા છે."

"એથી તું અને માતુશ્રી સંતોષ પામતાં હો તો એ જૂઠાણું મારે મન ક્ષમ્ય છે. પણ સુશીલ! તું આજે કાંઈક બદલાયલો લાગે છે. વિધવાવિવાહની તું એક વાર સાફ ના કહેતો હતો."

"હા, અને હજી પણ ના કહું છું; પણ આ વિધવા નથી, ત્યક્તા છે.

"જ્ઞાતિસમાજની દૃષ્ટિએ વિધવા અને ત્યક્તા સમાન છે. વડોદરા રાજ્યના કાયદા કાંઈ બધે નથી, અને બધા જ્ઞાતિસમાજો ત્યક્તાની સંતતિને અપનાવવા તૈયાર નથી."

"જ્ઞાતિસમાજો ઝડપથી આગળ વધી રહ્યા છે. દશકામાં ત્યક્તાના પુનર્લગ્નની સંતતિ સમાજમાં ભળી જશે."

કિરીટ ખૂબ હસ્યો અને બોલ્યો: "બસ, હવે તું ખરેખર બદલાયો છે. આ વિચારો કોઈએ તારા મનમાં તાજા મૂકેલા છે."

"હા, સતીશભાઈએ એ બધું મને સમજાવ્યું છે, અને મને તે ખરું લાગે છે."

"હવે મને સંતોષ થયો અને મારું આશ્ચર્ય શમી ગયું. પણ તારી પૂરી ઓળખ તેં સતીશભાઈને આપી છે ને?"

"હા, મેં કશું છૂપાવ્યું નથી. તે તો મારા કરતાં ય વધુ ઉદાર વિચારો ધરાવે છે તે તું જાણતો હશે. પણ જયવતી વિષેનો તારો અભિપ્રાય કેવો છે?" સુશીલે પોતાની જિજ્ઞાસા પ્રગટ કરી.

"જયવતીનું દર્શન જ મને થયું નથી!"

"એમ? આશ્ચર્યની વાત છે! તે છે તો અહીં જ ને?"

"હા, અહીં છે અને ઘરમાં પણ છે; પણ આ વિશાળ ઘરના કયા ખૂણામાં તે બેસી રહે છે અને શું કરે છે તે કશુ હું જોઈ કે જાણી શકયો નથી."

"કશી ફિકર નહિ. સતીશભાઇએ મારી અને જયવતીની મુલાકાત કરાવી આપવાનું કહ્યું છે. તેમના કહેવા મુજબ તો તે બહુ જ સુશીલ અને ગરીબ છે."

"એ વાત સાચી જ હશે. વડોદરામાં જ તેને પરણાવેલી એટલે તેના ગરીબ સ્વભાવ વિષે મેં પણ કેટલુંક સાંભળેલું, પણ કોઈ વાર તેનો પ્રત્યક્ષ પરિચય થયો નથી." કિરીટે કહ્યું.

જયવતી જ્યારથી પિતૃગૃહે આવીને રહી હતી, ત્યારથી એકાંતમાં જ બેસી રહેતી, પુસ્તકો વાંચીને વખત ગાળતી અને કોઈની પણ નજરે ન પડવા જેટલો સંકોચ અનુભવતી. તેના ખંડનું બારણું હંમેશાં બંધ રહેતું અને જમવા માટે નીચે ઊતરતી વખતે પણ તે બનતાં સુધી ઘરના નોકરચાકરની દૃષ્ટિએ પણ ન પડવાની સાવધાની રાખતી. કિરીટ આવ્યો ત્યારથી તો તે વધારે સંકોચ અને સાવધાનીથી વર્તતી હતી.

બપોરે સતીશચંદ્રે સુશીલને સાથે લઇ જઈને તેના ખંડમાં પ્રવેશ કર્યો ત્યારે તે આરામખુરશીમાં પડીને કાંઇ વાંચતી હતી.

સતીશચંદ્રે કહ્યું: "જયા! આ સુશીલચંદ્રનો હું તને પરિચય કરાવું છું. તે અમદાવાદથી આવ્યા છે. તે રેલ્વે ખાતામાં નોકરી

કરે છે એ તો મેં તને કહ્યું છે."

"હા." જયવતીએ ખુરશીમાંથી ઊઠતાં ટૂંકો ઉત્તર આપ્યો, અને નીચું જોતી તે ઊભી રહી.

"તું તેમની સાથે થોડી વાત કરી લે, એટલામાં હું પાછો આવું છું." એમ કહેતાં સતીશચંદ્ર ચાલ્યા ગયા.

જયવતી નીચે બેઠી અને સુશીલને તેણે ખુરશી પર બેસવા કહ્યું. તે બેઠો એટલે જયવતીએ પૂછ્યું: "તમે મારી સ્થિતિ તો જાણો છો ને ?"

"હા, તમારા પિતાજીએ મને બધી વાત કહી છે."

"બધી વાત કહી છે ? ના, ના, નહિ કહી હોય. કહી હોત તો તમે મારી પાસે ન આવ્યા હોત."

"કેમ વારુ ? તમે ત્યકતા છો અને તમારું લગ્ન કરવાનું છે......"

"ના ! મારે ફરીથી લગ્ન કરવું નથી ! એક ખીલે બંધાઈને હું પિતાને ઘેર પાછી આવી છું; મારે બીજે ખીલે બંધાવું નથી."

"પણ તમારા પિતાજી એથી જુદી જ વાત કહે છે."

"હું પિતાજીને કશું કહી શકી નથી–કહી શકતી નથી; પણ મારી વતી તમે જ તેમને કહેજો કે તમે મને વિધવા કરી છે અને હવે મારે વિધવા જ રહેવું છે. કૃપા કરી કોઈ મારા સ્ત્રીત્વની ફજેતી ન કરશો."

સુશીલ તો અવાક્ બની ગયો. પિતાપુત્રી વચ્ચેનું અંતર તેને આશ્ચર્ય ઉપજાવી રહ્યું હતું. તેણે કહ્યું: "તમે જ તમારો મનોભાવ તમારા પિતાજીને કેમ કહેતાં નથી ?"

"પિતાજીને હું શું કહું ?" અને જયવતીની આંખો ભીંજાવા લાગી: "તે મને સુખી કરવા ઇચ્છે છે. મને સુખી કરવા તેમણે મને એક ઘેરથી છોડાવી અને હવે બીજે ઘેર બાંધવા ઇચ્છે છે.

તેમાં પણ તે મને સુખી કરવાનો જ આશય ધરાવે છે, પરન્તુ તેમની સુખની ગણત્રી અને મારી સુખની ગણત્રી સરખી નથી. તે વકીલ છે, માણસ કાયદાની મદદથી સુખી થઈ શકે છે એવી તેમના મનની ધૂન છે."

"તો પછી તમે છૂટા છેડા કેમ લીધા?"

"મેં નથી લીધા. પિતાજીએ મને સુખી કરવાની ગણત્રીથી છૂટા છેડા લેવડાવ્યા છે." જયવતી હવે ખરેખર રડી પડી. "મારા પતિ મારા પર ત્રાસ ગુજારતા એ ખરી વાત; પણ એ ત્રાસનો અંત હું આણી શકત. લગ્નની ગાંઠ તોડવાની કે તે તોડવા માટે કાયદાની છૂરી ફેરવવાની મને જરૂર નહોતી લાગી; પણ કાયદાશાસ્ત્રીને મન કાયદો જ સર્વ કાંઈ હોય છે એટલે હું લાચાર બની અને પિતાજીને કાયદાથી લડતાં હું અટકાવી શકી નહિ. અને હવે મને સુખી કરવા તે બીજે ઘેર બાંધી મને સૌભાગ્યવતી કરવા ઇચ્છે તે મારાથી સહ્યું જાય તેમ નથી."

જયવતીની આંખોમાંનાં આંસુએ સુશીલના હૃદયને આર્દ્ર કરી મૂક્યું. તે બોલ્યો: "જયવતી! મને જો આવી ખબર હોત તો હું તમને ત્રાસ આપવાને તમારી પાસે ન આવત."

"તમારી સહૃદયતા માટે તમારો આભાર માનું છું." એમ કહેતાં તેણે આંસુ લૂછ્યાં અને કહ્યું: "હવે કૃપા કરીને આ વાત તમે પિતાજીને કહી દેજો, એટલે તે મને વધુ ત્રાસ આપતાં થોભે. તે તો માને છે કે જીવનના સાથી વિના સ્ત્રીનું જીવન નિષ્ફળ છે, તે અત્યંત દુ:ખથી હિજરાય છે; એટલે તે મને બીજા સાથી સાથે બાંધવામાં મારું સુખ માને છે. મારા પર તેમનું હેત છે, અને એ હેતથી ઘેલા બનીને તે મને સુખ શોધી આપે છે: પણ મને એ સુખ નથી જોઇતું."

"તમે આ વાત તમારાં માતુશ્રીને કહી હોત..."

"તેમને તો મેં કહેલી, પણ પિતાજીની વિચિત્ર ધૂન આગળ કોઈનું કશું ચાલતું નથી. તે કાયદાને સમજે છે કિંવા સ્ત્રીની જાતીયતાને સમજે છે, પણ સ્ત્રીની નૈસર્ગિક સ્નેહધારાને તે ક્યાં સમજે છે?"

"તો તમારા પતિ પર તમારો સ્નેહ હતો?"

"હા."

"પણ તમે કહો છો કે તે તમારા પર ત્રાસ ગુજારતા."

"હા, પણ તેથી મારો સ્નેહ કાંઈ સૂકાયો નહોતો. એ ત્રાસનું મૂળ એ જ હતું કે હું તેમના કરતાં વધુ ભણી હતી એ તેમને પોતાની હીણપત લાગતી. એ હીણપતમાંથી ઉગારવાને તે મને સતાવતા, ત્રાસ આપતા, મારો તુચ્છકાર કરતા અને પોતાની મહત્તાની મારા ઉપર છાપ પાડતા, તેમ જ બીજા પર છાપ પાડી બતાવતા. હું એ સમજતી હતી, અને વખત જતાં તેમની મહત્તા મારા પર સ્થપાયલી તેમને લાગત ત્યારે તે શાંત પડી જાત; પણ પિતાજી ત્યાંસુધી રાહ જોવા તૈયાર નહોતા. અનેક વાર તેમણે મને મારી હતી, તે ઉપરથી પિતાજીએ પોલીસમાં ફરિયાદ કરી, પરિણામે અમારી વચ્ચે અંતર પડ્યું, ફરિયાદને પરિણામે તેમનો દંડ થયો, અંતર વધી પડ્યું અને મારા પતિનો ઘમંડ વધારે ફુત્કાર કરવા લાગ્યો એટલે 'એ ઘેર હવે તને ફરીથી મોકલવી જ નથી' એમ કહીને પિતાજીએ છૂટા છેડાનો દાવો નોંધાવ્યો. હવે પિતાજી મને ફરી પરણાવવાનું કહેતા ફરે છે, તેથી તો હું કોઇને મ્હોં બતાવી શકતી નથી. તમે પિતાજીને સમજાવો તો તમારો પાડ!"

સુશીલને આ પરિસ્થિતિ અદ્દ્ભુત લાગી. પત્નીને ત્રાસ આપતા પતિ પાસેથી સ્ત્રીને છોડાવવી અને તે માટે કાયદાનો આશ્રય

લેવે। એ જેટલું સાચું હતું, તેટલું જ સાચું એ પણ હતું કે બધી સ્ત્રીઓના એ પ્રકારના દુઃખને। રામબાણ ઉપાય લગ્નગાંઠ તોડવાથી થઇ શકતો નથી. જયવતીને છોડાવીને સુખી કરવાના આશયથી તેના પિતાએ ભરેલું પગલું ઊલટું તેના મનને દુઃખરૂપ થઈ પડયું હતું, તેને। અર્થ સુશીલે એટલો જ તારવ્યો કે લગ્ન કોઈ એવી દિવ્ય છાપ સ્ત્રીપુરુષના મન પર પાડે છે કે જેથી તે બાહ્ય દુઃખોની બરદાસ્ત કરવાને પણ કેટલીક વાર તત્પર બને છે.

આટલી શાણી, વિનયી અને સુકોમળ હૃદયવાળી યુવતીએ પોતાની પત્નીનું પદ ગ્રહણ કર્યું હોત તો પોતે કેટલો સુખી થાત તેની કલ્પના સુશીલ કર્યા વિના રહી શકયો નહિ, પરન્તુ એ કલ્પના કરતાં ય વધુ ભવ્ય તો તેને જયવતીનું હૃદય લાગ્યું કે જે ત્રાસ આપતા પતિના હૃદયની સાથે અપાર્થિવ સુકોમળ તંતુથી બંધાયલું હતું અને તેનાથી છૂટા પડવાથી તેને સુખને બદલે દુઃખ થતું હતું.

"તમને તસ્દી આપવા માટે માફ કરજો." એમ કહીને સુશીલ જયવતીથી છૂટો પડચો અને તુરત જયવતીએ દ્વાર બંધ કરી દીધું.

સુશીલ દીવાનખાનામાં પાછો ફર્યો અને પાંચેક મિનિટ થઈ ત્યાં સતીશચંદ્ર આવી પહોંચ્યા. "તમે પાછા અહીં આવી ગયા છો?" એમ કહેતા તે સુશીલની સામે આવીને બેઠા.

અને સુશીલે તેમને જયવતી સાથેની વાતચીત કહી ત્યારે તેમના મન ઉપર એટલી ઉગ્રતા ધસી આવી કે સુશીલને પણ ભય લાગ્યો.



## પ્રકરણ ૨૨

## પુત્રીના સુખની પિતાની ગણત્રી

શરીરશાસ્ત્રનો નિષ્ણાત ડાક્ટર શરીરની અંદર રહેલી એકકે એક શિરાને ઓળખે છે અને તેની માહિતી ધરાવે છે; દરેક સ્નાયુ અને દરેક માંસપેશી રોગી છે કે નીરોગી તે તેને દર્દીનું શરીર તપાસતાં જ માલૂમ પડી આવે છે; અસ્થિના સંધિ પોતપોતાનું કામ બરાબર નથી કરતાં તેનું શું કારણ છે તે તેની સમજમાં આવતાં વાર લાગતી નથી; દર્દીના માથાનું શૂળ મટાડવાને કયાં ટીંકચરો આપવાં જોઇએ અને એ ટીંકચરો પેટમાં પડયા છતાં તે મસ્તક પર કેવી રીતે અસર નીપજાવે તેની બધી ક્રિયા તે કાગળ ઉપર પેટની અને માથાની શિરાઓનો નકશો દોરીને સમજાવી આપે છે; હૃદયની ગતિ તીવ્ર છે કે મંદ અને તેનું કારણ કયો વિકાર છે તે સ્ટેથેસ્કોપની મદદથી તે જરૂર કહી શકે છેઃ પરન્તુ દર્દીના દેહવિકારની સાથે તેના મનોવિકારનો કાંઇ સંબંધ છે કે નહિ તેની તેને ખબર હોતી નથી! હૃદયના થડકા ગણી કાઢીને દર્દનું નિદાન કરનાર એ શરીરશાસ્ત્રીને હૃદયના સૂક્ષ્મ ભાવોનો અને એ સૂક્ષ્મ ભાવોથી નીપજતી હૃદયની સમ કે વિષમ ગતિનો ખ્યાલ હોતો નથી.

કાયદાશાસ્ત્રનો નિષ્ણાત વકીલ પણ એ ડાક્ટરના જેવો જ હોય છે. લેખિત દસ્તાવેજો, સાક્ષીપુરાવા, કાયદાપોથીમાં લખેલા

પક્ષકારોના અધિકારો અને તાર્કિકતાનો આશ્રય લઇને તે ન્યાયની અદાલતમાં દલીલો કરી પક્ષકારોનો કેસ જીતાડી આપે છે; પરન્તુ જીતવા સિવાય પોતાના કે સામા પક્ષકારના જીવન સાથે તેને કશો સંબંધ હોતો નથી ! જીવંત માનવ ઉપર કાયદાની સર્વોપરિતા સ્થાપવાનું જ જાણે તેનું કાર્ય હોય અને તે માટે જ તે આ જગતમાં અવતર્યો હોય એવું તે માનતો હોય છે ! કલકત્તા હાઇકોર્ટે ૧૮૧૮માં એ. વિરૂદ્ધ બી. વાળા કેસમાં એ. નું લગ્ન બી. સાથે થએલું સ્વીકાર્યું હતું, તો આ કેસમાં પણ તેમજ થયું છે ને ? એ. બી.ને વિધિસર પરણ્યો છે, બી.ની ઇચ્છા નહોતી પણ તે પરણી છે ને ? બી. એ.ના ઘરમાં રહેવા ઇચ્છતી નથી, પણ પરણી હોવાને કારણે લગ્નના હક્કો પૂરા કરવા તે બંધાયલી છે અને એ.ને બી.ની સામે કાયદો મદદ કરી શકે તેમ છે: બસ, એ. જીતવો જ જોઇએ ! અને એ. બી.નો કબજો લે છે ! બી. જીવતું જાગતું, હૃદયની ભાવનાઓવાળું, ઇચ્છાઅનિચ્છા ધરાવતું એક માનવ પ્રાણી છે કે વગડામાંનું ઝાડ છે તે જોવાની કાયદાને જરૂર હોતી નથી, અને પક્ષકારને જીતાડવા માટે તે જોવાની કાયદાશાસ્ત્રીને પણ જરૂર લાગતી નથી ! અદાલતનો એ કાચીંડો કાયદાની વાડ સુધી દોડે છે અને ત્યાંથી અટકે છે; એ વાડની પાછળ બીજી કંઈ સૃષ્ટિ છે તેનું તેને ભાન હોતું નથી.

સતીશચંદ્ર વકીલ આવા કાયદાશાસ્ત્રી હતા-એક ધૂની કાયદાશાસ્ત્રી હતા એમ કહીએ તો ચાલે. જયવતીના છૂટા છેડા કરાવવામાં તેમની એ ધૂને જ સર્વોપરિ ભાગ ભજવ્યો હતો, અને હવે તેને જીવનસાથી સંપડાવીને સુખી કરવાની તેમની ધૂન અગ્રેસર થઈ હતી. સ્નેહલગ્ન તેમને માન્ય હતું; તેમણે પોતે જ સ્નેહલગ્ન કર્યું હતું; અને હવે ફરીથી લગ્ન કરવાને મોકળી થયેલી જયવતી સુશીલ જેવા વણિક અને સુસ્વભાવી જીવનસાથીને

પસંદ કરીને પરણી લે એવી તેમની તીવ્ર ઇચ્છા હતી; એ ઇચ્છા ઉપર જ નહિ પણ પેલા અત્યાચારી જગતના પંજામાંથી પુત્રીને છોડાવનાર પિતાની બધી મહેનત ઉપર એ છોકરી પાણી ફેરવી રહી હતી તેથી તેમને ખૂબ લાગી આવ્યું.

"સુશીલચંદ્ર! મેં એને એ અત્યાચારીને ઘેરથી છોડાવી એ મેં ખોટું કર્યું એમ તે માને છે ને? તેણે કૂવો પૂર્યો હોત કે ફાંસો ખાધો હોત, તો તમારા જેવા જ મને કહેત કે તમે વેળાસર કેમ ચેત્યા નહિ? તેને તમે કેમ છોડાવી નહિ? અને એ હરામખોરે તેનું ખૂન કર્યું હોત તો મારે તે બદમાશને ફાંસીએ ચડાવતાં સુધી કોર્ટમાં લડવું પડત એમાં ફેર નથી. એ વખત મેં આવવા ન દીધો, તે મેં ખોટું કર્યું? બોલો, તમે શું કહો છો?"

"આપ કહો છો તેવા કેસો બને છે ખરા. પણ જયવતીના મનોભાવની આપને પૂરેપૂરી પિછાણ થઈ હોય તેમ લાગતું નથી."

"એ મનોભાવ હું જાણતો હતો; પણ તેની પાછળ કેવળ લોકલાજનો કલ્પિત ભય હતો, એમ હું સ્પષ્ટ જોઇ શકતો હતો. પોતે હીણાશે, લોકો આંગળી ચીંધશે, ન્યાતજાતમાં ફજેતી થશે, પોતે વિધવા જ લેખાશે, એવા એવા તર્કો તે કર્યા કરતી હતી, પણ હું તેનું દુ:ખ, તેની ઉપરનો અત્યાચાર અને તેને થતી મારપીટ જોઈ રહું તો મારા જેવો રાક્ષસ પિતા બીજો કોઇ ન લેખાય. કાયદો જો તેને એ દશામાંથી છોડવી શકતો હતો તો હું શામાટે તે ઉપાય હાથમાં ન લઉં?"

"કાયદાનું દ્વાર ઉઘડે કે તુરત ત્યાં દોડી જવા જેવા બધા કેસો નથી હોતા." સુશીલે ઠાવકું વાક્ય ઉચ્ચાર્યું.

"હું મારી પુત્રીના કેસને નથી સમજી શક્યો એવો તમારો અભિપ્રાય જણાય છે."

"જયવતીના કથને મારા ઉપર એ છાપ પાડી છે. અલબત્ત, પતિનો અત્યાચાર તેમને મીઠો લાગતો હતો એમ તો તે નથી કહેતાં, પરન્તુ પતિના ત્રાસ તથા અત્યાચારના મૂળમાં જે કારણ હતું તે કારણ વખત જતાં નાશ પામે તેવું હતું એવું જયવતી માને છે..."

"હું નથી માનતો." સતીશચંદ્રે સત્વર કહ્યું: "એ બબૂચક રહ્યો ને વધુ ન ભણ્યો અને મારી પુત્રી મેટ્રિક થઈ, તેમાં તે બિચારીનો શો વાંક? અને વખત જતાં શું એનું ભણતર વધી જવાનું હતું અને જયાનું ભણતર ઓછું થવાનું હતું?"

"લગ્ન પૂર્વે બેઉના અભ્યાસની સમતા..."

"તે વખતે બેઉ ભણતાં હતાં. જગતનો બાપ મારો સ્નેહી હતો. એક વાર હું સહકુટુંબ તેને ત્યાં જગતના કાકાના લગ્ન પ્રસંગે ગયો હતો ત્યારે જગત અને જયાનો પરસ્પર ભાવ મારા જાણવામાં આવેલો; જયાએ શરમાઇને પણ હા કહેલી અને જગત પણ ખુશી હતો; જગત તે વખતે સત્તર વર્ષનો અને જયા પંદર વર્ષની હતી. જગતના પિતાએ મારું કહેણ સ્વીકાર્યું અને અમે વેવીશાળ કર્યું. ત્યારપછી બે વર્ષે લગ્ન કર્યું, પણ ભાઈસાહેબ ભણવામાં ઠોબારી નીકળ્યા અને જયા આગળ વધી શકી. આમ એ ભણતરનું કજોડું થઈ ગયું; બાકી વર--વધૂના પરસ્પરના પૂર્વ-સ્નેહનો વિચાર કર્યા વિના હું લગ્નમાં ડગલું ભરતો નથી અને ડગલું ભરવાની કોઈને સલાહ આપતો નથી. પહેલાં પ્રણય અને પછી પરિણય એ મારો સિદ્ધાંત છે."

"એ સિદ્ધાંત તો સારો લાગે છે પણ તે છતાં વખત જતાં કજોડાં નીકળી આવે છે, તેનો શો ઉપાય?"

"છૂટા છેડા!" તુરત સતીશચંદ્રે જવાબ આપ્યો.

સુશીલ અવાક્ રહ્યો. સતીશચંદ્રે પણ બે મિનિટ મૌન ધારણ કર્યું. પિતા અને પુત્રીના વિચારોની વચ્ચેનો ભેદ તેના ખ્યાલમાં આટલી વાતચીત ઉપરથી આવી ગયો હતો. એ ભેદ સત્વર ટળવાનો તેને સંભવ પણ લાગતો નહોતો.

કેટલીક વારે તેણે કહ્યું: "આપે આપની માન્યતા મુજબ પગલું ભર્યું; પણ હવે તો જયવતી ફરીથી પરણવા નથી ઇચ્છતાં, તો આપે તેમને આગ્રહ ન કરવો જોઇએ."

"હું આગ્રહ તો કરીશ, જુલ્મ નહિ કરું. તે શામાટે ન પરણે? જીવનના સાથી વિનાનું નીરસ જીવન એક જુવાન સ્ત્રીને માટે કેવું ભયંકર છે, તે હું જાણું છું. મેં જોયું છે ને વાંચ્યું પણ છે કે સ્ત્રી એકાકી જીવનથી કેવી હીજરાય છે, તેને માટે કેવા ભય રહેલા હોય છે અને માતાપિતા ન હોય ત્યારે એવી સ્ત્રીની કેવી દશા થાય છે તેના સેંકડો કેસો મેં વાંચ્યા છે અને કોર્ટોમાં ચલાવ્યા છે. એવી ભૂલ હું કરવાનો નથી અને જયાને કરવા દેવાનો નથી."

"તો પછી તમારી ઇચ્છા પૂરી થતાં પહેલાં હજી કેટલોક સમય વીતવો જોઇશે એમ મને લાગે છે. હજી વસ્તુસ્થિતિને કાળે પરિપક્વ કરી નથી."

"ભલે, હું રાહ જોઇશ. તમને મેં નકામી તકલીફ આપી..."

"તેની આપ ચિંતા ન કરો."

"પણ ફરીથી હું તમને બોલાવું તો તમારે આવવાનું."

"જયવતી પત્ર લખશે, તો આવીશ."

જાણે સતીશચંદ્રનું સ્વમાન ઘવાયું હોય તેવી નિસ્તેજતા તેમના વદન ઉપર પ્રકટી અને તુરત અદૃશ્ય થઈ. તેમણે ટૂંકો જવાબ આપ્યો: "ભલે તેમ."

સુશીલ અને સતીશચંદ્રનો એ વાર્તાલાપ પૂરો થયો પરન્તુ તે સમયથી સતીશચંદ્રના વદન ઉપર જે ખિન્નતા અને સખ્તાઈ પ્રસરી તે ઘરમાંના કોઇથી અજાણી રહી નહિ. સાંજે તે સુશીલને સ્ટેશન પર વિદાય કરીને ઘેર પાછા ફર્યા ત્યારે પણ એ જ સખ્તાઇ દેખાઇ રહી હતી. ભોજનસમયે સૌ સાથે જમવા બેઠાં પણ કેવળ મૌન વર્તી રહ્યું. ઘરનું વાતાવરણ જ જાણે બદલાઇ ગયું હોય તેવું કિરીટે જોયું. કોઇ ઉતાવળે સ્વરે બોલતું નહિ, નોકરો ધીરે ડગલે ચાલતા, વાસણનો બહુ ખડખડાટ નહિ થવા દેવાની રસોઇઓ અને ચાકર ખાસ ચીવટ રાખતા જણાતા અને સુભદ્રા જાણે રડી હોય તેમ તેની આંખો પરથી દેખાતું હતું. સતીશચંદ્ર વકીલને મળતાવડા અને હસમુખા સજ્જન તરીકે પિછાણનાર કિરીટને પણ આજે તેમનું વદન અને એ વદનની ઉગ્રતાને કારણે ઘરનું ગંભીર બની ગએલું વાતાવરણ જોઇને આશ્ચર્ય થતું હતું. કિરીટને રાતની ટ્રેનમાં વડોદરે પાછા ફરવું હતું, પરન્તુ આવા વાતારણમાં તે સતીશચંદ્રની રજા માંગતાં અચકાતો હતો.

સતીશચંદ્રના દિવાનખાનામાં તે છાપું વાંચતો બેઠો હતો અને સતીશચંદ્ર વિમનસ્ક ચિત્તે કોઈ કેસના કાગળો ફેંદતા હતા. વખત ચુપકીમાં પસાર થઈ રહ્યો હતો. એટલામાં બુઢ્ઢા ચાકર કુબેરે ધીરે ડગલે અંદર આવીને એક કબાટ ઉઘાડયું કે તુરત સતીશચંદ્રે પૂછયુંઃ "શું લેવા આવ્યો છે ?"

"ફ્રુટસોલ્ટની બાટલી ખોળું છું."

"કોને જોઇએ છે ?"

"કીર્તિબહેનને."

"હંઅ, પાછી માંદી પડી ને ? તોબાહ આ મનસ્વી છોકરી-

ઓથી ! પાછી ખાવામાં કાંઈ ગરબડ કરી હશે.''

"સાંજે તો કશું ખાધું જ નથી ને !" એમ કહી કુબેર કબાટમાંથી બાટલી લઈને ચાલતો થયો.

પાંચેક મિનિટ ઘડીઆળ સામે તાકી રહીને વિચાર કર્યા બાદ સતીશચંદ્ર બોલ્યાઃ "કિરીટલાલ ! હું તમને થોડી તકલીફ આપું તો ?"

"ભલે."

"કીર્તિદા અને જયાને પખવાડિયું હું ડુમસ મોકલવા ઇચ્છું છું. તેટલા દિવસ તમે પણ ત્યાં રહેશો ? આ કુબેર પણ ત્યાં સાથે રહેશે."

"હું આજે વડોદરા જવા ઇચ્છું છું."

"અરે, એવી શી ઉતાવળ છે ? ડુમસ સરસ સ્થળ છે. ત્યાં આપણો બંગલો છે. ચારેક દિવસ પછી હું પણ ત્યાં આવીશ. મને જરા કામકાજ ઉપર કંટાળો આવ્યો છે અને કીર્તિદાને પથ્ય ખોરાક અને હવા બેઉ મળશે ત્યારે તેની તબિયત સુધરશે. જયા અહીં ઘરમાં ગોંધાઈ રહે છે તેને ત્યાં જરા છૂટથી ફરવાનું મળશે."

કિરીટ વિચારમાં પડી ગયો.

વકીલે આગળ ચલાવ્યુંઃ "ત્યાં તમને એકલતા નહિ લાગે. હવે સીઝન ઉઘડે છે એટલે ત્યાં હવા ખાવા આવનારાઓનો સાથ મળી રહેશે."

"મને ઘેરથી નીકળ્યાને બહુ દિવસ થયા."

"અરે, તમે ડુમસમાં ઘર પણ ભૂલી જાઓ એટલું સરસ સૃષ્ટિસૌંદર્ય જોશો. અને ઘરની ચિંતા જેવું તમને શું છે ? કાંઈ પત્ર છે ?"

"આજે પત્ર આવ્યો, તેમાં મારી ભાભીએ માત્ર ખુશી ખબર લખ્યા છે. પણ હવે મારે જવું જોઇએ એમ લાગે છે."

"હજી તમારે જવાની વાર છે, બહુ વાર છે. અરે કુબેર! ક્યાં ગયો?"

"આવ્યો જી!" કહેતો કુબેર ઉપર આવ્યો.

વકીલે તેને ડુમસ જવાની તૈયારી કરવાની સૂચના આપી અને તેને તથા રસોઇયાને તૈયાર રહેવા કહી દીધું; અને પછી તે કીર્તિદા તથા જયાને તૈયાર થવાનું કહેવા દીવાનખાનુ છોડી ગયા.



## પ્રકરણ ૨૩

## કુબેરની પહેરેગીરી

ડુમસમાં સતીશચંદ્રનો એઠા ઘાટનો એક બંગલો હતો. મધ્યમાં દીવાનખાનું અને બે બાજુએ છ ઓરડા ઉતારેલા હતા. તે ઉપરાંત રસોડાનો અને ન્હાવાનો એમ બે જૂદા ખંડો હતા અને બંગલાની ચારે બાજુએ છોબંધ પરશાળ હતી. આસપાસ બીજા પણ નાનાંમોટાં મકાનો હતાં, પરંતુ તેમાં હજી પૂરી વસતી ભરાઈ દેખાતી નહોતી. કુબેર કહેતો હતો કે "દરિયાકાંઠે ફરવા જતી વખતે ખબર પડે કે કયા કયા બંગલા ભરાઈ ગયા છે અને કયાં કયાંથી શેઠિયાઓ હવા ખાવા આવ્યા છે."

સતીશચંદ્રનું કહેવુ કિરીટને સાચું પડતું લાગ્યું. ડુમસ ગયાને એક જ દિવસ થયો, એટલામાં તો કીર્તિદાની તબિયત જાણે સુધરી ગએલી લાગી અને જયવતી પ્રમાણમાં શાન્ત તથા આનંદી દેખાવા લાગી.

બીજે દિવસે સ્હવારમાં ચાહ પીતાં કિરીટ બોલ્યો : "ડુમસની હવા સારી તો ખરી."

કીર્તિદા તુરત મ્હોં મલકાવીને બોલી: "અત્યારમાં જ કકડીને ભૂખ લાગી જણાય છે! તો લ્યો, આ પાંઉ તમે ઉડાવો!"

"નહિ, નહિ, હું તમારી ભૂખ ઉઘડેલી જોઈને કહું છું."

જયવતી ચાહ પીતાં બોલી: "હા, કીર્તિ! હવા સારી છે–હવા

સારી છે એમ કરીને બહુ ઠાંસીશ નહિ."

સુરતમાં આખો દિવસ ઓરડામાં ભરાઈ રહેલી જયવતીને આજે કિરીટે સૌની સાથે બેસીને ચાહ પીતી પહેલી જ વાર જોઈ હતી. તેનું યૌવન જોતાં તેના વદન પરની પ્રૌઢતાની રેખાઓ અકાળે ઉત્પન્ન થએલી લાગતી હતી, પરન્તુ અત્યારે તે કિંચિત્ પ્રફુલ્લ દેખાતી હતી. કીર્તિદાનો ઉલ્લાસ અને જયવતીની પ્રફુલ્લતાની વચ્ચે કિરીટને ડુમસનું વાતાવરણ રોચક લાગતું હતું.

સ્હવારે ઉઠીને ફરવા જવું, પછી ચાહ પીવી, છાપાં વાંચવાં, બપોરે ભોજન કરીને આરામ લેવો, ફરી ચાહ પીવી, સાંજે ફરવા જવું, એવી સૌની દિનચર્યા હતી. પુષ્કળ ફરવાનું, પુષ્કળ આરામ લેવાનો અને પુષ્કળ વાતોમાં વખત ગાળવાનો, એ સિવાય બીજું કશું જ કરવાનું નહિ. એ દિવસમાં તો કીર્તિદા પણ કેવળ બદલાઈ ગઈ હોય એવું કિરીટે જોયું.

એક વાર કિરીટે તેને કહ્યું: "તમારી તબિયતમાં હું ચમત્કારિક ફેરફાર થએલો જોઉં છું, હોં!"

"એમ?" કીર્તિદાએ સ્મિત કરીને કહ્યું: "ત્યારે તો ડુમસની હવા સારી ખરી! તમે હા કહો તો આપણે બધાં આખો ઉનાળો અહીં જ ગાળીએ."

"આખો ઉનાળો હું પણ અહીં રહુ? મારી શી જરૂર?"

"તમારામાં કંઈક જાદૂ છે!"

"મારામાં તો કશો જાદૂ નથી, પણ તમારા મન પર કોઈક જાદૂ અસર કરી રહ્યો છે ખરો!"

"હવે સમજ્યા!"

એટલામાં કુબેરે બહારથી ડોકીઉં કર્યું અને કીર્તિદા બાજુના ઓરડામાં ચાલી ગઈ. કુબેરનું એ ડોકીઉં અને કીર્તિદાનું ચાલી જવું એ બેઉ કિરીટને વિચિત્ર લાગ્યાં.

બીજે દિવસે પણ એવો જ એક બનાવ બન્યો. કિરીટ પોતાના ખંડમાં પથારી પર પડ્યો પડ્યો છાપું વાંચતો હતો, ત્યાં કીર્તિદા આવી અને કાંઈ કાંઈ વાતો કરવા લાગી. તુરત કુબેર પણ સામે આવીને બેઠો અને કીર્તિદા વાતચીત સંકેલીને ચાલી ગઈ.

કુબેરનું વર્તન હેતુપૂર્વકનું હતું કે આકસ્મિક હતું એ કિરીટને તે વખતે સમજાયું નહિ; પણ કીર્તિદાના વર્તનમાં તેને સંકોચ દેખાઈ આવ્યો. કિરીટનું એ કુતૂહલ ત્રીજે દિવસે ખૂબ વધી ગયું.

કુબેર રસોડા પાસે બેઠો બેઠો શાક સમારતો હતો, રસોઇયો રસોડામાં હતો, જયા ઓરડીમાં પેસી સ્નાન કરતી હતી, કિરીટ પોતાના ખંડમાં બેઠો બેઠો ભાભીને પત્ર લખતો હતો; એટલામાં ધીરે ડગલે કીર્તિદા પાછળથી અંદર આવી, અને ઘુંટણભેર થઇને પાછળથી પત્ર વાંચવાને ડોકીઉં કરી રહી. તત્ક્ષણ કિરીટનું ધ્યાન ખેંચાયું અને તે હસીને બોલ્યો: "ચોરીછૂપીથી વાંચવાની કશી જરૂર નથી. પત્ર લખીને હું તમને આપીશ, નિરાંતે વાંચી શકશો."

પોતાની ચોરી પકડાઈ જવાથી કીર્તિદા શરમાઈ નહિ. તે તુરત બોલી: "મારે એવો પત્ર વાંચવો નથી તો! તમે તમારી મેળે વાંચવા આપો. તે પત્રમાં કશું વાંચવા જેવું જ શાનું હોય?"

"તો કેવા પત્રમાં વાંચવા જેવું હોય?"

"તમે છુપાવો તે પત્રમાં જ."

"મારે છુપાવવા જેવા પત્રો કોઇને લખવાના જ હોતા નથી. તમારે કદાચ હશે!"

તેણે તુરત કિરીટના વાંસામાં મૂઠી મારી: "કેવા લુચ્ચા છો?"

"કીર્તિબહેન!" પાછળથી કુબેરે હાક મારી: "તમારાં ધોવાનાં કપડાં ક્યાં?"

કિરીટે પાછું વાળીને જોયું. કુબેરના વદન ઉપર જરાક ગુસ્સો હતો, તેના સ્વરમાં તીવ્રતા હતી. કીર્તિદા એકદમ ચાલી ગઈ અને મૂગાં મૂગાં એ કપડાં પોતાના ખંડમાંથી લઈ આવીને કુબેર તરફ ફેંક્યાં.

હવે કિરીટને ખ્યાલમાં આવ્યું કે ફરવા જતી વખતે સવાર-સાંજ કુબેર સાથે ને સાથે રહેતો, દિવસનો મોટો ભાગ તે દિવાનખાનામાં જ ગાળતો, તે એકલો કોઈ વાર બંગલો છોડીને દૂર જતો નહિ, રાત્રે સૂતી વખતે દિવાનખાનામાં જ સૂતો અને આખી રાત દીવો બાળતો. કુબેર ચાકર હતો કે પહેરેગીર હતો? તેને પોતા પર કાંઇ શંકા હતી કે આ બેઉ જુવાન છોકરીઓ પર?

પણ સુરતમાં તો કુબેર આવી રીતે નહોતો વર્તતો જણાતો, અને અહીં જ કેમ તેનું વર્તન ચમત્કારિક બની ગયું?

એક વાર તો કિરીટે કીર્તિદાને જ કુબેરની હાજરીમાં પણ અંગ્રેજીમાં પૂછ્યું: “કુબેર અહીં કેમ વિચિત્ર રીતે વર્તે છે?”

“મૂર્ખો છે. પિતાજીએ કહ્યું હશે કે ઠાવકો રહેજે અને સૌની દેખરેખ રાખજે, એટલે જાણે સૌનો પહેરો ભરીને સંભાળ રાખવાની હોય એમ તે સમજે છે.”

“માણસ તો વિશ્વાસુ લાગે છે.”

“હા. બાપાજી કહે છે કે પોતે દસ વરસના હતા, ત્યારથી કુબેર નોકરી કરે છે. કોઈ વાર તો અમને બધી બહેનોને તેના પર ચીડ ચડે છે, પણ ઘરડા નોકરને કેટલુંક કહીએ?”

“પણ છે તો ગરીબ અને ભલો.”

“હા, એટલે જ એક ઘરમાં ત્રણ પેઢીથી નોકર રહી શક્યો છે.”

ત્યારપછીને શનિવારે સતીશચંદ્ર ડુમસ આવ્યા અને બંગલાના

વાતાવરણમાં નવો ફેરફાર થયો. જયવતીની બોલચાલ ઓછી થઈ ગઈ. કીર્તિદા હરિણી મટીને બકરી બની ગઈ. એ દિવસોમાં કુબેરને માટે ખૂબ કામ પહોંચતું, પણ તે આનંદમાં રહેતો દેખાતો હતો. વકીલ સોમવારે પાછા સુરત ગયા કે તુરત તે પાછો હતો તેવો ને તેવો ભારેખમ બની ગયો.

વળતે દિવસે કિરીટ સ્હવારમાં વહેલો ઉઠીને એકલો ધોતીઉં લઈને નીકળી પડયો અને તે ફરીને તથા દરિયે જ ન્હાઇને પાછો ફર્યો, ત્યારે જયવતી અને કીર્તિદા નીકળવાની તૈયારી કરતાં હતાં.

"અહો!" જયવતી બોલી: "આજે તો કંઈ વહેલા જ નીકળી પડેલા? અમારો સાથ ન ગમ્યો?"

"નહિ, નહિ, એમ કાંઈ હોય? આજે તો દરિયામાં ન્હાવાની ઇચ્છા થઈ આવી હતી, એટલે એકલો જ નીકળ્યો હતો."

કીર્તિદા બોલી: "હવે ચાલો અમારી સાથે ફરીથી ફરવા."

"ના, હવે તમે એકલાં જ જઇ આવો."

કીર્તિદા અને જયા ઊપડયાં અને કુબેરે ઓચિંતો જવાનો વિચાર માંડી વાળ્યો!

હવે તો કિરીટની ખાત્રી થઇ ગઈ કે પોતે જ કુબેરના અવિશ્વાસને પાત્ર હતો. પણ કિરીટે તેમાં કુબેરનો વાંક ન માન્યો. યુવક યુવતીઓની એકાંતો ભયજનક હોય છે એવી કુબેરની માન્યતા સ્વાભાવિક હતી અને તેનું વર્તન ક્ષમ્ય હતું.

તેણે કુબેરને નાણી જોવાને સહજ કહ્યું: "કેમ કુબેર ભગત! આજે તમને કાંઈ દરીઆની હવા ખાવાનું મન ન થયું?"

"ના શેઠસાબ, આજે તો આળસ થઇ ગયું."

"ભગત! તમે પક્કા છો, હોં!"

"કેમ ભાઇસાબ?"

"એમ નથી કહેતા કે આજે પહેરો ભરવા જવાની જરૂર નથી, અને આળસનું બહાનું કાઢો છો!"

"ના, ના, ભાઈસાબ! એવું કાંઇ હોય? તમારા જેવા લાખેણા માણસ ઉપર પહેરો ભરવાનો હોય? તમને એવો કાંઈ વહેમ આવી ગયો?"

"વહેમ નથી; પણ મને તેથી ખોટું લાગતું નથી, હોં! ઉલટું તમારી દેખરેખ મને ગમે છે. તમારા જેવા વૃદ્ધ માણસ પાસેથી અમારા જેવા જુવાનિયાએ રીતભાત શીખવી જોઈએ."

"મારા જેવો ગરીબ માણસ તમને શું શીખવવાનો હતો? પણ તમે જાણો છો ને? વકીલસાબ અહીં નથી, એટલે મારે માથે બધો ભાર રહ્યો."

"શામાટે નહિ? તમારા ઠાવકાપણાને હું વખાણું છું. તમારા જેવા વડીલ હોય તે છોકરાંને તો હું ભાગ્યશાળી માનું. તમને શું છોકરાં છે ભગત?"

કુબેર હસ્યો અને બોલ્યો: "વાત કરો મા છોકરાંની, સાબ! એક વાર પરણી જોયું, પણ ઠર્યો નહિ. મહિનામાં જ થાકીને બૈરીને છેડો ફાડી આપ્યો!"

"એમ કેમ કર્યું? બૈરી સારી નહિ મળી હોય."

"સારી-ખોટી તો શી ખબર, પણ મને ફાવ્યું નહિ. એને રાખવા જુદું ઘર લેવું પડે, સતીશભાઇની નોકરી બરાબર થાય નહિ, અને એમના ઘર વગર મને કયાંય ગમે નહિ. મેં માન્યું કે આ બધી દીકરીઓ મારી છે, તો મારે વળી મારાં જુદાં છોકરાં શીદ જોઇએ?"

"સાબાશ, ભગત! તમારા જેવો નોકર મળ્યો, એ સતીશભાઈનું પણ સદ્‌ભાગ્ય. તમારા પર સતીશભાઇનો પણ પૂરો વિશ્વાસ છે એમ હું જોઉં છું."

"ત્યારે તો મને અહીં મોકલ્યો છે. પણ ભાઇસાબ બહુ ભોળા માણસ છે. જેના પર વિશ્વાસ મૂક્યો તેને માથું દે, અને વિશ્વાસ ઉઠયો એનો જાન લે, એવો એમનો સ્વભાવ. એમના પેટમાં જરાએ પાપ નહિ, પણ હુંએ કોઈ કોઈ વાર ધડકી જઉં છું, હોં!"

"હા, સતીશભાઈ સીધી લીંટીના માણુસ તો છે, પણ તમે કહો છો તેમ ભોળા કે કાચા નથી, ભગત!"

"આપને શી ખબર પડે સાબ? એ ભોળા છે, ત્યારે તો મારે આ દીકરીઓની ચિંતા રાખવી પડે છે."

કિરીટ હસ્યો અને બોલ્યો: "દીકરીઓ કાંઈ નાની બાળકીઓ છે ભગત?"

"નાની બાળકીઓ તો સારી, પણ આ તો સાપનો ભારો!"

કિરીટ ખૂબ હસ્યો. કુબેર જૂના સંસ્કારનો માણુસ હતો એટલે તે આવું બોલે તેમાં તેને નવાઇ લાગી નહિ. પણ હવે તેની પહેરેગીરીનો મર્મ પકડાઈ ગયો હતો. તે બોલ્યો: "ભગત! કેવા પકડાઇ ગયા? હવે સાચું બોલો, તમે પહેરો ભરો છો કે નહિ?"

કુબેર પણ એ સાંભળીને હસી ગયો.



## પ્રકરણ ૨૪

## ફૂલોમાં છુપાયલો ફણીધર

એ વધુ દિવસ ગયા, તે દરમિયાન કુબેર કિરીટને વધુ મળતાવડો બનેલો જણાયો. પોતાની નિખાલસતાએ એના મનને આકર્ષ્યું હશે એમ કિરીટને લાગ્યું.

અને કિરીટની એ માન્યતા એક રાત્રે સાચી પડી. કુબેરે જ એક વાર તેને એકાંતમાં કહ્યું: "કિરીટભાઈ! મારી પહેરેગીરીથી તમને માઠું તો નથી લાગતું ને?"

"બિલકુલ નહિ. હું ઇચ્છું છું કે જુવાન છોકરા–છોકરીઓ પર પહેરેગીરી રાખવાની જરૂર જણાય તો તેમ કરવામાં ઘરનાં વડીલોએ જરાએ આળસ રાખવું ન જોઇએ."

"તો બસ, તમે સમજુ માણસ છો એટલે સારું છે, નહિતો કોઈને ખોટું પણ લાગી જાય એટલે હું તમને પૂછું છું."

કિરીટે હસીને પૂછ્યું: "અને ધારો કે મને ખોટું લાગે તો તો તમે પહેરેગીરી છોડી દો?"

"ના, પહેરેગીરી ન છોડું, પણ સતીશભાઈને કહું કે તમે અહીં આવીને રહો; આ ભાર હું ઉપાડીશ નહિ! સતીશભાઈ હોય તો મારે શી ચિંતા? સુરતમાં હું કાંઈ ચિંતા રાખતો 'તો?"

કુબેરના મન ઉપર વડીલપણાનો ભાર હતો અથવાતો તેને

એ ભાર ઉપાડવાની ફરજ પડી હતી એમ કિરીટ સમજી ગયો. તેણે પૂછ્યું: "સતીશભાઈ તને એ ચિંતા રાખવાનું કહી ગયા છે?"

"ના, પણ હું સમજું કે નહિ? રખે ને..." કુબેર બોલતાં અચકાયો અને બોલ્યો: "દૂધનો દાઝેલો છાશ ફૂંકીને પીએ, તે ખરું કે નહિ?"

કુબેર એ કહેવત બોલ્યો અને તત્ક્ષણ તેની માર્મિકતાથી કિરીટ ચમક્યો; પણ તે ચમકારો તેણે કુબેરના લક્ષમાં આવવા દીધો નહિ. તેણે કહ્યું: "તમે ખરું કહો છો. છાશ પણ ફૂંકીને પીવાનો આ વખત છે. ભગત, તમે ભણ્યા તો નથી, પણ જમાનાને બરાબર ઓળખી ગયા છો."

"કેમ ન ઓળખું સાબ? આટલાં વરસ કાંઈ પાણીમાં નથી નાંખ્યાં. હું તો માણસને આંખમાંથી વરતી લઉં. આજકાલના જુવાનિયા ઉપર હું જરાએ વિશ્વાસ ન રાખું. પણ સતીશભાઈનું ભોળપણ મને આવી બાબતમાં ગમતું નથી."

"ત્યારે તમે કેમ એમને કાંઈ સમજાવતા નથી?"

"એમને હું શું સમજાવું? એક બે વાર કહેલું કે દીકરીને કોઈ સારો વર જોઇને પરણાવી દો, પણ કહે કે ના, એમ પરણાવીએ ને ક્યાંક જયા જેવું થાય તો? માટે બેઉની વચ્ચે ઓળખાણ થાય, વાતચીત થાય, થોડા દિવસ સાથે રહે, બેઉનાં મન મળે એટલેજ પરણાવીએ તો સારું. કિરીટભાઈ! હું તમારી વાત નથી કહેતો, પણ બધા માણસ કાંઇ સરખાં સાલસ હોય છે?"

"કડવો અનુભવ થાય ત્યારે માણસને સાવધ રહેવું જ પડે, એમાં તમારો કશો વાંક નથી."

"હવે બરાબર સમજી ગયા. હું કાંઈ અમસ્થો પહેરેગીરી કરતો નથી, ભાઈસાબ!"

કુબેરના કથનની પાછળ કાંઇક કડવો અનુભવ રહેલો છે

એમ કિરીટ સમજી ગયો. એવી વાત વધારે ચીવટાઈથી જાણવાને યત્ન કરવો એ અવિવેક હતો; કિરીટને તેમ કરવું યોગ્ય ન લાગ્યું; પણ કિરીટ એટલું જોઈ શક્યો કે કીર્તિદા પોતા પાસે એકલી આવીને જ્યારે વાતો કરતી ત્યારે કુબેર ક્યાંય નજીકમાં નહોતો, કાંઈ કાંઈ કામમાં કે દૂર હોતો. કુબેરની નજર ચુકવવાનો કીર્તિદાનો યત્ન કિરીટ જોઈ શક્યો. શું તે કુબેરથી બ્હીતી હતી?

બપોરે કિરીટ પત્રો લખવા બેઠો હતો, જયવતી પોતાના ખંડમાં કાંઈ વાંચતી હતી અને કુબેર કૂવા પર કપડાં ધોતો હતો ત્યારે કીર્તિદા તેની પાસે છાપું લેવા આવી. કિરીટે પૂછ્યું: "કુબેર ક્યાં છે?"

"કૂવા પર કપડાં ધુએ છે. શું કામ છે?"

"એક પત્ર ટપાલમાં નાંખવો છે અને મારી પાસે ટિકીટ કે કવર કશું નથી."

"લાવોને, હું બીડી-ટીકીટ ચોડીને નાંખી દઈશ."

"તમારી પાસે કવર-ટીકીટ હોય તો મને આપોને!"

"હું સમજી, કાંઇ ખાનગી પત્ર છે! કહેતા'તાને કે મારે છૂપા રાખવા જેવા પત્રો હોતા જ નથી?" કીર્તિદાએ હસીને ટકોર કરી.

"આ પત્ર કાંઈ એવો તો નથી જ; તમને વાંચવા આપી શકું, પણ જરા વાંધો છે."

"જરા વાં...ધો...છે!" કીર્તિદાએ રમૂજમાં ચાળા પાડ્યા: "વાંધો છે એટલેજ છુપાવવો પડે છે!"

"તમે ઉલટો અર્થ કરો છો. મુંબઈ મારા એક ભાઈ રહે છે, તેને મેં પત્ર લખ્યો છે. તેની બૈરી દેશમાં છે અને કેટલાક વખતથી તેને તે બોલાવતો નથી એટલે મેં તેને ઠપકો અને શિખામણ લખ્યાં છે. બીજું કશું નથી. એનું છિદ્ર બીજા કોઈ જાણે એમાં શો સાર?"

"કેમ બૈરીને બોલાવતા નથી?"

"બૈરી છે તો શાણી, પણ ભાઈશ્રીને ગમતી નથી. એને તો પોતાની પેઠે ભણેલી, રસિક, તેના આનંદમાં ભાગ લેનારી એવી અપ-ટુ-ડેટ બૈરી ગમે; પણ બૈરી એ કાંઇ કુંભારે ઘડેલું હાડલું છે કે ન ગમે એટલે ફેંકી દેવાય?"

કીર્તિદા એ પત્ર વાંચવા ઉત્સુક બની અને બોલીઃ "લાવો, લાવો, મને એ પત્ર જરા વાંચવા દો; જાણું તો ખરી કે તમે તેને કેવી શિખામણ આપી છે?"

"લ્યો, વાંચો ત્યારે!"

કિરીટે પત્ર કીર્તિદાના હાથમાં મૂકયો અને તે વાંચવા લાગી. "પ્રિય ભાઈ!" એવા મથાળાના સંબોધનથી માંડીને "લી. તારો હિતાકાંક્ષી નાનો ભાઈ કિરીટ" ત્યાંસુધીનો આખો પત્ર તે વાંચી ગઈ. વાંચતાં વાંચતાં તેને પણ કિરીટના લખાણથી લાગી આવ્યું. તેણે પત્ર કિરીટને પાછો આપતાં પૂછયું: "આ તમારા ભાઇ કેટલુંક ભણ્યા છે?"

"એલ. એલ. બી. છે, મુંબઈમાં વકીલાત કરે છે."

"તમારા ભાઈ એટલે?"

"મામાના દીકરા-વીરમગામના મૂળ વતની."

"તેમનું નામ શું?"

"પ્રમોદલાલ."

"પ્ર...મો...દ...લા...લ!"

કીર્તિદાના વદન ઉપર કારમી ગંભીરતાની છાયા પ્રસરી ગઈ. તેની આંખોમાં ભયચકિતતા દેખાઈ. તે જોરથી ઉચ્છ્વાસ લઇને એકદમ ત્યાંથી ચાલી ગઈ.

કિરીટ આશ્ચર્ય પામ્યો. તે તેને ચાલી જતી જોઈ રહ્યો. પોતાના ખંડમાં જઇને તેણે દ્વાર બંધ કર્યાં. સાંઝ પડતાં સુધી

તે બહાર નીકળી નહિ. સાંઝે જમવા ટાણે પણ "મને ઠીક નથી, હું મોડેથી જમીશ" એમ કહી તે પાછળથી એકલી જમી અને પાછી ઓરડામાં ભરાઈ ગઈ.

કિરીટનું આશ્ચર્ય ખૂબ વધી ગયું. બીજે દિવસે સ્હવારે તે સૌની સાથે ફરવા પણ ન આવી. જયવતીએ ટીકા કરી: "કાં તો પાછી એની તબિયત બગડી. શી ખબર એને જોતજોતાંમાં શું થઈ જાય છે!" કિરીટે એ ટીકા સાંભળી પણ તે કશું ન બોલ્યો.

બપોરે કુબેર ચોગાનમાં વાસણ માંજતો હતો તેની સામે જઈને ઊભા રહી કિરીટે તેને પૂછ્યું: "કુબેર! મુંબઈના પ્રમોદલાલ વકીલને તું ઓળખે છે?"

"હેં!!" કુબેરના હાથમાં તપેલી સ્થિર થઈ. તે બોલ્યો: "એ નામ તમને કોણે કહ્યું? એ લુચ્ચાને તમે ક્યાંથી ઓળખો?"

"હું તેને ઓળખું છું તો ખરો, પણ તે કોઈ વાર અહીં કે સુરત આવેલો ખરો?"

"હા, ભાઈસાબ! અહીં સતીશભાઈએ જ બોલાવેલો, પણ બહુ ખરાબ માણસ. કીર્તિ બિચારી ભોળી, અને એ માણસ લુચ્ચો. કાંઈ કહેવાની વાત નથી. તે વખતથી સતીશભાઈ ન હોય ત્યારે મારે માથે જાણે મોટો ભાર પડતો હોય એવું લાગે છે."

"પણ તેને અહીં બોલાવેલો શામાટે?"

"તમને સતીશભાઈ શામાટે તેડી લાવ્યા છે?"

"હું સમજ્યો, પણ તે તો પરણેલો છે."

"હાય હાય! શું બોલો છો? એ તો કહેતો'તો કે તેની બૈરી મરી ગઈ છે! આવી લુચ્ચાઈ? સતીશભાઈ પણ કેવા ભોળા?"

કિરીટના અંતરમાં જાણે આગ સળગી. કુબેરની પહેરેગીરીનો, કીર્તિદાના ભયનો અને પ્રમોદનું નામ જાણ્યા પછીની તેના અંતરની

વેદનાનો મર્મ તે સમજી ગયો; પરન્તુ હૃદય દગ્ધ થવા લાગ્યું પ્રમોદના દુષ્ટ વર્તનથી.

કુબેર કુંવારી છોકરીને સાપનો ભારો કહેતો હતો, પરંતુ ઉંચી કેળવણી પામેલા પ્રમોદ જેવા જુવાનો તો ફૂલોમાં છુપાયલા ફણીધરો હોય છે, એની જુવાન કિરીટને આજે ખબર પડી. અત્યારે જો પ્રમોદ પોતાની સામે હોય તો પોતે તેને કેટલું સંભળાવે તેનો વિચાર આવતાં કિરીટના ઓઠ ગુસ્સાની આગથી ફફડવા લાગ્યા.

કિરીટ પોતાના ખંડમાં પાછો ચાલ્યો ગયો અને મ્હોં પર શાલ ઓઢી કાંઈ કાંઈ વિચારમાં પડ્યો.



## પ્રકરણ ૨૫

## વાતાવરણનાં ભરતી-ઓટ

તે દિવસ પછી હંમેશાં કિરીટ કીર્તિદાને ઉદાસ જોતો. તે વાતચીતમાં ભાગ લેતી, પણ ઉલ્લાસ વિના; તે ફરવા જતી, પણ બહુ વાતો કરતી નહિ; તે સૌની સાથે જમવા બેસતી, પણ જાણે તેની ભૂખ મરી ગઇ હોય તેમ નીચી દૃષ્ટિ કરીને થોડું જ ખાઇને ઊઠી જતી. કિરીટ તેને પ્રફુલ્લિત જોવા ઇચ્છતો, પણ તેની ઉદાસીનું કારણ પૂછતો નહિ. કીર્તિદા માનતી હતી કે પેલો પત્ર વાંચ્યા પછી અને પ્રમોદનું નામ જાણ્યા પછી પોતા પર કેમ કારમી અસર થઈ ગઈ તે કિરીટ પોતાને પૂછશે, પણ કિરીટ એ પ્રકરણ જ દાબી દેવા ઇચ્છતો હતો અને કીર્તિદાને એ જવાબ આપવાના અણગમતા બોજા-માંથી બચાવી લેવા માંગતો હતો; પરન્તુ તેની અસર કીર્તિદાના મન પર ઊલટી થઈ હતી. પોતાનું અનિષ્ટ રહસ્ય કિરીટે જાણ્યું હશે કે શું, એવી શંકામાં તે ચિંતાતુર રહેતી. કિરીટે પૂછ્યું હોત અને કીર્તિદાને બીજા જ પ્રકારનો બંધ બેસતો જવાબ આપી દેવાની તક મળી હોત તો કિરીટના મનનું સમા-ધાન કરવા માટે તેને પોતાને પણ સાંત્વન મળવા પામ્યું હોત, પરન્તુ તેવું કશું બન્યું નહિ અને કીર્તિદા ચિંતામાં સુકાવા લાગી.

કિરીટને તો કીર્તિદાની દયા જ આવતી. પરન્તુ અપરાધ તેણે કર્યો હતો કે પ્રમોદે કર્યો હતો તેનો નિશ્ચય તે કરી શક્યો નહોતો. તે માનતો હતો કે પોતાને વધુ વિગત જાણવાની મળે, તો તેમાંથી પ્રમોદનો જ અપરાધ તરી આવે. પ્રમોદે પોતે વિધુર હોવાની વાત કહી હતી એટલે એ તેણે મોટો ઠગાઇનો અપરાધ જ કર્યો હતો, તો પછી કીર્તિદા સાથે અનિષ્ટ છૂટ લેવામાં તેનો જ અપરાધ હોય એ માની શકાય તેવું હતું.

પણ તેને એક વાર એવો વિચાર થયો હતો કે કિરીટ અને કીર્તિદા બેઉ કરતાં વધારે અપરાધ કીર્તિદાના પિતાનો કેમ નહિ? શામાટે તે આવી રીતે પોતાની પુત્રીઓનાં જોડાં બાંધવાની વિલક્ષણ ધૂન ધરાવે છે? પોતે સુરતમાં અને ડુમસમાં જેવી છૂટથી આ જુવાન છોકરીઓ સાથે રહી શકતો હતો, તેવી છૂટથી પ્રમોદ પણ રહ્યો હોય તો તેની નૈતિક શિથિલતા ઉભરાય એ બનવાજોગ હતું; સતીશચંદ્રને એ કેમ બનવાજોગ ન લાગ્યું અને "પ્રણય વિના લગ્ન જ ન હોય" એવા એક સૂત્રને જ હંમેશાં ગોખ્યા કર્યું?

"પશ્ચિમના દેશોમાં ચાલતું પ્રણયારાધન હવે જોરથી આપણે ત્યાં પણ ધસારો કરી રહ્યું છે," કિરીટ પોતાના મન સાથે બોલવા લાગ્યો: "પણ સામાજિક નીતિ એ દેશોમાં છે તેવી આપણા દેશમાં નથી. પશ્ચિમમાં પ્રણયલગ્નો પણ વખત ગયે નિષ્ફળ નીવડેલાં જણાય છે અને આપણે ત્યાં પૂર્વપ્રણય વિનાનાં કે પ્રણય પછીનાં લગ્નો નિષ્ફળ નીવડે છે, એટલે પશ્ચિમના ધટસ્ફોટનો આશરો લેવાનો વખત આવ્યો છે: પણ આર્ય રક્તમાં રહેલી શીલની ભાવના તો રહી છે અને રહેવાની જ છે. એ ભાવના પશ્ચિમમાં હિંદ જેટલી ઉંચી નથી એટલે તેમને પ્રણયલગ્નો ફાવે છે, લગ્નોની

નિષ્ફળતા બહુ દાહક નીવડતી નથી, ધટસ્ફોટથી કશી ગ્લાનિ થતી નથી, અને નવા નવા સંસાર માંડવાથી પણ સામાજિક નીતિ જળવાઈ રહે છે. હિંદમાં એ સ્થિતિ નથી, તોય પ્રણયલગ્નની ભાવના આવી રહી છે તેને કેવી રીતે દેશ પચાવી શકશે? તેની શીલની ભાવના ઉપર આગ મૂકવી જોઈશે કે લગ્ન પૂર્વેના પ્રણયની આવતી સવારીને અટકાવવી જોઈશે?

"બિચારી કીર્તિદાએ એકાદ વખત ઠોકર ખાધી; ના, ના, પ્રમોદે જ એને ભુલાવી હશે. તે ખરી રીતે માંદી નથી, પ્રમોદ સાથેના પરિચય પછી તે માનસિક માંદગી ભોગવતી હોય એવું જ લાગે છે. અને પ્રમોદે પોતાને ઠગી હતી એવું જાણ્યા પછી તેના હૃદય પર આઘાત થયો છે. તે મને ચાહે છે એમાં શંકા નથી. મને તેની સ્થિતિ પહેલાં કરતાં હવે વધુ દયાજનક લાગે છે. હું તેને શામાટે ન પરણું? તેની જ ભૂલ થઈ હોય તોપણ તે ક્ષમ્ય છે; પણ મારી જગ્યાએ બીજો કોઈ હોય તો? તે આવું જાણ્યા પછી મૂઠીઓ વાળીને નાસી જ જાય!" કિરીટ મનમાં હસ્યો: "આ પેલી શીલની ભાવનાનું ભૂત છે; નહિ, નહિ, સ્ત્રીના જ શીલની ભાવનાનું ભૂત છે! પદ્માભાભી જાણે કે પોતાના પતિનું પતન થયું છે તો તે બિચારી મૂગી બેસી રહે, પણ કદાચ પદ્માની ભૂલ થઈ હોય તો પ્રમોદ તેને ફાંસો દેવા તૈયાર થાય! શીલની ભાવનામાં આવું અંતર રહેશે ત્યાંસુધી પ્રણયલગ્ન કે અપ્રણય લગ્ન–બેઉમાં સ્ત્રીઓનું જ શોષણ થવાનું છે. પ્રમોદ અત્યારે મુંબઈમાં ખુશખુશાલ ફરતો હશે અને બિચારી કીર્તિદા અહીં સૂકાઈ રહી છે, કારણકે પોતાના દોષનો કીડો તેનું અંતર કોતરી ખાય છે! હું તેને આવું કહીને સાંત્વન આપું તો?"

એટલામાં જયા તેની પાસે આવી અને બોલી: "કઈ ચોપડી વાંચો છો?"

કિરીટ એક કલાકથી એક ચોપડી ઉઘાડીને તેમાં નજર માંડી રહ્યો હતો પણ તેણે એકકે પાનું વાંચ્યું નહોતું-વિચારમાળાને જ માત્ર ફેરવ્યા કરી હતી! જયાને ઉત્તર આપતાં તેણે કહ્યું: "આ એક અંગ્રેજી નવલકથા છે, પણ મને તેમાં કાંઈ રસ પડતો નથી." એમ કહી તેણે ચોપડી બંધ કરીને બાજુએ મૂકી.

"ઘણું કરીને પિતાજી પાછા શનિવારે આવશે ખરા." જયાએ કહ્યું.

"હા, આવવાનું કહેતા પણ હતા. પણ આપણે અહીં કેટલો વખત રહીશું?"

"એમ કેમ પૂછો છો? હજી તો ખરી સીઝન હવે શરુ થાય છે."

"એટલે શું આખી સીઝન અહીં ગાળવાની છે?"

"કેમ નહિ? અહીંની હવા કેટલી સારી છે! મને તો અહીં બહુ ગમે છે. માત્ર કીર્તિદાને આજ સારું તો કાલ ખરાબ એમ રહ્યા કરે છે."

"પણ આ વખતે સતીશભાઈ આવે એટલે હું તો તેમની સાથે પાછો ફરીશ. મારાથી અહીં કાંઈ મહિનાના મહીના ગાળી શકાય તેમ નથી."

"પણ અમે તમને રજા ન આપીએ તો?"

કિરીટ હસ્યો અને તેણે જવાબ આપ્યો: "તો એક વખત એવોય આવે કે જ્યારે મારે તમને કોઇને કહ્યા વિના ગુપચુપ નાસી જવું પડે."

જયાએ આંખો વિસ્ફારી અને કહ્યું: "જોજો એવું કાંઈ કરી બેસતા. અમે તમને ખુશીથી રજા આપીશું, પણ પિતાજી સાથે બધી વાતચીત કર્યા પછી જ."

"એમાં કાંઇ વિશેષ વાતચીત કરવાની નથી. મારો છેલ્લો વિચાર હું અહીં જણાવી શકવાનો નથી. બાકી હું તમારા કુટુંબની વચ્ચે આટલા દિવસ રહીને એટલો પ્રસન્ન થયો છું કે ફરીથી હું અહીં આકર્ષાઈ આવ્યા વિના રહીશ નહિ એમ મને લાગે છે."

"એ બધું તમે પિતાજીને કહેજો."

"તમે જ આટલું કહો તો?"

"ના ભાઈસાહેબ! એ મારું કામ નહિ. એ તો જે કહેવું હોય તે તમારે જ કહેવાનું." જયા નીચે બેસીને ધીરેથી બોલી: "હું તો તમને એટલું પૂછવા આવી હતી કે, કીર્તિદા ઉદાસ રહ્યા કરે છે, તો તમે તેને કાંઈ કહ્યું તો નથી ને?"

"નહિ રે!" કિરીટ ચમકીને બોલ્યો: "નહિ, કશું જ નહિ. જે મેં તમને અત્યારે કહ્યું તે જ મેં તેમને એક વાર સુરતમાં પણ કહ્યું હતું. હું તુરત નિર્ણય કરી શકતો નથી તેનો અર્થ તમે એવો ન કરશો કે લગ્નના બજારમાં સોદો કરવાને મારે હવે વધુ 'માલ' જોવો છે! મને આ પસંદગીની પદ્ધતિ જ હૃદયવિદારક લાગે છે. સાચું કહો તો આવો લાંબો નિકટનો પરિચય જરૂરી હોય એ માટે પણ મને શંકા છે."

"એમાં શું ખોટું?" જયાએ પૂછયું: "તમે કાંઈક જૂના મતના લાગો છો. લગ્ન પૂર્વેની પરસ્પરની ઓળખાણ શું જરૂરી નથી?"

"ઓળખાણ માટેનો પરિચય મર્યાદિત હોવો જોઇએ. પણ એ વાત જવા દો. મને તો તમારી સાથેના આટલા પરિચયથી ખૂબ જ આનંદ થાય છે, અને ભાભી ને દાદાને એ બધી વાત કહીશ ત્યારે તેમને પણ આનંદ થશે."

"તમે અહીં ઘણા દિવસ રહ્યા, એ વાત તેમને કદાચ પસંદ

નહિ પડે."

"એમ જ લાગે છે. આજે ભાભીના પત્રમાં એ વિષેનો ઈશારો છે."

"ભલે; પણ તમે અત્યારે જશો, તો ફરી પાછા ક્યારે આવશો એ કહો."

કિરીટ હસ્યો અને ક્ષણભર મૂગો રહીને બોલ્યોઃ "આ તમે કેવું પૂછો છો? તમે મોટાં છો, હું તમને એ જવાબ કેવી રીતે આપું?...ચાલો, જવાબ આપું! દાદા પરવાનગી આપશે એટલે આવીશ."

જયવતી હસતી હસતી બહાર ચાલી ગઈ. તેણે જોયું કે કિરીટના ખંડની પરશાળમાં પડતી બારી પાસે કીર્તિદા ગુપચુપ ઊભી હતી. કિરીટ અને પોતાની વચ્ચે થએલી વાતો કીર્તિદા ત્યાં ઊભી ઊભી સાંભળતી હશે એ પણ તેણે જોયું અને જાણ્યું; પણ એક બાજુએ બહેનને બહાર આવેલી જોતાં કીર્તિદા ત્યાંથી ખસી ગઈ અને જયવતી પણ એ જોયું–અણજોયું કરીને બીજી બાજુએ ચાલી ગઈ.

ત્યારપછી કિરીટને વાતાવરણ પ્રસન્નતાભર્યું દેખાવા લાગ્યું. એ વાતાવરણમાં થતાં ભરતી–ઓટનું કેંદ્ર પોતે અને કીર્તિદા જ હતાં એ તે જાણતો હતો. શનિવારે પાછા સતીશચંદ્ર આવ્યા અને સુગીતાને સાથે તેડતા આવ્યા; તેથી વાતાવરણ વધારે ખુશનુમા બન્યું અને શનિ-રવિના દિવસો ખૂબ આનંદમાં ગયા.

સોમવારે સતીશચંદ્ર અને સુગીતાની સાથે તે પાછો સુરત જવા નીકળ્યો. તેને હવે ઘર તરફ પાછા ફરવાની સતીશચંદ્રે પરવાનગી આપી હતી, પણ તે પહેલાં સુરત એક દિવસ રોકાવાની શરત કરી હતી.

કિરીટ પોતાનાં કપડાંની બેગ સાથે મોટરમાં બેસવા જતો

હતો, ત્યાં તેને જયવતીએ પોતાની પાસે બોલાવ્યો અને આસપાસ કોઇ ઊભું નથી એવી ખાત્રી કરી લીધા પછી તેના હાથમાં એક બંધ પરબીડીઉં મૂકી કહ્યું: "પત્ર ઉપર જેનું સીરનામુ છે, તેને એ હાથોહાથ પહોંચાડજો. બીજા કોઇને કાંઈ કહેશો નહિ. તસ્દી માફ કરજો."

કિરીટે સીરનામું વાંચ્યું અને પત્ર ગજવામાં મૂકતાં ઊંચું જોયું. જયા ચાલી ગઈ હતી. કિરીટ મોટર તરફ ચાલ્યો.

મોટરમાં બેસતાં તેણે બંગલા તરફ દૃષ્ટિ કરી. તેણે આશા રાખી હતી કે બે આંખો પોતાને જોઈ રહી હશે; તે આંખોમાં કાંતો આંસુ હશે અને કાંતો ઉત્સુકતા હશે; પણ તેને તેવું કશું જોવા મળ્યું નહિ. તેણે ત્રણ–ચાર વાર દૃષ્ટિપાત કર્યો પણ કીર્તિદાનું છેલ્લું દર્શન તે કરી શક્યો નહિ.



## પ્રકરણ ૨૬

## સુરતમાંથી વિદાય

સુરતમાં પાછા ફર્યા પછી કિરીટને ખબર પડી કે સુગીતાએ લલિત કલાના શિક્ષણમાં એક ડગલું આગળ ભરવા માંડ્યું હતું. તેણે નૃત્ય શીખવાનો પ્રારંભ કર્યો હતો અને સતીશચંદ્રે તે માટે એક શિક્ષક રોક્યો હતો. સંગીતશિક્ષણ અને નૃત્યશિક્ષણ બેઉ સાથે ચાલતાં હતાં, પરન્તુ અઠવાડિયામાં ચાર દિવસ સંગીત અને ત્રણ દિવસ નૃત્ય એવો ક્રમ ગોઠવ્યો હતો. વાદ્યના તાલ-સ્વરની પિછાણને લીધે નૃત્યમાં સુગીતા થોડા દિવસમાં પણ કેટલીક પ્રગતિ કરી શકી હતી.

કિરીટે આવીને બીજે દિવસે સ્હવારમાં જ સુગીતાને અપાતું નૃત્યનું શિક્ષણ જોયું. શિક્ષક નરઘાં લઇને બેઠો હતો. સુગીતાએ ટુંકો ચણિયો પહેર્યો હતો અને પગે ઘુઘરા બાંધ્યા હતા. શિક્ષક નરઘાં બજાવતો અને સુગીતા તેના તાલ સાથે પગને ગતિમાન કરતી. શિક્ષક સુગીતાના પગ ઉપર એક સરખી નજર ખોડીને જોઈ રહેતો અને ભૂલ થતાં પગની ગતિને ફરી ફરી તાલબદ્ધ કરવાની સૂચના કરતો. હજી પગના તાલનું જ શિક્ષણ ચાલતું હતું. શરીરના બીજા અવયવોની તાલબદ્ધ ગતિનું શિક્ષણ ધીરે ધીરે આગળ વધશે, એમ શિક્ષકના કહેવાથી કિરીટે

જાણ્યું. પગની ગતિ, ઘુઘરાનો રણકાર અને નરઘાંની થાપ ત્રણેનો જ્યારે સંવાદ જામતો ત્યારે તેમાંથી રેલાતી મધુરિમા આહ્લાદક બનતી કિરીટે અનુભવી.

થોડી વાર એ જોઈને તે ખંડની બહાર નીકળ્યો, ત્યાં તેણે દ્વારની બહાર સુભદ્રાને એકલી ઊભેલી જોઈ. તેણે પૂછ્યું: "કેમ માજી, અહીં ઊભાં છો?"

"અમસ્થી જ. તમે આ નૃત્યનું શિક્ષણ જોયું? તમને તે ગમ્યું?" સુભદ્રાએ પ્રશ્નો કર્યા.

"નૃત્ય જેવી લલિત કલાનું દર્શન કોને ન ગમે? શિક્ષક પણ પોતાના કામમાં હોશિયાર લાગે છે."

વાતો કરતાં સુભદ્રા અને કિરીટ કિરીટના ખંડ ભણી ચાલ્યાં, અને અંદર જઈ બેઠાં. કિરીટને લાગ્યું કે સુભદ્રાના વદન ઉપર અણગમાની છાપ હતી. તેણે પૂછ્યું: "તમને એ નથી ગમતું?"

"ના! પણ તમારા વકીલ સાહેબને ગમે એટલે પછી મને ન ગમતું હોય તે શા કામનું?"

"કેમ નથી ગમતું?" કિરીટે સ્મિત કરીને પૂછ્યું: "તમે ય નાનાં હશો, ત્યારે ગરબે ઘૂમ્યાં હશો ને?"

"હા, પણ ગરબે ઘૂમતાં અમને તેટલો વખત આનંદ માત્ર મળતો. અમારે મન એ કલા નહોતી." સુભદ્રાએ કહ્યું.

"અને હવે એ કલાનું સ્વરૂપ લે એ તો એક પ્રકારની પ્રગતિ છે; એમાં ખોટું શું?"

"ગરબામાં ય કલા છે, પણ અમારા વખતમાં કલાભાવના નહોતી. ગરબે ઘૂમતાં કોઈને માતાજીની ભક્તિ કરવાનો, કોઈને અંગોપાંગની સ્ફૂર્તિ મેળવવવાનો અને કોઈને ઘૂમવા-ગાવાનો આનંદ મળતો પણ તેમાં કલાની ભાવના નહોતી, એટલે અમારી એ કલા કોઈ જૂએ અને તેની પ્રશંસા કરે એવી

અમને ઇચ્છા થતી નહિ. અમે અમારી મેળે આનંદ માણીને વીખરાઈ જતાં. પણ હવે કલાભાવના આવી છે, અને ભોક્તા વિના કલા નાસીપાસ થાય છે, એટલે પ્રદર્શન એ આવી કલાનો હેતુ થઈ પડ્યો છે, તેથી જ મને એ કલા ગમતી નથી." સુભદ્રાએ પોતાના મંતવ્યની સમજ પાડી.

કિરીટે જરા વિચારીને પૂછ્યું: "એ કલાભાવના શું ખોટી છે? યુરોપમાં નૃત્યકલા પ્રત્યેક સ્ત્રીપુરુષના જીવનમાં મહત્ત્વનું સ્થાન ધરાવે છે."

"હા, પ્રત્યેક સ્ત્રીપુરુષના જીવનમાં નૃત્યનું સ્થાન છે, પણ એકલી સ્ત્રીના જીવનમાં નહિ. વકીલ તો તેથી આગળ વધીને કહે છે કે નૃત્યકલા સ્ત્રીઓ માટે વ્યાયામનું સુંદર સાધન છે, તમે એટલું કહેવાનું વિસરી ગયા!"

"નૃત્યથી વ્યાયામ મળે છે એ ખરું, પણ વ્યાયામ માટે જ નૃત્ય છે એમ તો હું નથી માનતો. પણ નૃત્યથી જે સંવાદ-સાધનાનું મનુષ્યને શિક્ષણ મળે છે, તે સંવાદિતાની સૂક્ષ્મ અસર મનુષ્યના જીવનકાર્યમાં ય થતી હશે એમ મને લાગે છે."

"તો તમે પણ નૃત્ય શીખવાના ને?" સુભદ્રાએ હસીને પૂછ્યું.

કિરીટે કશો જવાબ ન આપ્યો.

"સ્ત્રીઓ નૃત્યકલા શીખે એ તમને ગમે છે, પુરુષો એ કલા શીખતા નથી–શીખવાનો વિચાર પણ કરતા નથી, એ સ્થિતિનો મર્મ તમે સમજો છો? યુરોપમાં સ્ત્રી–પુરુષ બેઉ નૃત્ય શીખે છે, સાથે નાચી નૃત્યનો આનંદ અનુભવે છે અને એ નૃત્યની પ્રશંસા બીજા કરે છે કે નહિ તે જાણવાની કશી અધીરાઈ તેમને હોતી નથી. ત્યારે આપણે ત્યાં છોકરીઓ જાહેર મેલાવડાઓમાં અને સ્ટેજ ઉપર નૃત્યના પ્રયોગો કરે છે કે નૃત્ય સાથે ગરબા ગાય છે અને પ્રેક્ષકોની પ્રશંસાની અપેક્ષા રાખે છે. તેમના

પોતાના આનંદ માટે એ પ્રયોગો થતા નથી, પ્રેક્ષકોના આનંદ માટે થાય છે, એટલે મને તે બહુ હીણું લાગે છે, કિરીટલાલ!"

"તમારું કહેવું એમ છે કે યુરોપનું આપણે અનુકરણ કરતા જઇએ છીએ, પણ તે અધૂરું."

"અધૂરું તો છે જ, પણ તે વિકૃત અનુકરણ છે. એમનાં નૃત્યો અને આપણી છોકરીઓનાં–સ્ત્રીઓનાં નૃત્યોના હેતુ વચ્ચે જમીન–આસમાન જેટલું અંતર છે."

"અને આપણા પુરુષો પણ સ્ત્રીઓની સાથે જ નાચવાનું પસંદ કરે તો?"

"તો મને આટલું હીણું ન લાગે; પણ એ દિશામાં આપણે ગતિ કરીએ છીએ એમ તમે કહી શકશો?"

"ના. આપણે તો સ્ત્રીવર્ગની નૃત્યકલાનું દર્શન કરીને રાચતાં જ શીખ્યા છીએ, એ ખરું."

"અને કિરીટલાલ! છોકરીઓ ભલે લલિત કલાઓ શીખે, પણ જે કલા શીખે તે તેને પરિણીત જીવનમાં કાંઈક ઉપયોગી થતી હોય, કાંઈક એ કલાનો પરિચય તે રાખી શકતી હોય, તેને તેમાંથી આનંદ કે આશ્વાસન મળ્યા કરતું હોય, તોએ ઠીક; પણ આપણા હિંદુ સંસારમાં એ કલાઓનું સાર્થક્ય થાય એવું સ્ત્રીજીવન તમે કેટલેક સ્થળે જોયું છે?"

"બહુ જ ઓછું."

"અરે, મેં તો બિલકુલ જોયું નથી. સંગીત, વાદ્ય, નૃત્ય શીખેલી તો શું, પણ સારી પેઠે ભણેલી છોકરીઓ પરણે છે અને સાસરે જાય છે, ત્યારે તેમની મને દયા આવે છે! બિચારી કુંવારિકાઓ હરણીની પેઠે ગાતી–કૂદતી અને ભણીને આનંદ કરી રહી હોય છે, તે સાસરે જતાંની સાથે જ જાણે પછડાઈને ભોંયે પડતી હોય એવું મને લાગે છે. ભણેલા–ગણેલા પતિઓ પણ

તેમના ઉછળતા ભાવોને સમજીને પોષતા નથી. એટલે પછી છોકરીઓનાં ભણતર, તેમનાં સંગીત, તેમનાં વાદ્યવાદન, તેમનાં નાચવાં-કૂદવાં, એ બધાં ય કરમાવા લાગે છે. નિશાળોમાં ભણતાં હોય ત્યારે પહેલા-બીજા નંબરનું ઇનામ લઈને આનંદથી ફરતી છોકરીઓ પરણ્યા પછી પતિના રમકડા તરીકે તેની સાથે થોડો વખત હરે ફરે છે, પછી એકાદ બચ્ચું તેડીને ઘરમાં ઘૂમ્યા કરે છે, અને તે વખતે તો તેમની બધી કલાઓ કે તેમનાં ભણતર જાણે સાતમે પાતાળે પેસી ગયાં હોય એવું જ મને લાગે છે અને ત્યારે મારી આંખોમાં આંસુ આવી જાય છે."

એ કરુણ અને સત્યસ્થિતિદર્શક ચિત્રે કિરીટના મન ઉપર પણ અસર કરી. ક્ષણભર તેને એમ પણ લાગ્યું કે પરિણીત જીવનને અનુકૂળ આવે એવું જ કૌમાર જીવન છોકરીઓ માટે ગોઠવવું જોઇએ, પછી ભલે તેમાં ભણતરને કે કલાશિક્ષણને ઓછું સ્થાન હોય.

"કિરીટલાલ! હું મેટ્રિક સુધી ભણી હતી તે તમે જાણો છો?"

"હા."

"આ પચાસ વર્ષની બાયડીમાં તમને એ ભણતરનો છાંટો ય દેખાયો છે કોઇ વાર?" સુભદ્રાએ હસીને પૂછ્યું.

"ભણતર કરતાં ય ભણતરે સંસ્કારેલા મનનો વિશાળ અનુભવ અને તારતમ્યબુદ્ધિ હું વધુ જોઈ શકું છું."

"તમે મને સારું લગાડવા બોલતા હો એમ લાગે છે. હશે, એ ગમે તેમ હોય. પણ તમે મને જૂના વિચારની માનો છો કે નહિ તે કહો."

"દરેક નવીન વિચારને આંખો મીંચીને અપનાવવો એ જ નવીનતા હોય તો તમે જૂના વિચારનાં કહેવાઓ; પણ મને તેમ નથી લાગતું. નવીનતાને પરિસ્થિતિને અનુકૂળ રીતે અપનાવવાની

સાવધાનતા તમારામાં વિશેષ છે."

સુભદ્રા ફરીથી હસી. તે બોલી: "પણ વકીલ સાહેબ મને જૂના વિચારની કહે છે તે કદાચ તમે નહિ જાણતા હો. સુગીતાને નૃત્ય શીખવાય છે અને એ તેમની અપ-ટુ-ડેટ નવીનતા છે. હું કહું છું કે એ તમારી નવીનતા નથી. તમે સુગીતાને લગ્ન માટે વધુ આકર્ષક બનાવવા મથો છો. એ આકર્ષણથી તેને સારામાં સારો વર મળશે એમ તમે માનો છો. આજના જુવાનોને જે જે ગમે તે તે બધું ય છોકરીઓમાં ઠાંસી ઠાંસીને ભરવું એ આકર્ષણ માટેની સજાવટ ન કહેવાય ?"

કિરીટે સ્મિત કરીને પૂછ્યું: "તમે વકીલ સાહેબને અન્યાય તો નથી કરતાં ?"

"તમને અન્યાય લાગશે પણ હું તેમને જેટલા ઓળખું છું, તેટલા કાંઈ તમે થોડા જ ઓળખો છો ? ઠીક ચાલો, તમારા આટલા પરિચયથી અમને ખૂબ આનંદ થયો. હવે ફરીથી તમે ક્યારે આવવાના ?" એમ કહેતી સુભદ્રા ઉઠી.

"એ વાત મેં વકીલ સાહેબને કહી છે."

"ભલે; પણ કાગળ તો લખશો ને ?"

"શામાટે નહિ લખું ? તમારી મમતા કાંઈ સહેજમાં ભૂલી જવાય તેવી નથી."

સુભદ્રા અને કિરીટ છૂટાં પડયાં કે તુરત સતીશચંદ્ર આવ્યો. સુભદ્રાએ તેની પાસે જઇને કિરીટના મનોભાવની પૃચ્છા કરી.

સતીશચંદ્રે કિરીટ સાથે ડ્રુમસમાં થએલી વાતચીતનો મર્મ તેને કહ્યો. "કીર્તિદા તેમને પસંદ છે એટલે એ જ નક્કી થઈ જશે; પણ હમણાં તે વેવીશાળ કરવાની ના કહે છે. તેમનાં વડીલોની સંમતિ જોઇએ, અને તે લઈને તે ફરીથી પાછા અહીં આવશે. તે હવે બીજી કન્યાઓ જોવાના જ નથી એમ તેમણે મને કહી

દીધું છે. ખૂબ સમજુ અને લાયક જુવાન છે. કુબેર પણ તેમનાં વખાણ કરતો'તો."

સુભદ્રા એ વાત સાંભળીને સંતોષ સાથે નીચે ઊતરી. સુભદ્રા અને સતીશચંદ્રની પોતા પ્રત્યે કેવી મમતા બંધાઈ હતી, તે તેણે ઘરમાંથી સ્ટેશન તરફ વિદાય થતી વખતે જોઈ.

પરદેશ જતા પુત્રને ઘેરથી વિદાય થતો જોતાં માતાની આંખો આંસુથી છલકાય, તેવી આંખો તેણે સુભદ્રાની જોઈ. સતીશચંદ્ર તેને સ્ટેશન સુધી મૂકવા આવ્યા ત્યારે તેમને પણ કિરીટના આટલા દિવસના સુખદ પરિચયનો અંત આવવાથી ખિન્નતા થતી હોય એમ તેને તેમના વદન પરથી લાગ્યું.

ગાડી ચાલવા લાગી અને કિરીટ એકલો પડ્યો ત્યારે એ પરિચય અને મમતાનાં બંધન છૂટતાં તેના ચિત્તને કાંઈક આરામનો અનુભવ થયો, અને સુરતમાંના વસવાટ દરમ્યાન થએલાં વિધવિધ સંવેદનોને તેની સ્મૃતિ તાજાં કરવા લાગી.



## પ્રકરણ ૨૭

## જગતની માનસિક લઘુતા

કિરીટ ઘેર પહોંચતાં યમુનાએ તેને પહેલો એ જ પ્રશ્ન પૂછ્યો કે "અહો કિરીટભાઈ! તમે તો કન્યા જોવા ગયા હતા કે સાસરામાં મહાલવા ગયા હતા?"

કિરીટે માત્ર મૌન સ્મિત કરીને જ જવાબ વાળ્યો.

"વીરમગામમાં તો ઠીક, ત્યાં તમારું મોસાળ હતું, પરન્તુ સુરતમાં ય પારકે ઘેર આટલા બધા દિવસ તમારાથી રહેવાય? યાતમાં જેઓ જાણે છે કે તમે સતીશચંદ્ર વકીલને ત્યાં ગયા હતા, તેઓ તો કાંઈ કાંઇ વાતો કરે છે!"

"કરવા દો, લોકોને વાતો કર્યા સિવાય બીજો શો ધંધો છે?"

"અને આ કપડાં ક્યાંથી? આ તમારાં કપડાં ન હોય."

"નવાં સીવડાવ્યાં."

"કેમ? તમારાં કપડાં ક્યાં ગયાં?"

"મામાનો કાંઇ પત્ર નથી આવ્યો?"

"હજી ગઈ કાલે જ આવ્યો છે, પણ મેં ફોડ્યો નથી. કેમ કાંઈ છે?"

"ઘણું ય છે." કિરીટે મામાનો પત્ર ફોડ્યો અને વાંચ્યો. તેમાં મામાના ક્રોધની આગના ભભુકા હતા. રીસે બળેલા મામાએ

આટલા દિવસ પત્ર ન લખ્યો પણ છેવટે ન રહેવાયાથી કિરીટને પત્ર લખ્યો હતો, અને પોતાને કહ્યા વિના તે ચાલ્યો ગયો, ન્યાતમાં પોતાને નીચાજોણું પેદા કર્યું, કશાય જવાબ વિના કન્યાઓનાં માબાપોને ટળવળતાં રાખ્યાં, એ બધા માટે તેમાં આકરા ઠપકાના શબ્દો હતા.

કિરીટે મામાના એ ગુસ્સાને હાસ્યમાં ઊડાવી દીધો 'અને ભાભીને બધી વીગતવાર વાત કહી. યમુના પણ તે સાંભળીને સ્તબ્ધ બની ગઈ. કપડાંની બૅગ વીરમગામમાં જ કેમ રહી અને નવાં કપડાં કેમ સીવડાવવા પડચાં એ બધું યમુનાને હવે સમજાયું. મામાના દુરાગ્રહ સામે પોતે લીધેલું વલણ વાજબી હતું તે કિરીટ ભાભીને સમજાવી શકયો, પણ હવે મામા કોઇ વાર પોતાને આંગણે પગ મૂકશે નહિ એ વાત યમુનાને સાલવા લાગી.

"પણ ભાભી! મામાને આપણું આગણું ન તજવું પડે તેટલા માટે મારે મામા કહે તે જ કન્યાને પરણવું એમ તમે કહો છો ?"

"એમ તો હું નથી કહેતી, પણ મામા આપણને ખોટી ભલામણ કરે એવુંએ કેમ મનાય ?"

"પોતાના મનથી મામાની ભલામણ સર્વોત્તમ હશે, પણ મારે મન તે સર્વોત્તમ ન હોય તો મારે શું કરવું ?"

"હશે, ચાલો જે થયું તે ખરું; પણ બોલો હવે તમે નક્કી શું કર્યું ?"

"કશું જ નહિ."

"એમ કેમ ?"

"તમને અને દાદાને મારે પૂછવું તો જોઇએ કે નહિ ?"

"તમે પૂછો, શું પૂછો છો ?"

"એમ નહિ, પૂછવાનો વખત આવશે ત્યારે પૂછીશ."

એટલામાં કોઈએ આવીને બહારથી પૂછ્યું: "કિરીટભાઈ આવ્યા છે ?"

કિરીટ તુરત બહાર આવ્યો. "આવો, જગતપ્રસાદ, આવો."

ભાભી સાથેની વાતચીત પડતી મૂકીને કિરીટ જગતને મેડા પર પોતાના બેઠકના ખંડમાં લઈ ગયો. બેસતાં વાંત જગતે કહ્યું: "કેમ, સુરત જઈ વકીલને ત્યાં કાંઈ ખૂબ મહાલી આવ્યા ?"

આ પ્રશ્નથી કિરીટને ચીડ તો ચડી, પણ તે એ પ્રશ્નને ગળી ગયો. તેણે કહ્યું: "તમારું પ્રકરણ મેં છાપામાં વાંચ્યું હતું."

"વાંચ્યું જ હશે; અને વકીલે છપાવેલી પેલી જાહેરખબર પણ વાંચી હશે."

"હા, પણ તમારે એ વાત હવે દાટી દેવી જોઇએ. થવાનું હતું તે થઇ ગયું, સંબંધ તૂટી ગયો; હવે જે માર્ગે જવું નહિ, તેનું નામ પણ તમારે શાને સંભારવું ?"

"સાંભરે એવું જ એણે કર્યું છે. હજી બાકી રહ્યું છે એટલે વકીલ એની છોકરીને નાતરે દેવાનો છે."

"એ વાત હવે જવા દો." જગતની વાણીની કઠોરતાથી અકળાતાં કિરીટે કહ્યું: "કહો, શું કામ છે ?"

"મારું પોતાનું કામ તો કશું નથી, પણ હું તમને ચેતાવવા આવ્યો છું. વકીલનું આખું ઘર વંઠેલું છે, માટે જોજો ભુલાવો ખાઈ ન જતા ! એની એકકે છોકરી તમારું ઘર માંડે એવી નથી."

"એ તો હું જોઇશ, પણ તમારું ઘર કેમ ભાંગ્યું એ તો કહો."

"વકીલે જ અમારું ઘર ભંગાવ્યું છે."

"નહિ તો ન ભાંગત ?"

"ના."

"તમે જયવતી ઉપર જુલમ કરતા હતા એ વાત ખોટી

નો નથી જ. આખી ન્યાત એમ કહે છે.”

“તમે જુલમ કોને કહો છો? બૈરી કહ્યું ન માને તો તેને કહેવાનો કે હાથ ઉપાડવાનો પણ ધણીને હક્ક નહિ? હું હજી એટલો બાયલો નથી થઈ ગયો, સમજ્યાને? ઘરકામ ન કરે, રાત દહાડો ચોપડીઓ વાંચ્યા કરે, અરે અંગ્રેજી છાપાં મંગાવી મંગાવીને વાંચે! કિરીટભાઈ! અમારા ઘરમાં તો ચાલે પણ બીજા કોઈના ઘરમાં ન ચાલે. ના કહેવા છતાં માને નહિ, ચોરી છૂપી કરે, અરે કોઈ કોઈ વાર તો કહે કે મારું ભણતર કટાઈ ન જાય માટે મને ભણવાની વ્યવસ્થા કરી આપો!”

કિરીટે સ્મિત કરીને કહ્યુંઃ “ભણતર એ ખરાબ વસ્તુ તો નથી.”

“પણ ભણીને ક્યાં નોકરી કરવા જવું છે? હું ભણ્યો તેથી ય વધારે એને ભણવું છે! અંગ્રેજી છાપાં વાંચવાં છે! હું જૂના મતનો તો નથી, પણ બૈરાંના ભણતરને ય હદ હોવી જોઈએ ને?”

“એની હદ કઈ?”

“માફકસર ભણવું એ ઠીક, વધુની શી જરૂર?”

“પણ નુકસાન શું?”

“એ નુકસાન મેં જોયું છે. ભણતરમાં ધ્યાન હોય તે બૈરું ધણીને માટે નકામા જેવું બની જાય છે. સ્ત્રીઓને માટે ચોપડીઓની બહુ દોસ્તી સારી નહિ. તે એ ધૂનમાં ને ધૂનમાં ધણીને ભૂલી જાય છે એવું મેં ઘણી વાર જોયું, એટલે સાચું કહું છું કે મેં હાથ ઉપાડ્યો હતો. પણ તે પહેલાં તેને સમજાવવાના બીજા પ્રયોગો કર્યા હતા.”

“એ પ્રયોગો પણ જુલમના જ હતા. તમે તેને એક રાત ને દિવસ ઓરડામાં પૂરી રાખી હતી, ખરું કે નહિ?”

“ખરું, પણ તેને ચોપડીઓના થોકડા સાથે પૂરી હતી અને

કહ્યું હતું કે લે વાંચ પુસ્તકો, તેથી તારું પેટ ભરાઈ જાય છે કે નહિ તે કહેજે."

"પુસ્તકો તરફ તમને આટલો અણગમો કેમ છે?"

"અણગમો નથી, હું ય પુસ્તકો વાંચું છું, પણ ફુરસદે અને માફકસર. આપણે ધંધો કરવાનો રહ્યો એટલે કેટલીક ફુરસદ મળે? અને એને તો માત્ર રાંધી ખાવાનું જ રહ્યું. ચાકરડી બીજું ઘરકામ કરે એટલે બાઈસાહેબ વાંચ્યાં જ કરે. મારી બા બિચારાં માંદાં રહે છે, તેમના પગ પણ એ ન દાબે; એ કામ તો જાણે ચાકરડીનું જ! કિરીટલાલ, બૈરાંને બહુ ભણતર સદતું નથી. એથી તેનામાં ગુમાન આવી જાય છે, અને અંગ્રેજીનું ભણતર તો એવું છે કે સ્ત્રીને ધણીનો ય ધણી બનાવી દે છે."

"ચાલો, હવે તો ધણીની ધણિયાણી થાય એવું જ કોઈ બૈરું તમારે શોધી લેવાનું રહ્યું."

"હા, ઘણાં ય કહેણ આવે છે, પણ હમણાં મારો વિચાર નથી. પણ બોલો, વકીલના ઘરના બીજા શા સમાચાર છે?"

"શાના સમાચાર પૂછો છો?"

"પેલી બે છોકરીઓ શું કરે છે? પેલી કીર્તિદા અને સુગીતા."

"ભણે છે અને મજાહ કરે છે."

"હા, ભણતી તો હશે જ; પણ કેટલા ભમરા તેમની આસપાસ ભમે છે, તેની કાંઇ ખબર છે?"

"ના."

"અરે મારા સાહેબ! આટલા દિવસ રહી આવ્યા અને તેટલું ય જાણતા નથી.? મહિને એકાદ–બે ભમરા તો વકીલને ત્યાં હોય જ છે."

કિરીટને લાગ્યું કે જગત હવે વકીલની નિંદા કરવાનો જ ધંધો લઈ બેઠો જણાય છે, એટલે એ વાત ભુલાવીને તેણે

પૂછ્યું: "તમારો કેસ ઊભો થયો તેમાં તમને વાંક કોનો લાગ્યો? જયવતીનો કે વકીલનો?"

"વકીલનો જ. પેલીને તો અમારું રીયાસતભર્યું ઘર છોડવું શાનું ગમે?"

"ત્યારે જયા તો તમને અનુકૂળ થવાનો સંભવ હતો એમ તમે માનો છો ખરા."

"હું તેને જરૂર ઠેકાણે લાવી દેત. મારા ચમત્કારને નમસ્કાર કર્યે જ એનો છૂટકો હતો."

"ઠીક!" કહેતો કિરીટ ઊઠ્યો અને કોટના ખિસ્સામાંથી એક બંધ પત્ર કાઢીને તેણે જગતના હાથમાં મૂકી કહ્યું: "તમને હાથોહાથ આપવા જયવતીએ આ પત્ર મને આપ્યો છે."

"ખરેખર?" જગત ચમક્યો અને તુરત પત્ર લઇને ફોડી વાંચવા લાગ્યો.

પત્ર વાંચી ગયા પછી મ્હોં મલકાવીને જગતે ટીકા કરી: "આનું નામ રાંડ્યા પછીનું ડહાપણ!"

"શું લખ્યું છે? હરકત ન હોય તો મને કહો."

"હવે પસ્તાય છે! અભિમાન ઓગળી ગયું છે! પણ હવે શું વળે? હવે તો કોઈ ભિખારી મળશે ભિખારી!"

કિરીટને જગતના સ્વભાવની પિછાણ તેની સાથેની આટલી વાતચીતથી જેટલા પ્રમાણમાં થઈ હતી, તેટલા પ્રમાણમાં પહેલાં થઈ નહોતી. માનસિક લઘુતાની આશંકાના દર્દથી તે પિડાતો હતો! જયાનું ભણતર અને તેનો વિદ્યાવ્યાસંગ જગતની પોતાની લઘુતાનું સૂચન કરતો હતો, તેમાંથી ઈર્ષ્યા જન્મી હતી અને એ ઇર્ષ્યાને સંતોષવાને જયા પ્રત્યે તે પશુ બન્યો હતો. એ પશુતાને જયા જે સ્વરૂપમાં ઓળખી શકી હતી તે સ્વરૂપમાં સતીશચંદ્ર ઓળખી શક્યા નહોતા.

કિરીટે કહ્યું: "જગતપ્રસાદ! તમે ગમે તેમ માનતા હો, પણ જયવતી ફરીથી નહિ પરણે."

"ભિખારીના ઘરમાં બેસવું હોય તો પરણે ને?"

"એ તમારી ભૂલ છે. ભિખારીને ધનવાન કરી શકે એટલી સતીશચંદ્રની શક્તિ છે અને તત્પરતા છે. પણ જયવતી જ ના કહે છે."

"એ તમને કોણે કહ્યું?"

"તેણે પોતે જ."

"તમને લાગે તે ખરું."

"અને તમને પણ આ પત્ર પરથી નથી લાગતું? તમે હવે તેના પતિ નથી, છતાં તેણે તમારા પર પત્ર કેમ લખ્યો?"

"શી ખબર!"

"ત્યારે એ ખબર તમે મેળવો, પછી વળી કોઈ વાર મળશો ત્યારે આપણે વાતો કરીશું."

"મારે તો એવી કશી ખબર મેળવવી નથી, અને હું કોને પૂછું?"

"કોઈને પૂછવાની જરૂર નથી. થોડા દિવસ તમારા મનને જ એ પૂછયા કરજો એટલે જવાબ મળી રહેશે."

"સા...રું." કહી જગત ઉઠયો.

તે જતો હતો ત્યારે કિરીટે કહ્યું: "થોડા દિવસ પછી કદાચ ફરીથી હું સુરત જઉં ખરો."

પણ જગત કશું બોલ્યા વિના ચાલ્યો ગયો.



## પ્રકરણ ૨૮

## કિરીટ કીર્તિદાના પત્રની રાહ જુએ છે

એક માસનાં બધાં સ્મરણો કિરીટના ચિત્તપ્રદેશમાં એકઠાં થયાં હતાં. જુદા જુદા વાતાવરણે એ સ્મરણોને એકત્ર જ કરી રાખ્યાં હતાં, તે હવે ઉકેલાવા લાગ્યાં હતાં.

સાબરમતી, ડાકોર, વીરમગામ અને સુરતમાં કિરીટે અનેક કન્યાઓ જોઈ હતી, અનેક માતા-પિતાઓને જોયાં હતાં, કન્યાઓના લગ્ન માટે તેમનો વિધવિધ પ્રકારનો તરફડાટ જોયો હતો, તેમની ઊંચીનીચી આકાંક્ષાઓ પણ અવલોકી હતી. કેવા હેતુઓ અને કેવી ભાવનાઓના મિશ્રણમાંથી લગ્નનો છોડ ઊગી નીકળે છે અને એવાં લગ્નોનો પાક લણવાની ઇચ્છાવાળાં દંપતી-ઓને કેવો જુગાર ખેલવો પડે છે તે તેના ચિત્તમાં સ્ફુટ થતું હતું.

"જુગાર ? હા, જુગારસ્તો ! લગ્ન એ બે ને બેના સરવાળા જેવો ચોખ્ખો ગણિતનો દાખલો નથી: માત્ર જુગારનો એક દાવ છે. તે સફળ નીવડવાનો જેટલો સંભવ છે તેટલો અફળ નીવડ-વાનો પણ સંભવ છે. છતાં લગ્ન જેને કરવું છે તેને એ દાવ ખેલ્યે જ છૂટકો છે ! તેની સરવાળા બાદબાકી જેવી ગણત્રી સાચી નીવડે અને ન પણ નીવડે; છતાં ડાહ્યો જુગારી ગણત્રી કરે, તેવી ગણત્રી કરીને દાવ ખેલવો જોઇએ એટલું ખરું. છતાં હારી જવાય તો ?"

કિરીટનું મનોમંથન અટક્યું. તેને "નથી રમતા" કહેનારો પ્રમોદ સાંભર્યો અને ગણુત્રી જ કર્યે જતો "સુશીલ" પણ સાંભર્યો. "કોહ્યું ત્યાંથી કાપી નાંખવા"નો સતીશચંદ્ર વકીલનો સિદ્ધાંત સાંભર્યો અને એક દાવમાં નિષ્ફળ નીવડતાં બીજો દાવ ખેલવા ઇચ્છતો જગત પણ સાંભર્યો

"પણ હવે મારે શું કરવું ?" કિરીટે એકાંત હોઇને સ્ફુટ ઉદ્ગાર કાઢ્યો, પણ તેને ખબર નહોતી કે યમુના દાદરમાં આવીને ઊભી હતી ! યમુનાએ તે ઉદ્ગાર સાંભળ્યો અને કહ્યું: "એહોહોહો ! શું કરવું તેની આટલી બધી મુંઝવણ શી ?"

"ભાભી, તમે આવ્યાં છો ?"

યમુના હસી પડી અને બોલી: "આટલી બધી કન્યાઓ જોઈ આવ્યા તો ય હજી પસંદગી નથી કરી શકતા ? ચાલો, દાદાજી બોલાવે છે."

"દાદા નીચે બેઠા છે ?"

"હા. રાવપુરાવાળા ચંદનદાસ શેઠ આવ્યા છે તે દાદા પાસે બેઠા છે. તમારી મુંઝવણ ઉકેલવાને જ આવ્યા છે."

"શું છે વળી ?"

"નીચે તો ચાલો, પછી બધું જાણશો."

કિરીટ ઊઠ્યો અને નીચે ગયો. કિરીટના દાદા ખડખું પાન જેવા હતા. અતિવૃદ્ધ અને જીવનથી કંટાળેલા જેવા દેખાતા હતા. ઘરનો કશો ભાર તેમને ઉપાડવો પડતો નહોતો, પરંતુ ઘરના વડીલ હોઈ કોઈ કાંઈ કામ માટે તેમની પાસે આવે તો તેને જવાબ આપવાની તેમને ફરજ પડતી.

ઓરડામાંની નેતરની આરામખુરશીમાં દાદા બેઠા હતા અને સામેની ખુરશીમાં ચંદનદાસ બેઠા હતા. કિરીટે આવીને ચંદનદાસને નમસ્કાર કર્યા, અને દાદાની બાજુમાં પડેલી ખુરશી પર

બેઠક લીધી.

"કિરીટ ! આ ચંદનદાસ શેઠ આવ્યા છે. તેમના દીકરાની દીકરી સરોજનું કહેણુ લઇને આવ્યા છે. સરોજ કોલેજમાં ભણે છે. બી. એ..."

"ના જી." ચંદનદાસે વચ્ચે કહ્યું: "સરોજ ઇન્ટરમાં ભણે છે."

"હા, હા, ઇન્ટરમાં ભણે છે; હું એમને ઓળખું છું. હું સીનિયરમાં હતો ત્યારે એ એફ. વાઈ. એ.માં હતાં."

"ત્યારે તો બીજું કશું કહેવાનું રહેતું નથી. તું બધું જાણે છે. સરોજને તેં જોઈ પણ હશે. મારા મનમાં એમ છે કે ગામમાં ને ગામમાં તું પરણે તો સારું." દાદાએ અભિપ્રાય આપ્યો.

આ વળી લગ્ન માટેની નવી સગવડની વાત કિરીટે સાંભળી.

ચંદનદાસે કહ્યું: "તમે સરોજને જોઈ છે એટલે ચિંતા નથી, છતાં તમારી ઇચ્છા હોય તો તમે એક વાર મારે ત્યાં ખુશીથી આવી જાઓ."

કિરીટનું મન ઉકળવા લાગ્યું. લગ્નના બજારમાં પોતા માટે એક નવીન કન્યા પસંદગી માટે આવીને ઊભી રહી હતી ! હજી કદાચ બીજી પણ કન્યાઓ આવશે ! શું એ બધી કન્યાઓને જોઈ જોઇને, તેમનો પરિચય કરી કરીને, તેમનાં રૂપ–ગુણ–ભણતરની તુલના કરીને, તેમની ધનિકતા–નિર્ધનતાની ગણત્રી ગણીને, તે ગામની-પરગામની છે તેની સગવડ–અગવડ ઉપર ધ્યાન આપીને એક ઉત્તમમાં ઉત્તમ કન્યાને ઉપાડી લઈ સોદો પૂરો કરવો, એ જ લગ્ન ? અને એ લગ્ન પણ શું જુગારનો દાવ નથી ?

"પણ હવે મારે શું કરવું ?" એ જ પ્રશ્ન પુનઃ કિરીટના મનમાં આવીને ઊભો રહ્યો. લગ્નની ઉમેદવાર કન્યાઓ તેની આસપાસના વાતાવરણને ક્ષુબ્ધ બનાવી રહી હતી. તેમાંથી છૂટવું હોય તો તેણે બહુ વિલંબ ન કરવો જોઇએ એમ કિરીટને લાગ્યું.

નવી-નવી કન્યાઓનું દર્શન અને પરિચય નવા-નવા તરંગો, નવા-નવા અભિલાષો, નવા-નવા સંકલ્પવિકલ્પો જન્માવે છે તેનો અંત કેવી રીતે આવે? લગ્નથી તેનો અંત આવશે? કિરીટને એ પ્રશ્નનો જવાબ પણ ન સૂઝયો. અનેક નર-ભ્રમરો પુષ્પે-પુષ્પે મધુ શોધતા ભટકે છે તે એ ક્યાં નહોતો જાણતો?

પરન્તુ અત્યારે છૂટવાનો માર્ગ તેણે શોધી કાઢયો અને ચંદનદાસને જવાબ આપ્યો: "સરોજને જોવા માટે તમારે ત્યાં આવવાની મને કાંઈ જરૂર નથી. પણ મારો નિશ્ચય થતાં હજી થોડી વાર થશે."

ચંદનદાસે કહ્યું: "કશી ફીકર નહિ. થોડા દિવસ પછી હું ફરીથી મળીશ." એમ કહી તે ઉઠયો.

"આવજો, પધારજો." કહી દાદાએ ચંદનદાસને વિદાય આપી.

કિરીટ અને દાદા એકલા પડયા એટલે દાદાએ કહ્યું: "કિરીટ, બેટા! હવે તો તારું ઘર બંધાય તો સારું. મને જીંદગીનો ભરોસો નથી, હું બેઠો છું ત્યાંસુધીમાં તારું લગ્ન થઈ જાય તો હું સંતોષથી મરું."

કિરીટ હસ્યો. લગ્ન કરી નાંખવાની ઉતાવળ માટેનું આ એક વિશેષ કારણ તેણે સાંભળ્યું. અલબત્ત, વૃદ્ધોની આંખો ઠારવા માટે ઘણાં લગ્નો ઉતાવળે થઈ જતાં હતાં તે તે જાણતો જ હતો.

તેણે કહ્યું: "દાદા, તમારે જરાએ અસંતોષ ન રાખવો. તમે નહિ હો, ત્યારે હું કુંવારો રહીશ અને મારું ઘર નહિ બંધાય, તેની તમને ચિંતા છે?"

"ના બેટા! એવી ચિંતા તો નથી. છતાં મનમાં એવું રહ્યા કરે છે કે મારો કિરીટ પરણે અને હું નજરે જોઉં તો સારું."

"તમે નજરે જુઓ, તેટલા માટે આવતી કાલે જ ક્યાંક પરણી લઉં, એવું તમે ઇચ્છો છો?"

"ના, એવુંય નહિ. તારું મન રાચે, તું સુખી થાય એવું તને લાગે, ત્યાંજ તું પરણે એવું ઇચ્છું છું: પણ હું જીવું ને તને પરણેલો જોઉં એ જ એક ઝંખના રહ્યા કરે છે. તું વીરમગામ જઈ આવ્યો, સુરત જઈ આવ્યો, ત્યાં કેમ છે?"

"બધેય ઠીક છે. મારા મનમાં હજી નિશ્ચય થયો નથી. કદાચ હું ફરીથી સુરત જઉં પણ ખરો."

"ઠી...ક." કહી દાદાએ વાત સંકેલી અને કિરીટ ઉઠીને પોતાની બેઠકમાં ગયો.

ત્યારપછી આઠેક દિવસ ગયા. ચંદનદાસે ફરીથી ઉઘરાણી કરી, પણ કિરીટનો હજી અનિશ્ચય જ રહ્યો હતો. યમુના વારે--વારે તેના દિલનો હાર્દ લેવા ઇચ્છતી પણ તે સફળ થતી નહિ. વીરમગામથી મામાનો એક પત્ર ફરીથી આવી ગયો અને કિરીટને ફરીથી વીરમગામ આવવા સૂચવ્યું, પણ કિરીટે પત્ર ગુસ્સાથી ફાડીને ફેંકી દીધો.

"કિરીટભાઈ! તમે નાની–મોટી જોતાં જોતાં કુંવારા જ રહેવા ઇચ્છો છો કે શું? ચંદનદાસ શેઠની સરોજ એટલું ભણી છે કે અહીંની ન્યાતમાં તો એટલું ભણેલી એકકે છોકરી કુંવારી નથી. તેય તમને નથી ગમતી?"

કિરીટ ગુસ્સે થઈ ગયો: "ભાભી! તમે માથું ન પકવશો. કઈ ગમે છે ને કઈ નથી ગમતી, તેનાં કારણો શાં, એ બધું મારે જોવાનું છે. મારી મરજી હશે તો હું કુંવારોય રહીશ."

યમુના ડઘાઇ ગઈ અને ચાલી ગઈ, અને દિવસો વહી જવા લાગ્યા. દિયર–ભોજાઇ બોલતાં ખરાં, પણ તે દિવસ પછીથી યમુનાએ કિરીટને લગ્ન સંબંધે એક પણ પ્રશ્ન પૂછ્યો નહિ.

તે દિવસ પછી પણ કિરીટ બ્હીડાયલો તો રહેતો જ. યમુના

તેનું કશું કારણ જાણતી નહોતી.

કિરીટની ગુંચવણ વધતી જતી હતી. તે કીર્તિદાના પત્રની રાહ જોઇ રહ્યો હતો. તેનો પત્ર આવે તો તે ફરીથી તેની પાસે જવા ઇચ્છતો હતો. પણ કીર્તિદાનો કે સતીશચંદ્રનો કશો પત્ર જ આવતો નહોતો! તે એક વાર ફરીથી સુરત જવાનું દાદાને અને યમુનાને કહી ચૂકયો હતો, પણ દિવસો જતા હતા અને સુરત જવાનો દરવાજો બંધ થતો હોવાની શંકા તેના ચિત્તમાં જન્મતી હતી.

એક વાર જગતપ્રસાદ આવીને પૂછી ગયો: "તમે કયારે સુરત જવાના છો?" તેને જવાબ આપતાં કિરીટને વસમું લાગ્યું હતું. તેણે એટલું જ કહ્યું: "હજી વાર થશે."

આ બાજુએ ચંદનદાસના આંટા-ફેરા વધી ગયા હતા અને કિરીટને જવાબ આપતાં મ્હોં છુપાવવાનું મન થતું હતું.

કીર્તિદાનું પ્રેમભર્યું નિમંત્રણ મળે એટલે તેની પાસે જવું અને તેને પરણવાનું વચન આપવું એ હવે તેણે પોતાના મનથી નક્કી કર્યું હતું. દાદા કે ભાભી એ માટે સંમતિ આપવા તૈયાર હતાં એમ તે તેમની પાસે સ્પષ્ટ વાત કર્યા સિવાય પણ માની ચૂકયો હતો. જુદી જુદી કન્યાઓની તુલના કરવી, તેમની દરેક પ્રકારની યોગ્યતાના માર્ક મૂકીને તેનો સરવાળો કરવો, જે સરવાળો મોટો થાય તે કન્યાને પાસ કરવી એ પદ્ધતિ તે જાણતો હતો; પણ કીર્તિદાના માર્ક એવી રીતે મૂકવા એ તેના પોતા પ્રતિના પ્રેમભાવનો તુચ્છકાર કરવા બરાબર નહોતું શું? જો માર્ક ન મૂકવા હોય તો બીજી ઉમેદવાર કન્યાઓને પણ જોવી જ જોઇએ. કિરીટ હવે તેમ કરવા તૈયાર નહોતો.

તેના અંતરાત્માએ પ્રશ્ન કર્યો: "કમળા શું યોગ્ય નહોતી?"

કિરીટ સ્તબ્ધ બની ગયો. કમળાનું મુગ્ધ અને ચંચળ વદન તેની સમીપે આવીને ઊભું. તેણે જવાબ આપ્યો: "કમળા, તું અયોગ્ય નથી. પણ...પણ મને સમજાતું નથી, હું કીર્તિદા તરફ કેમ આકર્ષાઉં છું."

અને હવે તે કીર્તિદાનો પત્ર નહિ આવવાથી રાહ જોઈને થાક્યો, એટલે તેણે પોતે જ કીર્તિદાને એક પ્રેમપત્ર લખી નાંખ્યો, અને પછી તેનો જવાબ મેળવવાની તે રાહ જોઇ રહ્યો.



## પ્રકરણ ૨૯

## પ્રમોદનાં મહેમાન

એક અઠવાડિયું રાહ જોઈ પણ કિરીટને કીર્તિદાનો જવાબ મળ્યો નહિ. તેણે બીજો પત્ર લખ્યો, અને દિવસો સુધી રાહ જોયા છતાં તેનો પણ જવાબ ન આવ્યો.

તેને કાંઈ કાંઈ સંકલ્પ-વિકલ્પ થવા લાગ્યા. કીર્તિદા પોતાની સાથે દગો રમી હતી? કિરીટ તે માનવા તૈયાર નહોતો. સતીશચંદ્રનું મન બદલાઈ ગયું હશે? એવું કશું જ બન્યું નહોતું. તો શું કીર્તિદાનો ઉમળકાભર્યો પ્રેમ એકાએક વિલાઈ ગયો? એમ કેમ બને? કિરીટ પાસેથી ત્યાં ને ત્યાં લગ્નનું વચન માંગનારી કીર્તિદા અને તેનો પિતા બદલાઈ ગયાં, તેનું કાંઈ પણ કારણ હોવું જોઈએ; પરન્તુ ભૂલવાના યત્નોથી જ ભૂલવાની વસ્તુ વધુ ને વધુ સ્મરણમાં ઉભરાયા કરે છે, એવો અનુભવ કોને હોતો નથી?

યમુના કે દાદા હવે કિરીટને કશું પૂછતાં નહિ, પરન્તુ તે મનમાં ને મનમાં ગુંચવાયા કરતો હતો. "સુરત ક્યારે જાઓ છો?" એવા જગતના પ્રશ્નો તેના મનમાં લજ્જા ઉત્પન્ન કરતા હતા. યમુનાના દરેક દૃષ્ટિપાતમાંથી તેને એ જ પ્રશ્ન ઉદ્‌ભવતો દેખાતો અને તે તેની સામે જોઈ શકતો નહિ.

થોડા દિવસ વડોદરા છોડી જવાય તો ઠીક એમ તેને લાગ્યું

અને તેણે મુંબઈ પ્રમોદ પાસે જવાનો વિચાર કર્યો. પ્રમોદને તેણે ડુમસથી પત્ર લખ્યો હતો, પણ તેનો જવાબ લખવાની પ્રમોદે દરકાર કરી નહોતી. પદ્માને બોલાવીને પાસે રાખવાનો પ્રમોદને ખાસ આગ્રહ કરવાનું મિષ પ્રમોદ પાસે જવા માટે કિરીટને પૂરતું લાગ્યું.

"ભાભી! મારે મુંબઈ પ્રમોદ પાસે જવું જોઇશે."

"કેમ? તમને તેમણે બોલાવ્યા છે?"

"બોલાવ્યો નથી, પણ મેં તેને પત્ર લખેલો તેનો તે કશો જવાબ લખતો નથી, અને પદ્માને તે ત્યાં બોલાવતો નથી; એટલે મારે તેની પાસે જઇને તેને સમજાવવો જોઈશે."

"ભલે જાઓ, કેટલા દિવસ થશે?"

"આઠવાડિયું બસ છે, પણ કાંઇ નક્કી નહિ. વધુ દિવસ પણ થાય. હું ત્યાંથી પત્ર લખીશ."

"ઠીક, પણ પછી સુરત જવાનું માંડી વાળ્યું?"

"અત્યારે તો માંડી વાળ્યું છે. પછી જોઈ લેવાશે."

યમુના આશ્ચર્ય પામી. આટલાં–આટલાં કહેણ હોવા છતાં કિરીટ કેમ ગોળ–ગોળ જવાબો આપે છે તે તેનાથી સમજાતું નહોતું. પણ તે તેને કશું પૂછી શકી નહિ. તેણે માત્ર "ઠી...ક" કહીને એ વાતચીત સમેટી લીધી.

રાત્રે ટ્રેનમાં બેસીને તે મુંબઇ જવા ઉપડ્યો. સુરતને સ્ટેશને તેણે ટ્રેનમાંથી ડોકું બહાર કાઢીને નજર કરી. શામાટે તેણે સ્ટેશનમાં દૃષ્ટિપાત કર્યો તેની કિરીટને ખબર નહોતી. તેણે સુરતને સ્ટેશને કીર્તિદાને કે સતીશચંદ્રને કાંઈ મળવા બોલાવ્યાં નહોતાં, એટલે તેઓ સ્ટેશને આવ્યાં પણ નહોતાં. તેઓ સ્ટેશનમાં નહિ જ હોય એવી કિરીટને ખાત્રી હતી, છતાં ય એ દૃષ્ટિપાત કરી જવાયો. તેનું ચિત્ત કોઇ એવા અકસ્માતની ઝંખના કરતું હતું કે

જેથી કદાચ કીર્તિદા સ્ટેશનમાં હોય, અને તેને મળવાનો યોગાનુયોગ બની જાય તો ઠીક. [અનુકૂળ અકસ્માતોની ઝંખના અને પ્રતિકૂળ અકસ્માતોની ભીતિ મનુષ્યના ચિત્તમાં વસ્યા કરતી જ હોય છે.] સોમાંથી નવ્વાણું વાર એવા અકસ્માતો થતા નથી, છતાં જે એક ટકો અકસ્માતનો સંભવ હોય છે, તેને ઉત્સુક કે ભયભીત ચિત્તમાં સ્થાન રહ્યા કરે છે.

પણ વહેલી સ્હવારમાં મુંબઇને સ્ટેશને જુદા જ પ્રકારનો અકસ્માત કિરીટે જોયો. તે સ્ટેશનની બહાર નીકળ્યો અને તેણે એ જ ટ્રેનમાંથી ઊતરીને ગાડીઓના સ્ટેન્ડ તરફ જતી પદ્માને એકાએક જોઈ!

"પદ્મા ભાભી!" કિરીટે ચમકીને જોરથી બૂમ મારી.

પદ્મા, હા તે પદ્મા જ હતી. કિરીટે તેને બરાબર ઓળખી હતી. પદ્માએ એ બૂમ સાંભળીને પાછું વાળીને જોયું. કિરીટ અને પદ્માની આંખો મળી. કિરીટની આંખો આનંદથી હસી ઉઠી. પદ્મા મુંબઇ આવી છે તો પ્રમોદે જ તેને બોલાવી હશે, પ્રમોદ તેને લેવા સામો આવ્યો હશે, જે કાર્ય માટે પોતે મુંબઈ આવ્યો હતો તે કાર્ય તો પોતે આવતાં પહેલાં જ થઈ ગયું છે–છેવટે પદ્માને પ્રમોદે ન્યાય આપી પોતાની પાસે બોલાવી છે, એવી અનુમાનપરંપરા તેને સંતોષ અને આનંદ ઉપજાવી રહી હતી.

પરન્તુ કિરીટને જોતાં જ પદ્માની આંખો હસી ઉઠવી જોઇતી હતી તે માત્ર આશ્ચર્યચકિત જ રહી. તે થોભી ખરી પણ પૂતળાની પેઠે જ ઊભી રહી.

એટલામાં કિરીટ તેની પાસે ગયો અને બોલ્યો: "પ્રમોદ ક્યાં? સ્ટેશન પર આવ્યો તો હશે જ."

"નથી આવ્યા." નિર્વિકાર દૃષ્ટિથી પદ્મા બોલી.

કિરીટને જુદા જ પ્રકારનું આશ્ચર્ય થયું: "નથી આવ્યો!

એટલે ? તમે એકલાં આવ્યાં છો અને અગાઉથી ખબર આપી નથી ? કાંતો તે આવતો જ હશે, થોડી રાહ જોઈએ."

"નથી આવવાના."

"એમ કેમ ? તમે એમ ને એમ આવ્યાં છો ?"

"હા."

"ત્યારે તમને તેણે બોલાવ્યાં જણાતાં નથી. હું જુદું જ સમજતો હતો. વારુ, ચાલો હું પણ પ્રમોદ પાસે જ આવ્યો છું. આપણે એક જ ગાડી ભાડે કરી લઈએ."

કિરીટ તુરત એક વિકટોરિયા ભાડે કરી આવ્યો. બેઉનો સામાન હમાલોએ ગાડીમાં મૂકયો, પછી બેઉ તેમાં બેઠાં. કિરીટ સમજ્યો કે પ્રમોદે નહિ તેડાવ્યા છતાં છેવટે પદ્મા પોતાની મેળે જ આવીને તેની સાથે રહેવા ઇચ્છે છે, પછી ભલે પ્રમોદની ઇચ્છા ન હોય. એવી રીતે આવી પડવાથી પ્રમોદ જરા ગુસ્સે થશે પણ પદ્મા શાણી છે એટલે એ બધું ય વેઠી લેશે એવી કિરીટને ખાત્રી હતી. પણ બળજબરીથી પતિની સાથે રહેવામાં પદ્મા કેટલે અંશે સફળ થશે તેની કિરીટને ખાત્રી નહોતી.

"તમે પહેલી જ વાર મુંબઈ આવ્યાં હશો."

"હા."

"તો તમે એકલાં ઘેર કેવી રીતે જાત ?"

"સરનામું મારી પાસે છેને !"

કિરીટ સમજ્યો કે પદ્માએ એકલતાથી કંટાળીને છેવટે મુંબઈ આવવાનું સાહસ જ કર્યું હતું. તેના ટૂંકા જવાબો, નિર્વિકાર વદનમંડળ, રુક્ષ ચેષ્ટા, એ બધાનું કારણ તેના ચિત્તમાં વહી રહેલો ભયપ્રવાહ હશે એમ કિરીટે માન્યું. વગર બોલાવ્યે પતિ પાસે જઇ પહોંચવા ઇચ્છતી અણગમતી પત્નીના આંખોમાં ભય અને આશંકા વિના બીજું શું હોય ?

કિરીટને જોતાં પદ્માની આંખો હસી ઉઠે તેને બદલે આજે તે આંખો ગંભીર દેખાવ ધારણ કરી રહી હતી. તે કિરીટના પ્રશ્નના જવાબો પણ વિનાછૂટકે જ આપતી હતી. કાંઈ કાંઈ મમતાભર્યા પ્રશ્નોનો પ્રવાહ પદ્માના વદનમાંથી પ્રકટવાને બદલે તે ચૂપચાપ બેસી, આડું જોઈ રહી, કિરીટની સાથે ગાડીમાં આગળ વધતી હતી. કિરીટે તેના વદન ભણી જોયું. તે ઉપર કંટાળો હતો, નિરાશા હતી, ભય હતો, તુચ્છકાર હતો. કિરીટને તેની દયા આવ્યા વિના રહી નહિ. વીરમગામમાં એ જ પદ્મા ભાભીની વદનરેખાઓમાંથી વહી રહેલું લાવણ્ય ક્યાં, અને આજે એ જ વદનને ઘેરી વળેલી રુક્ષતા ક્યાં! એની આવી નાજૂક મનઃસ્થિતિમાં કિરીટે તેની સાથે કાંઈ વાતચીતનો પ્રસંગ કાઢવાનું ઉચિત માન્યું નહિ. બેઉ મૂગા જ રહ્યાં.

ગીરગામમાં દોડી જતી ગાડી એક માળા પાસે થોભી. બેઉ ગાડીમાંથી ઊતર્યાં. હેલકરી માથા પર સામાન ઉપાડી ચાલ્યો. આગળ કિરીટ અને પાછળ પદ્મા ત્રીજે માળે પ્રમોદના દિવાનખાનામાં અચબુચ આવીને ઊભાં. હજામત કરી રહેલો પ્રમોદ બેઉને જોતાં જ ચમક્યો, દાઢી પર ચાલતો અસ્તરો ધ્રૂજ્યો અને લોહી નીકળ્યું.

ટુવાલ વડે લોહી લૂછતો પ્રમોદ બોલ્યો: "અહો કિરીટ! કાંઈ એકાએક?"

"હા, એકાએક. ભાભી, અંદરના ખંડમાં જાઓ અને આ બેઉ પેટીઓ પણ ત્યાં જ ગોઠવાવજો."

પ્રમોદ હજામત કરી રહ્યો, મોં ધોઈ નાંખ્યું, ચાકરને બોલાવી કિરીટને બ્રશ–પાઉડર આપવા કહ્યું, પછી ચાહ મંગાવી, બેઉએ તે પીધી. કિરીટે જોયું કે ચાકર–રસોઇયો વગર કહ્યે જ પદ્માને પણ દાતણ–ચાહ આપવાનું કાર્ય બજાવી રહ્યા હતા.

ચાહ પીને પ્રમોદ નહાવાની ઓરડીમાં પેઠો અને પછી કિરીટને નાહી લેવા તેણે કહ્યું. તેણે પહેલાં પદ્માને નહાવા મોકલી અને પછી પોતે ગયો.

પ્રમોદે મુંબઇમાં વકીલાત શરુ કરી ત્યારપછી કિરીટ પહેલી જ વાર તેને ત્યાં આવ્યો હતો. પ્રમોદનું દિવાનખાનું ભવ્ય હતું. તેણે સુંદર ફર્નીચર વસાવ્યું હતું અને કાયદાનાં પુસ્તકોનાં ત્રણ કબાટ એના ધંધાના પ્રભાવમાં વધારો કરતાં હતાં. ચાર ઓરડાનો એક આખો બ્લોક તેણે ભાડે રાખ્યો હતો જેનું માસિક ભાડું જ સો-સવાસો રૂપિયા હશે એવું અનુમાન કિરીટે કર્યું.

નિત્યકર્મથી પરવારીને કપડાં પહેરવા માંડતાં પ્રમોદ બોલ્યો: "કિરીટ! તું બરાબર રવિવાર જોઈને જ આવ્યો તે તો તેં બરાબર કર્યું છે, પણ આજે મને બિલકુલ નવરાશ નથી."

કિરીટ બોલ્યો: "કશી ફિકર નહિ. હું અઠવાડિયું તો રહેવાનો જ છું."

"ત્યારે તો ઠીક. તું છે એટલે ફીકર નથી, નહિતો દેશમાંથી બીજું કોઈ અહીં આવ્યું હોય અને હું મારા કામમાં જ મચ્યો રહું તો તેમને માઠું લાગે અને કહે કે પ્રમોદ અમારો ભાવ જ પૂછતો નથી, અને તે તો અમને વખારે નાંખીને ચાલ્યો ગયો."

"પણ હું તો સમજુંને કે આ મુંબઈનું જીવન છે."

"એટલે જ મને કશી ચિંતા નથી ને."

ઘડીઆળે નવ ટકોરા કર્યા. "ઇટ્સ નાઈન!" કહી પ્રમોદ એક કબાટ ભણી ગયો. એટલામાં એક યુવતી "યસ્, ઇટ્સ નાઈન!" કહેતી દાખલ થઈ. તેના વદનમાં સ્મિત હતું, પરન્તુ એક અજાણ્યા માણસને ત્યાં બેઠેલો જોતાં જ એ સ્મિત ઉડી ગયું.

"હું તૈયાર જ છું, હોં!" કબાટ ઉઘાડીને તેમાંથી હેટ કાઢી માથે મૂકતો પ્રમોદ બોલ્યો.

હાથમાં લાકડી લેતાં પ્રમોદે કહ્યું: "વેલ, કિરીટ! હવે હું રાત્રે નવ વાગ્યે આવીશ, અને ભટજી!"

"સાહેબ!"

"મારે માટે ભાણું ન રાખશો. મહેમાનોને અચ્છી તરેહથી જમાડજો હોં!"

"સારું સાહેબ." ભટજીએ જવાબ આપ્યો.

"ચાલો, પુલીના!"

અને પ્રમોદ તથા પુલીના અદૃશ્ય થયાં, તોપણ કિરીટ અને પદ્માની આંખો કેટલી ય વાર સુધી એ જ દિશામાં જોતી ખીલાની પેઠે સ્થિર બની ગઈ.



## પ્રકરણ ૩૦

## "આવી તો ભલે આવી!"

પુલીનાને જોયા પછી, તેની સાથે રાત્રીના નવ વાગ્યા સુધી ફરવા જવાનો પ્રમોદનો કાર્યક્રમ જાણ્યા પછી, કિરીટ અને પદ્મા બેઉ પોત–પોતાનાં મનથી માની ચૂક્યાં હતાં કે પ્રમોદ અનિષ્ટ માર્ગે દોરવાઈ ગયો છે. એ પુલીના કોણ છે, શું કરે છે, પરણેલી છે કે કુંવારી છે, એ બધું જાણવાને બેઉ એકસરખાં આતુર હતાં, પણ પૂછવું કોને? અહીં એ બેઉ અજાણ્યાં હતાં. ચાકર અને રસોઇયાને એવી વાત એકદમ પૂછવી એ પહેલે જ પરિચયે તેમને માટે સાહસભર્યું હતું.

આવી મૂંઝવણને વખતે પદ્મા પોતાની પાસે આવીને કાંઈ કાંઇ પૂછશે, એવી કિરીટને ખાત્રી હતી. તે બિચારીને દિલ ખોલીને વાત કરવા જેવું અહીં હવે કિરીટ સિવાય બીજું કોણ હતું? કિરીટ મનમાં ગોઠવી રહ્યો હતો કે પદ્માને ધીરજ રાખીને અહીં જ રહેવાની સલાહ કેવા શબ્દોમાં આપવી.

કલાક થયો, બે કલાક થયા, પણ પદ્મા જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠી જ નહિ. કિરીટ વારેવારે તેની સામે જોતો, પણ તે સોડીઉં વાળીને એક ખૂણે બેઠેલી તે તેમ ને તેમ જ દેખાયા કરતી હતી, જાણે પત્થરની પૂતળી. નહોતી તે કોઇ ચોપડી ઉઘાડીને વાંચતી, નહોતી તે ઉઠીને કશું કરતી, માત્ર વિચારમાં પડેલી પ્રતિ-

માના જેવી તે બેસી જ રહી હતી. છેવટે કિરીટથી એકલાં બેસી રહેવાયું નહિ અને તે ઉઠીને પદ્માની પાસે ગયો અને બોલ્યો: "કેમ પદ્મા ભાભી! આમ ને આમ બેસી રહ્યાં છો?"

"ત્યારે શું કરું? મને કોઈ કાંઇ કામ બતાવે તો કરું. મને અહીં કશા કામકાજની પણ સમજ પડતી નથી."

"ઉઠો, આમ બહાર આવો, કામ ન હોય તો આપણે વાતો કરીને વખત ગાળીએ. આમ ઘૂવડની પેઠે બેસી રહ્યે વખત કેમ જાય?"

"ના, અહીં જ ઠીક છે." પદ્માએ નીચું જોઇને જવાબ આપ્યો.

કિરીટને પદ્માના એ જવાબમાં અને વર્તનમાં વિલક્ષણતા લાગી. તે તેને ક્ષણભર જોઇ રહ્યો અને તુરત બહાર પાછો ફર્યો. એક જૂનું છાપું હાથમાં આવ્યું તે ઉઘાડીને તે બેઠો. તેને પદ્માના જવાબથી જરા અપમાન જેવું લાગ્યું હતું, પણ પછી તેને લાગ્યું કે એ શોકભારથી મૂઢ સરખી બની ગઈ છે. કચડાયલી વૃત્તિઓથી તે બેફામ બની ગઇ છે. અને પછી તેની દયાજનક સ્થિતિને વિચારે કિરીટ ચડી ગયો.

એટલામાં ભટજીએ કિરીટ અને પદ્માને જમવા બેસવા કહ્યું. કિરીટ જમવા બેઠો પણ પદ્મા ન બેઠી. કિરીટ જમી-ઉઠીને બહાર ગયો, પછી તે જમવા બેઠી.

કિરીટે પાનસોપારી ખાધાં એટલી વારમાં પદ્મા જમી રહી. ફરી કિરીટ તેની પાસે ગયો અને બોલ્યો: "ભાભી! આખો દિવસ એકલાં બેસી રહેવું તમને નહિ ગમે. હું બહાર જઉં છું અને તમારે પણ આવવું હોય તો ચાલો. બે કલાક બહાર ફરી આવીએ."

"ના ભાઈ ના; તમારે જવું હોય તો જાઓ. હું અહીં જ રહીશ."

કિરીટે જોયું કે પદ્માના વદન ઉપર કંટાળો હતો. પોતા

સાથેની વાતચીતમાં પદ્માનો કંટાળો કિરીટે આજે પહેલી જ વાર જોયો હતો. તે ખિન્ન થતો બહાર ચાલ્યો.

પદ્માના સ્વભાવમાં મોટો ફેરફાર થઈ ગએલો હતો એવી તો કિરીટને ખાત્રી થઈ, પણ તેનું કારણ તે શોધી શકતો નહોતો. પોતાની સાથે હસી-રમીને વાતો કરતી પદ્મા ભાભી આજે પોતાની નિકટ આવવાની પણ ના કહેતી હતી, તેમાં કાંઈ ભેદ હશે ? પણ એ ભેદનું કિરીટને સ્વપ્ન પણ આવે તેમ નહોતું.

સાંજે છ વાગતાં તે ખૂબ ભટકીને થાકયો પાકયો ઘેર આવ્યો. તે આવ્યો ત્યારે પદ્મા પ્રમોદના દિવાનખાનામાં બેઠી હતી. કિરીટ આવ્યો એટલે ઉઠીને કશું ય બોલ્યા ચાલ્યા વિના અંદરના ખંડમાં ચાલી ગઈ. "કયાં કયાં ફરી આવ્યા ?" એવો સાદો વિવેકનો પ્રશ્ન પણ પદ્માએ તેને ન પૂછ્યો. તેનું મન એકદમ ઉદાસ બની ગયું. પદ્માના દિલમાં પોતા પ્રત્યે જ કાંઈક કંટક ખૂંચ્યો હોવાની તેને શંકા ઉપજી.

રાત્રે જમીને તે જરા આડો પડ્યો. નવ વાગી ગયા પણ પ્રમોદ પાછો ન ફર્યો. ચાકરે બિછાનાં કર્યાં. કિરીટ માટે દિવાન-ખાનામાં જ એક ખૂણે પથારી કરી એટલે કિરીટ તેમાં પડ્યો.

દસ વાગ્યા એટલે પ્રમોદ આવ્યો. આવતાં વાંત તે બોલ્યો: "હું જરા મોડો આવ્યો, કિરીટ ! પણ પથારીની વ્યવસ્થા થઈ ગઈ છે ને ?"

"હા, બપોરે ખૂબ ફરી આવ્યો છું એટલે થાકયો છું."

"તો સૂઈ જા." પ્રમોદ કપડાં ઊતારતો બોલ્યો.

પ્રમોદે પોતાના શયનખંડમાં પ્રવેશ કર્યો અને બે પલંગ બિછાવેલા જોયા. પદ્મા બાજુએ ખુરશી પર બેઠી હતી, તે ઉઠી અને બોલી: "જમવું નથી ને ?"

"ના, ના; ના કહીને જ ગયો'તો ને ! તું તો જમી ને ?"

"ના કહીને ગયા'તા એટલે જ મેં જમી લીધું."

"સારું કર્યું. રાતનો ઉજાગરો હશે, સૂઈ જાને !"

અહીં આવ્યાને વીતી ગએલા તેરચૌદ કલાકમાં પતિએ પોતા સાથે કરેલી એ પહેલી જ વાતચીત હતી. તે વાતચીતમાં જરાએ તુચ્છકાર નહોતો, અને મમતાનું વિશિષ્ટ દર્શન પણ નહોતું. પરન્તુ પદ્માએ જે ખુલ્લા તુચ્છકારની આશા રાખી હતી તે તો નહોતો જ એટલે તેને કાંઇક ધીરજ મળી હતી.

પલંગ પર બેસતાં પ્રમોદે પ્રશ્ન કર્યો: "તું કિરીટને સાથે તેડીને આવી, કેમ ?"

"ના, ના, હું તો સીધી વીરમગામથી આવું છું, અને કિરીટભાઈ વડોદરેથી બેઠા હશે, તેની મને ખબર નહોતી. અહીં સ્ટેશન પર ઊતરતાં જ મેં તેમને જોયા. અમે તો અકસ્માત મળી ગયાં."

"એ...મ ? પણ તેં આવ્યા પહેલાં મને એકાદ પત્ર લખીને પુછાવી પણ ન જોયું; એટલી બધી ઉતાવળ શીદ કરી ?"

"પુછાવ્યું હોત તો તમે મને બોલાવી લેવાનો પત્ર લખ્યો હોત ?"

"ન લખ્યો હોત ?"

"મને લાગ્યું કે તમે એવો પત્ર ન લખ્યો હોત."

"એટલે જ તું કિરીટને તેડીને આવી છે, અને કિરીટ અકસ્માત મળી ગયો એવી ઉલટી વાત કરે છે."

"મારા જીવના સોગંદ. હું જૂઠું નથી બોલતી."

પ્રમોદ થોડી ક્ષણો ચૂપ બેસી રહ્યો. પદ્મા સાહસ કરીને અહીં આવી હતી, એમ તો તેને લાગ્યું જ. તેને આશ્ચર્ય થતું હતું કે એ સાહસ કરવાની તેનામાં શક્તિ ક્યાંથી આવી ? નહિ બોલાવતા પતિની પાસે જઇને એકદમ તેની સાથે પડવું,

એવી બુદ્ધિ તેને કેવી રીતે સૂઝી? અને આગળપાછળ પિતાજીનો તો એ વિષે પત્ર પણ નહોતો !

તેણે પૂછ્યું: "બાપાજીની રાજીખુશીથી રજા લઇને આવી છે કે કાંઈ તકરાર કરીને આવી છે?"

"કશી તકરાર થઈ નથી. મેં પૂછ્યુ અને તે કહે કે જવું હોય તો જાઓ; તમારું સરનામું સુંદર બહેને મને પોતાને હાથે જ લખીને આપ્યું છે ને !" એમ કહી પદ્માએ કબજાના ખિસ્સામાંથી કાઢીને કાગળનો એક ટુકડો પ્રમોદના હાથમાં મૂક્યો. પ્રમોદ એ અક્ષરો જોઈ રહ્યો. એ સુંદરના અક્ષરો હતા.

"ઠીક ચાલો, આવી તો ભલે આવી !"

અને પ્રમોદના એ શબ્દોએ પદ્માના કોઠામાં ટાઢક વાળી. તેનું અત્યારસુધી ઉંચું રહેલું મન હવે હેઠું બેઠું. તે ધીરાં ડગલાં ભરી બાજુના પલંગ પર બેઠી. પ્રમોદ પલંગમાં આડો પડ્યો. કેટલીક વાર સુધી તે કશું બોલ્યો નહિ અને પદ્મા પણ કશુ બોલી નહિ.

પુનઃ તે કોણી પર હાથ ટેકાવીને પદ્મા તરફ જોતો સૂતો. તેણે પૂછ્યું: "તું આવી તો ખરી, પણ તને અહીં ગોઠશે ખરું?"

"તમારી પાસે નહિ ગોઠે તો કોની પાસે ગોઠશે?"

"આખો દિવસ હું કામમાં રહું છું. રાત્રે જ કાંઈક આરામ મળે છે."

"તેની શી ફીકર? રસોઈયાને રજા આપો તો હું રસોઇ કરું અને મારો દિવસ કામમાં જાય."

"હમણાં નહિ, પછી જોઇશું."

અને પછી કિરીટના વેવીશાળની વાત નીકળી. પદ્માએ કહ્યું: "હજી તેમણે એકકે કન્યા પસંદ કરી નથી. બાપાજીનું કહેવુંય

માન્યું નહિ.”

“વિચિત્ર માણુસ છે, પણ તેના વિચારો ઉંચા છે.”

પદ્માએ મૌન સાધ્યું.

“હંઅ, મારા ગયા પછી કિરીટ ત્યાં કેટલાક દિવસ રહેલો ?”

“ત્રણ ચાર દિવસ રહ્યા હતા...”

“પછી તે ત્યાંથી સુરત ગએલો ?”

“એ તો કંઈ ખબર નથી, પણ...” પદ્મા એકદમ અચકાઈ.

“શું ?”

“કાંઈ નહિ. હું એમ કહેતી હતી કે બાપાજી એમના પર ગુસ્સે થયા છે.”

“થયા જ હશે, તેમનું કહેવું કિરીટે માન્યું નહિ હોય, એટલે જ ને ?”

“ હા. ”

“કે કાંઈ બીજું કારણ છે ?”

“બીજું કાંઇ નથી, પણ કિરીટભાઇ કોઇને કહ્યા વિના પરોઢિયે છાનામાના ચાલી ગએલા અને ગાડીમાં રવાના થઈ ગએલા.”

“હેં ! એનું કારણ શું ?”

“એ તો એ જાણે.”

“અને તેથી જ બાપાજી ગુસ્સે થયા હશે. પણ કિરીટે એવું કેમ કર્યું ?” પદ્માએ એનો કશો જવાબ વાળ્યો નહિ અને પુનઃ મૌન ચાલ્યું.

“અને કિરીટે બાપાજીને સારું લગાડવા પાછળથી પત્ર તો લખ્યો હશે.”

“મને કશી ખબર નથી.”

“મારે એ બાબત કિરીટને પૂછવું તો જોઈશે.”

"પૂછજો. ભળતો જ જવાબ આપશે."

"શો જવાબ આપશે ?"

"મારે ઉતાવળનું કામ હતું, ને બાપાજી નીકળવા દેતા નહોતા, એવું જ કાંઈક કહેશે."

"ના, મારી પાસે એવો ઉડાઉ જવાબ નહિ દે. તે સાચું જ બોલવાનો."

"ઉંડા ને પક્કા છે."

"તને એના સ્વભાવની પરીક્ષા કયાંથી પડી ગઈ ?" પણ એ પ્રશ્ન નિરુત્તર રહ્યો અને પદ્માએ પાસું ફેરવ્યું.



## પ્રકરણ ૩૧

## કિરીટના મનની ગુંચવણ

બીજા દિવસના પ્રભાતમાં કિરીટે પદ્માનું વદન પ્રસન્ન અને પ્રફુલ્લિત જોયું, ત્યારે તેને આનંદ થયો. પ્રમોદે તેનો તુચ્છકાર ન કર્યો અને તેને સત્કારી–સ્વીકારી, તે જોઇને તેને આનંદ કેમ ન થાય? પદ્માનો વકીલ બનીને તો તે મુંબઈ આવ્યો હતો. એ વકીલાત કરવાનો પ્રસંગ આવ્યા પૂર્વે જ પ્રમોદ સમજી ગયો, અચાનક પદ્મા પણ આવી અને એક જ રાત્રિના સ્વામીના પરિચયને અંતે તેનું વદન પ્રસન્ન દેખાયું, પછી તેને બીજું શું જોઇએ?

પદ્મા ઘરકામમાં ચાકર–રસોઇઆને મદદ કરીને પોતાનો વખત વીતાડતી અને રોજ રોજ તેના વદનની પ્રફુલ્લિતતા વધતી જતી કિરીટ જોવા લાગ્યો. પરન્તુ પદ્માનું વર્તન પોતા પ્રત્યે કેમ તિરસ્કારભર્યું હતું તે તેને બિલકુલ સમજાતું નહોતું અને તેથી અંતરમાં તે ખિન્ન રહ્યા કરતો હતો.

પ્રમોદ પોતાના કામધંધામાં મશગૂલ રહેતો. રોજ પુલીના તેની પાસે આવતી અને તેને લઇ જતી, એ કિરીટ જોતો. એક વાર તો તેનાથી રહેવાયું નહિ એટલે તેણે એકાંત જોઇને અને પ્રમોદને ખુશ જોઇને પૂછ્યું: "આ પુલીના કોણ છે?"

"તે એક દક્ષિણી કુમારિકા છે અને મારી 'ફિમેઇલ ફ્રેન્ડ'

છે. કેમ પૂછવું પડયું ?"

"મેં ધાર્યું કે તે કદાચ તારી ક્લાયન્ટ હશે અને તેનો કોઈ કેસ તારી પાસે હશે."

પ્રમોદ હસ્યો: "મારી મશ્કરી કરે છે કે શું ? તેની સાથે હું ફરવા જઉં છું તે તું જુએ તોપણ તું તેને મારી ક્લાયન્ટ કેમ માને ?"

"કુમારિકાની મિત્રતા મુંબઈમાં થઈ શકતી હશે તેની મને શી ખબર ? હું તો ગુજરાતનાં નાનાં ગામોનો અનુભવી, મુંબઈનો નહિ."

"કોલેજમાં તો ભણ્યો છે."

"પણ કોલેજમાં કુમારિકાઓની મૈત્રી કરી શકાતી હશે એની મને ખબર નહિ."

"હવે મારી વાત છોડીને તારી વાત કર. તું કઈ કુમારિકાની જીવનમૈત્રી કરવાનો છે ?"

"હજી મેં નક્કી કર્યું નથી."

"સતીશ વકીલની પુત્રીઓને તું જોઈ આવ્યો હોય એમ લાગે છે."

"ડુમસથી મેં લખેલા પત્ર ઉપરથી તેં તે જાણ્યું હશે, પણ એ પત્રનો જવાબ લખવાની તેં તસ્દી લીધી નહિ, એટલે મારે અહીં આવવું પડ્યું."

"અને પદ્માને સાથે તેડતા આવવું પડ્યું." પ્રમોદે હસીને કહ્યું.

"ના, એમ નથી. અમે બેઉ અકસ્માત એકી સાથે જ આવી પહોંચ્યાં છીએ. પદ્માએ તને તે કહ્યું તો હશે જ."

"કહ્યું'તું, પણ મને તે સાચું નહોતું લાગતું."

"ના, તે વાત સાચી છે. હવે મારો તને આગ્રહ છે કે તું તે બિચારીને રઝળતી ન કરીશ. તારે યોગ્ય તે બને તે માટે

તું તેને તારા પરિચયમાં રાખીને કેળવીશ અને ભણાવીશ, તો તેનો સહવાસ તમે રુચિકર લાગ્યા વિના નહિ રહે...અને..."

"કેમ અચકાયો ?"

"આ ક્રિમેઇલ ફ્રેન્ડ જેવા વળગાડ તને ન શોભે. તું મારાથી મોટો છે, એટલે તને હું શિખામણ આપવા યોગ્ય નથી, પણ મનમાં જે લાગે તે કહેવાનો મને નાના ભાઈ તરીકે અધિકાર છે."

"એ બધી તારી ભૂલ છે. એ વળગાડ નથી–કેવળ નિર્દોષ મિત્રતા છે."

"એ સાચું જ હોય તો મારે કશું કહેવાનું નથી. તું પદ્માને બોલાવતો નહોતો, તેથી કોઈ વળગાડની શંકા મને થતી હતી, એટલે આ એક વળગાડ હશે એવી મારી સમજણ હતી."

"એ સમજ ભૂલ ભરી છે. પણ તારી વાત તો તેં ઉડાડી જ દીધી. કહે છે કે તું વીરમગામથી છાનોમાનો–બાપાજીને કહ્યા વિના નાસી ગયેલો, એ ખરું ?"

"હા, ખરું." કિરીટે હસીને જવાબ આપ્યો: "મામાએ પેલા ડેપ્યુટીની છોકરી સાથે મારું વેવીશાળ કરવાનો એટલો બધો આગ્રહ પકડ્યો કે મારાથી ન હા કહી શકાય, ન ના કહી શકાય. મારે એ વેવીશાળ કરવું નહોતું અને વેવીશાળનું વચન આપ્યા વિના મામા મને ત્યાંથી નીકળવા દે તેમ નહોતું, એટલે નાસી જવા સિવાય મારે માટે બીજો માર્ગ જ રહ્યો નહોતો."

પદ્માએ જે અનુમાન કર્યું હતું, તે મુજબનો જ કિરીટનો જવાબ હતો, તે પ્રમોદના ખ્યાલમાં આવ્યું. તેણે પૂછ્યું: "ત્યારે સતીશ વકીલની છોકરીઓને જોઈ આવ્યો તેનું શું થયું ?"

"વકીલને તું ઓળખે છે કે શું ?"

"હા, ઓળખું છું. એક કલાયન્ટના કામને અંગે મારે

સુરત જવું પડેલું અને એ જ ક્લાયન્ટના કેસને અંગે તેમને ત્યાં એક દિવસ રહેલો એટલે એ છોકરીઓને પણ ઓળખું ખરો." પ્રમોદે જવાબ આપ્યો પણ કિરીટે જોયું કે પ્રમોદના વદન ઉપર ભય અને સંકોચની આછી રેખાઓ હતી. અત્યારે પ્રમોદને કશી અણગમતી વાત ન કહેવાનું તેને યોગ્ય લાગ્યું.

થોડી ક્ષણો મૌનમાં ગઇ. એક પ્રશ્નને મનમાં બરાબર ઘુંટીને કિરીટે કહ્યું: "પ્રમોદ ! મારે તારી પાસે એક રાવ ખાવાની છે."

"શું છે વળી ?"

"પદ્મા ભાભી મારા પર ગુસ્સે રહ્યા કરે છે, એમ મને લાગે છે. હું તેનું કશું કારણ સમજી શકતો નથી."

"તારા પર તેને ગુસ્સો શામાટે હોય ? તેં તો એને માટે સુંદર વકીલાત કરનારો પત્ર મારા પર ડુમસથી લખ્યો હતો, અને અહીં પણ તેની જ વકીલાત કરી રહ્યો છે."

"એ સાચું, છતાં હું જોઉં છું કે વીરમગામનાં પદ્મા ભાભી અને મુંબઇનાં પદ્મા ભાભી વચ્ચે જમીન-આસ્માનનું અંતર પડી ગયું છે. તેમનો રોષ હું તેમના મ્હોં પર જ નહિ, પણ તેમના દિલની આરપાર જોઈ શકું છું."

પ્રમોદ હસ્યો અને બોલ્યો: "તો તું પૂછી લે એ રોષનું કારણ."

"હું તો નહિ પૂછું. મારી સાથે બોલતાં જ તે કંટાળી જતાં દેખાય છે. તું જ જરા પૂછી લેજે ને !"

"અરે અહીં તારી સમક્ષ બોલાવીને જ પૂછું..."

"નહિ, નહિ, નહિ !" કિરીટ એકદમ બોલ્યો: "કોઈ સ્ત્રીના મનનો મર્મ એ રીતે ન કળી શકાય. તું જ મારી ગેરહાજરીમાં જરા પૂછજે. કદાચ મેં મામાને ખોટું લગાડ્યું તેથી તેમને પણ મારી ઉપર અણગમો આવ્યો હોય..."

"ઠીક, જોઇશું."

"કાલે હું વડોદરા જઉં એવી ઇચ્છા છે."

"આવ્યો છે ત્યારે થોડા દિવસ રહી જા. વડોદરામાં શું એવું મોટું કામ છે?"

"કામ તો એવું કશું નથી, પણ અહીં આવવાનો હેતુ પાર પડી ગયો એટલે વધુ રોકાવાની શી જરૂર?"

"જવાશે, અઠવાડિયા પછી."

એમ કહી પ્રમોદ પોતાને કામે વળગ્યો અને કિરીટ નવરાશનો સમય છાપાં ઉથલાવવામાં ગાળવા લાગ્યો.

બીજા દિવસના પ્રભાતમાં પાછું વાતાવરણ બદલાયલું જણાયું. પદ્માની આંખો રડવાથી સૂજી ગએલી દેખાઈ. તે ઘરકામમાં ચિત્ત પરોવતી પણ તેના દિલની અવ્યવસ્થા કામકાજમાં પણ ઊતરતી હતી. પ્રમોદને ચાહ આપવા જતાં પ્યાલો–રકાબી પછડાયાં અને ફૂટયાં, તેથી શેતરંજી બગડી, છતાં પ્રમોદે ગુસ્સો ન કર્યો પણ એ બનાવ હસી કાઢયો. શાક સમારતાં કોબેજના મોટા મોટા ટુકડા કરીને કંદને પણ સમારી નાંખ્યો! નાહીને પાછા ફરતાં નવી સાડી પહેરવાને બદલે જૂની સાડી જ તેણે પહેરી અને નવી સાડી નહાવાની ઓરડીમાં જ ભૂલતી આવી.

પણ પ્રમોદના વદન ઉપર તો એકસરખી પ્રસન્નતા જ હતી. પદ્મા સાથેના વર્તનમાં કશું એવું તત્ત્વ પેઠેલું દેખાતું નહોતું કે જેથી પદ્માની પ્રસન્નતાને ઊડી જવાનું કે તેને રડવાનુ કશું કારણ હોય. છતાં પદ્માની ગમગીની તો સાંજ સુધી ચાલુ રહેલી જ કિરીટને દેખાઈ.

એક વધુ દિવસ ગયો અને પદ્માના વદન પરની ગમગીની ઓછી થએલી જણાઈ, પણ તે પહેલાંના જેટલી પ્રસન્ન તો ન જ દેખાઈ, અને કિરીટ સાથેનું તેનું અબોલ જેવું વર્તન એક સરખું ચાલું જ રહ્યું. બે દિવસ વધુ ગયા અને પદ્માની ગમગીની દૂર

થતી લાગી. પહેલાંનો ઉત્સાહ થોડા વધુ દિવસોમાં પાછો ફરશે એવી કિરીટને આશા બંધાઈ. પ્રમોદ એકસરખા ઉલ્લાસમાં દેખાતો અને પદ્માનું મનઃસ્વાસ્થ્ય આમ લોલવિલોલ ગતિ કર્યા કરતું એ કિરીટને આશ્ચર્ય ઉપજાવતું હતું.

પણ હવે પદ્મા પ્રમોદ પાસે સ્થિર થઇ ગઈ છે એમ તો તેને લાગ્યું જ. તેણે વડોદરા પાછા કરવાનો નિશ્ચય કર્યો અને પ્રમોદને કહ્યું: "પ્રમોદ ! કાલે તો હવે હું પાછો જઈશ."

"એમ ઉતાવળ ન કર. ત્રણ ચાર દિવસ રહી જા."

"કશા કામ વિના રોકાઉં તેનો કશો અર્થ નથી."

"પણ મારે તારું કામ છે ને !"

"શું કામ છે ?"

"તે હું કહીશ."

"પણ પદ્માભાભી મારી પ્રત્યે અપ્રસન્ન જ રહે છે એટલે મને ગોઠતું નથી. વીરમગામથી નાસી ગયો હતો, તેમ અહીંથી નાસી જઉં એમ મનમાં થાય છે."

"એવું કાંઇ ન કરીશ." પ્રમોદ હસીને બોલ્યો: "તને હું મારી મેળે જ કહીશ કે હવે ખુશીથી જા."

"પણ ભાભીની મારી પ્રત્યેની અપ્રસન્નતાનું કારણ શું છે ?"

પ્રમોદ કિરીટની સામે જોઈને હસ્યો. કિરીટના વદન પરની તે સમયની પ્રમોદની દૃષ્ટિમાં તેને ચમત્કારિકતા લાગી.

કિરીટ પોતાના પ્રશ્નનો જવાબ માંગી રહ્યો છે તેવો તેના વદન પરનો ભાવ જોઇને પ્રમોદ બોલ્યો: "એનું કારણ તું નથી જાણતો ? ઠીક, ઠીક, એ કારણ તને સમજાવવા માટે તો હું તને રોકું છું." એમ કહેતો પ્રમોદ ઊઠી ગયો અને કિરીટ તેને આશ્ચર્યચકિત દૃષ્ટિએ નિહાળી રહ્યો. પ્રમોદે કરેલી એ પ્રસ્તાવનાએ તેના મનને ગુંચવણમાં પાડ્યું હતું.

★

## પ્રકરણ ૩૨

## અપરાધિની

આજે દિવસે રવિવાર હતો. તે દિવસે પુલીનાની સાથે ફરવા જવાનો વિચાર પ્રમોદે માંડી વાળ્યો હોય એમ જણાયું, કારણકે પદ્માને તેણે કપડાં પહેરવાનું કહીને સાથે લઇ જવા તૈયાર કરી હતી. નવ વાગતાં જ બેઉ જણું ઘરની બહાર નીકળી પડ્યાં. પદ્માને તેથી સ્વાભાવિક રીતે જ આનંદ થવો જોઇતો હતો, પણ કિરીટે જોયું કે તેના વદન પર ઉદાસી ઘેરાઈ હતી.

બપોર થયા, પણ બેઉ જમવાને પણ પાછાં ન ફર્યાં. છેક સાંજે છ વાગ્યે બેઉ આવ્યાં. કિરીટે પૂછ્યું: "જમવાનું ક્યાં પતાવ્યું ?"

"હોટેલમાં." પ્રમોદે ટૂંકો જવાબ આપ્યો.

"ક્યાં ક્યાં ફરી આવ્યાં ?"

"ખૂબ ફર્યાં અને ઘણે સ્થળે જઈ આવ્યાં. હવે, કિરીટ ! તું ખુશીથી વડોદરે જઈ શકે છે અને પદ્માને પણ તારે સાથે જ તેડી જવાની છે."

"એમ કેમ ?" કિરીટ ચોંકી ગયો હતો.

પ્રમોદ ગંભીર મ્હોં રાખીને બોલ્યો: "એ મને શાને પૂછે છે ? તને પોતાને પૂછી લે. તું પોતે જ તેનું કારણ છે."

"હું પોતે !! એટલે ?"

"એટલે શુ તે તું પદ્માને જ પૂછી લેજે." એમ કહેતો પ્રમોદ ઉઠયો અને પહેરેલે કપડે જ બહાર ચાલ્યો જતો બોલ્યોઃ 'યાદ રાખજે, કિરીટ ! હવે તું કે પદ્મા અહીં રોકાશો તો આફતમાં આવી પડશો !"

કિરીટ દિગ્મૂઢની પેઠે તેને જતો જોઈ રહ્યો. તેની મતિ કશું કામ કરતી નહોતી. તેની દૃષ્ટિ દ્વાર ભણી જ સ્થિર રહી ગઈ. એવું શું બન્યું હતું કે જેથી પદ્માનો અને પોતાનો બેઉનો તિરસ્કાર આટલી ઉગ્રતાથી પ્રમોદે કર્યો હતો, તે તેને સમજાતું નહોતું.

પદ્મા પાછી ફરી ત્યાંસુધી તો તે એકસરખી ગંભીર જ હતી, પણ અત્યારે તે એક ખૂણે છુપાઇને રડી રહી હતી. તેને પૂછવા જતાં તેનોએ તિરસ્કાર પામવાની કિરીટની ધારણા હતી, પણ શો પ્રકાર બન્યો હતો તે તેને પદ્મા સિવાય બીજું કોઇ પણ કહી શકે તેમ નહોતું.

ભય પામેલા વૃદ્ધ પુરુષના સરખા ધીરે ડગલે ચાલીને કિરીટ પદ્માની સામે જઇને ઊભો. તેને રડતી જોતાં તે તેને પૂછવાની ધીરજ પણ રાખી શક્યો નહિ. ચાકર અને રસોઇયો પણ સ્તબ્ધ બનીને જોઈ રહ્યા હતા.

કિરીટ કશું ય પૂછ્યા વિના પાછો ફર્યો. તેણે પોતાનો સામાન સંકેલવા માંડ્યો. તુરત પદ્મા બહાર આવી અને બોલીઃ "કિરીટ-ભાઈ! મારે પણ આવવું છે."

કિરીટે ઉંચું જોયું. રડીને રાતું થએલું એ મ્હોં જોઇને તેને કાંઈ કાંઈ થઈ ગયું. તેની આંખોએ સહજ ભીની થઈ ગઈ. તેણે પૂછ્યુંઃ "આ બધું શું છે, ભાભી ?"

"એ હું તમને રસ્તામાં કહીશ."

"હું કહું છું કે થોડા દિવસમાં પ્રમોદનો ગુસ્સો ઊતરી જશે. તમે અહીં રહો તો ?"

"મારાથી રહી શકાય તેમ નથી. તમે નહિ તેડી જાઓ તો હું એકલી જઈશ."

"તો ભલે ચાલો. મને અને તમને રજા મળી ગઇ છે. હું તમને વીરમગામના સ્ટેશન સુધી પહોંચતાં કરીશ."

તુરત પદ્મા પાછી ફરી અને તેણે પોતાનાં કપડાંની બેગ તૈયાર કરી.

હજી સાત વાગ્યા હતા, અને સ્ટેશન પર જવાના સમયને બહુ વાર હતી; પણ એટલો સમય અહીં રહેવાની કિરીટની ઇચ્છા નહોતી. તે એક ગાડી લઈ આવ્યો. રસોઇઆએ બેઉને જમી લેવાનું કહ્યું પણ પદ્મા કે કિરીટના ગળા હેઠળ કોળિયો ઊતરે તેમ નહોતું. બેઉ ત્યાંથી ભૂખ્યાં ચાલી નીકળ્યાં.

સ્ટેશન પર પહોંચ્યા પછી પદ્માએ કિરીટને જે વાત કહી તે ભયંકર હતી. અત્યારસુધી પદ્મા કિરીટથી પૂરી અતડી રહી હતી, પરન્તુ અત્યારે મોટી આપત્તિથી ઘેરાઈ ગઇ હતી. આપત્તિ વેળાએ દુઃખભાગી શોધવાને તલસતું દિલ કિરીટ પાસે ખુલ્લું થઈ ગયું અને કિરીટ કમકમી ગયો.

પદ્મા ગર્ભવતી હતી. તેને ત્રીજો માસ ચાલતો હતો. તેને પોતાની સ્થિતિની ખબર પડતાં જ તે અકળાવા લાગી હતી અને એ અકળામણમાંથી કેવી રીતે માર્ગ કાઢવો તે તેને સૂઝતું નહોતું. એક જ માર્ગ તેને સૂઝ્યો હતો અને તે તળાવમાં ડૂબી મરીને આપઘાત કરવાનો.

પણ એક વાર સુંદરને તેણે પોતાના એક રહસ્યની ભાગીદાર બનાવી હતી. પેલી ઉનાળાની રાત્રે તે માળ પરની ઓસરીમાં સૂતી હતી; સુંદર ઓરડામાં સૂતી હતી; તે એક સુખસ્વપ્નમાં મ્હાલી રહી હતી; એ સ્વપ્નમાં તેને સ્વામીએ દર્શન દીધાં હતાં, સ્વામીએ તેનો સત્કાર કર્યો હતો, દાંપત્યના સુખનો અનુભવ કરા-

વ્યો હતો, પણ તે એ સ્વપ્નમાંથી જાગી ગઈ હતી ત્યારે તે ભયથી ચોંકી ગઈ હતી. તેણે એક પુરુષને અગાશી ભણી સરકતો અંધકારમાં જોયો હતો. તેનાં કપડાં ભીંજાયલાં હતાં. તે મ્હેબાકળી ફડીને સુંદરને શરણે ગઇ હતી. સુંદરે તેને એ સ્વપ્નું હોવાનું કહી ઉડાવી હતી પણ એ સ્વપ્નું નહોતું એમ તેણે કહ્યું હતુ. એ વાત સુંદરે અને તેણે તે જ વખતે દાટી દીધી હતી પરન્તુ તે વાત પોતાની મેળે જ પ્રકટ થવા માંગતી હતી તે પદ્માને થોડાં અઠવાડિયાં વીતી ગયા પછી માલૂમ પડયું હતું. અકળામણને વખતે તેણે છેવટે સુંદરને પોતાની સ્થિતિથી માહિતગાર કરી હતી.

ભાભી ઉપર વાઘણના જેવો તાપ રાખતી સુંદર તે વખતે તેની માયાળુ બ્હેન જેવી બની ગઈ હતી. તેણે કહ્યું કે તું વગર પૂછ્યે જ મુંબઇ જા અને સ્વામીની પાસે જઇને પડ! સુંદરે પિતાને જેમ-તેમ સમજાવીને રજા પણ અપાવી. પદ્માએ તેમ કર્યું.

પ્રમોદે પદ્માને કહ્યું હતું કે "આવી તો ભલે આવી;" પણ તેનો મર્મ તે વખતે પદ્મા કળી શકી નહોતી. કિરીટની હાજરીમાં પદ્માને ઉતાવળે ધુત્કારીને હાંકી કાઢવા પ્રમોદ ઇચ્છતો નહતો, અને તેને પદ્માના ઓચિંતા આગમને શંકાગ્રસ્ત પણ કર્યો હતો. મમતા અને ફોસલામણીથી પોતે તેના આગમનનું સાચું રહસ્ય જાણી શકશે એમ તેણે માન્યું હતું. પદ્મા સ્વામીની એ ધૂર્તતા અને પોકળ સત્કારને પિછાણી શકી નહોતી, તોપણ સાચું રહસ્ય તે સ્વામીને કહેવા પણ ઇચ્છતી નહોતી. સુંદરની સલાહ પ્રમાણે તે માનતી હતી કે પ્રસવને હજી સાત માસ હતા, એટલે પ્રમોદને કાંઈ શંકા રાખવાનું કારણ રહેશે નહિ.

પરન્તુ પદ્માને કિરીટ ઉપર તિરસ્કાર ઉપજ્યો હતો. સુંદરે જ પદ્માના મનમાં કિરીટ માટે શંકાનું બીજ વાવ્યું હતું. પદ્માનું મન કિરીટ ઉપર એવો આરોપ મૂકવા તે વખતે

તૈયાર નહોતું, તેની સાલસાઇને તે પિછાણતી હતી, પરન્તુ જ્યારે કિરીટ તે જ રાત્રિના પરોઢમાં છાની રીતે નાસી ગયો, ત્યારે પદ્માના મનમાં વવાયલું બીજ ઉછરવા લાગી ગયું હતું. તેના અપરાધે જ તેને નાસી જવા પ્રેર્યો હતો એમ તેણે માન્યું હતું. વેવીશાળ માટે મામાનો દુરાગ્રહ એક કારણરૂપ હતો, પણ તેને તો પદ્મા દેખાવનું કારણ માનતી હતી; અંદરખાનેનું કારણ તો તેના અપરાધી મનને જ તે માનતી હતી અને ત્યારથી તેને કિરીટ ઉપર તિરસ્કાર ઉપજવા માંડ્યો હતો. મીઠી વાણીના અસ્તર હેઠળના તેના ઠગારાવેડા પદ્માને ભયંકર લાગ્યા હતા.

એ તિરસ્કાર માટે કિરીટે પ્રમોદ પાસે ફરિયાદ કરી અને પ્રમોદે પદ્માને કારણ પૂછ્યું. પદ્મા સાચો જવાબ આપતા અચકાઇ ગઈ. તેણે જે ઉપલક અને બનાવટી જવાબો આપ્યા તે એ વકીલ પાસે ક્યાંસુધી ચાલે? તેણે ઉલટ તપાસમાં પદ્માને બાંધી, તેને મમતાનાં વેણથી જીતી, આશ્વાસનથી વિશ્વાસ પેદા કર્યો, અને છેવટે પદ્માની સરળતા ઊભરાઇ! તેણે રડતી આંખે પોતાના દિલનો બધો ભેદ ખોલી નાંખ્યો અને કિરીટ પરના રોષનું કારણ પણ એ જ હોવાનું જણાવ્યું.

પ્રમોદે પદ્માને તે વખતે તિરસ્કારી નહિ, તેને વધુ ધીરજ આપી. "તારો કશો વાંક નથી માટે ચિંતા ન કરવી" એમ પણ તેને કહ્યું. સ્વામીની એ ઉદારતા અને ક્ષમા પદ્મા માટે અણ-ચિંતવી જ હતી, પણ તેથી પદ્માનો સ્વામી પ્રત્યે પૂરો વિશ્વાસ જડાઈ ગયો.

પ્રમોદની ધૂર્તતાએ હવે દુષ્ટતાનાં આયુધો સજ્યાં. તેણે પદ્માને સમજાવ્યું કે ખરી સ્થિતિ શી છે એની ડાક્ટર પાસે તપાસ કરાવવી જોઇએ, અને જે શંકા છે તે જો સાચી જ હોય તો તેનો ઉપાય કરવો તે મુંબઈ જેવા શહેરમાં મુશ્કેલ નથી.

પદ્માને પહેલાં તો એ વાત ન ગમી. તેણે કહ્યું: "એવું શાને કરવું જોઇએ? મારે મન તો એ રાત્રે મેં સ્વપ્નમાંય તમારા સિવાય બીજા કોઇનું દર્શન કર્યું નથી, છતાં બાળકને કોઈ આશ્રમમાં મૂકી આવીએ તો ન ચાલે?" પ્રમોદે કહ્યું: "મને એ નહિ ગમે." આથી લાચાર થઇને પદ્મા પ્રમોદની સાથે ડાકટરને ત્યાં જવા નીકળી હતી.

પ્રમોદ પદ્માને બે સ્ત્રી ડાકટરો અને એક પુરૂષ ડાકટર પાસે લઇ ગયો હતો અને રીતસર કેસ કરાવી, ફી આપી, પદ્માની તપાસ કરાવી હતી. ત્રણેનો અભિપ્રાય ગર્ભાધાનનો પડયો હતો અને ડાકટરોએ પદ્માને પૂછી જોઇને તેણે આપેલી બધી વીગતો નોંધી લીધી હતી. ત્યારપછી તે પદ્માને પોલીસ કમિશનર પાસે લઈ ગયો હતો. ત્યાં પણ પદ્માને વીગતો પૂછી લઇને રીતસર નોંધ લેવાઇ હતી. પ્રમોદ ડાકટરો અને કમિશનર સાથે બધી વાતો અંગ્રેજીમાં કરતો. પદ્માને ખબર પડતી નહિ કે આ શું ચાલી રહ્યું છે. પદ્માને તે એમ કહેતો કે ગર્ભપાતના પ્રયોગ માટે આટલી તપાસની જરૂર હોય છે, પરન્તુ વસ્તુતઃ પદ્માએ વ્યભિચાર કર્યો હોવાની જ સાબીતીઓ પ્રમોદે એકઠી કરી હતી અને પોલીસ કમિશનર સમક્ષની કેફિયતમાં પદ્મા પાસે એવી જ વાત કહેવરાવી હતી. બધી કાર્યવહીમાં પદ્માએ લજ્જા અને સંકોચથી ભાગ લીધો હતો, પરન્તુ સ્વામીની ઇતરાજી ન ઉત્પન્ન કરવાને તે કઠણ થઇને એ અગ્નિપરીક્ષાને વેઠી લેતી હતી.

સાંજે ઘેર પાછા ફરતાં પ્રમોદે ફરીથી પેલા ત્રણે ડાકટરોની મુલાકાત લીધી હતી અને તેમણે તૈયાર રાખેલા કાંઈ કાગળો લઇને પોતાના ગજવામાં મૂક્યા હતા. તે શાના કાગળો હશે તેની પદ્માને કાંઈ સમજ હોય?

એ વકીલ સ્વામીએ આ રીતે પત્નીને ભોળવીને તેના

વ્યભિચાર અને ગર્ભાધાનના કાયદેસરનાં પુરાવા—સર્ટીફીકેટો ગજવામાં મૂકીને ઘેર પાછાં ફરતાં જ પદ્માને નિર્દયતાથી ધક્કો માર્યો હતો!

પદ્માની એ બધી વાત સાંભળી લઇને કિરીટ ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. કેટલીક વાર સુધી તે મ્હોંમાંથી એક પણ શબ્દ કાઢી શકયો નહિ. પ્રમોદને મન પદ્મા અપરાધિની હતી, પદ્માને મન પોતે અપરાધી હતો; એ અપરાધિનીને ઉગારવાની પોતાની ફરજ હતી કે પોતે એ અપરાધના કલંકમાંથી ઉગરવા યત્ન કરવો જોઇતો હતો, એ વિચારે કિરીટના ચિત્તને ચકડોળે ચડાવ્યું.

ગાડીમાં બેસતાં સુધી કિરીટ અને પદ્મા વચ્ચે બીજી કશી વાતચીત ન થઈ. તેણે પોતા માટે વડોદરાની અને પદ્મા માટે વીરમગામની ટીકીટ લીધી હતી.

"આટલું બધું કરીને હવે પ્રમોદ શું કરવા માંગે છે?" કિરીટે મૌનને ગાડીમાં તોડયું અને પદ્માને પૂછ્યું.

"હું શું જાણું? મારી ને તમારી ફજેતી સિવાય બીજું તેમને શું કરવાનું હોય?"

"ભાભી!" કિરીટના કંઠે ડૂમો ભરાયો અને તે વધુ ન બોલી શકયો.

પદ્માની આંખમાંથી દડદડ અશ્રુધારા સરી પડી.



## પ્રકરણ ૩૩

# કિરીટને ઘેર

ગાડી પૂરપાટ દોડી જતી હતી. ઉતારુઓ ધીરે ધી પથારીઓ પર લેટવા લાગ્યાં હતાં. સંકડાશને લી બેઠેલાંઓ પણ ઝોકાં ખાતાં હતાં અથવા અઠીંગણું અઢેલીને આંખો મીંચી પડ્યાં હતાં. આખા ડબામાં સતત જાગત તો માત્ર બે જ જણ હતાં: કિરીટ અને પદ્મા.

ખૂબ વિચારો કરીને થાક્યા પછી કિરીટે કહ્યું: "ભાભી મારા જેવા નિર્દોષનો અપરાધ તમારે મન કેમ વસ્યો? મ એટલો અધમ તમે કેમ માની શક્યાં?"

"પહેલાં તો તમારો અપરાધ મારી કલ્પનામાં પણ નહોતે પણ સુંદર બહેને સંભારી આપ્યું કે ઘરમાં પુરુષો તમે અ બાપાજી બે જ જણ છો, ત્યારે પણ મને તમે અપરાધી નહોત લાગ્યા. પરન્તુ તમે પરોઢિયે છાનામાના ચાલ્યા ગયા અને મા મનમાં તમારો અપરાધ વસ્યો."

"અને હવે?"

"હવે મને એ ભૂલ લાગે છે."

"મને સારું લગાડવા તમે એવું કહો છો. હું નિર્દોષ છું એમ મેં કહ્યું, એટલે તમે માની લ્યો એનો અર્થ કશો નથી."

"ત્યારે?"

"તમારા ઉંડા અંતરમાં મારી નિર્દોષતા વસવી જોઇએ, અને તો જ મને સંતોષ થાય."

"હવે તો હું અંતરથી તમને નિર્દોષ માનું છું."

"પણ તે મારા કહેવાથી જ ને ?"

"ના."

"ત્યારે ?"

"સાચો અપરાધી કોણ હોઈ શકે તે મને તે વખતે જ લાગ્યું હતું, પરન્તુ સુંદર બહેનના કહેવાથી હું આડે વિચારે દોરવાઈ હતી."

"હેં હેં ! શું મામા..."

"ના ! બીજું જ કોઈ છે."

"પણ એ શંકાનું કારણ પણ હોવું જ જોઇએ."

"એનું કારણ છે, તમે ન જાણો, પણ વીરમગામનાં અમારાં પડોશીઓ જાણે છે."

કિરીટને કશી સમજ પડી નહિ, પરન્તુ તે એટલું સમજ્યો કે તેમના પાડોશમાં જ કોઈ હરામખોર માણસ વસે છે. પદ્માના મ્હોંમાંથી એ નામ કઢાવવાની તેને કશી જરૂર ન લાગી, પણ પદ્માના મનમાં હવે પોતે નિર્દોષ હતો એમ તેને જણાયું. એથી તેનું હૃદય હળવું થયું.

પણ પદ્મા હવે શું કરશે ? એ પ્રશ્ન ઓછો ભયાનક નહોતો.

"હવે તમે વીરમગામ જશો, પછી શું થશે તેની કાંઇ ગણત્રી કરી શકો છો ?" કિરીટે પૂછ્યું.

"કશી ગણત્રી કરી શકતી નથી. સુંદર બહેન તો મારી સ્થિતિ જાણે છે, પણ બાપાજી નથી જાણતા, બીજું કોઇ નથી જાણતું. લોકો જાણશે ત્યારપછી મારું શું થશે એ જ હું નથી કહી શકતી."

"પિયરમાં તો તમે જઇને રહી શકો તેમ નથી."

"ના, પણ મારું એક પિયર વીરમગામમાં છે."

"કયું વળી ?"

"મુનસર તળાવ !" અને પદ્માની આંખોમાંથી આંસુની ધારા વહી નીકળી.

"હેં હેં ! એવું ન કરશો ભાભી !"

કિરીટ બોલ્યો તો ખરો, પણ જે સ્ત્રી આવી વિષમ અવસ્થામાં હોય, પતિને ત્યાંથી ધક્કો મળ્યો હોય, પિયરમાં રહેવાનું ઠેકાણું ન હોય અને શ્વસુરગૃહે રહેવું અસહ્ય હોય, તે સ્ત્રી બીજું કરે પણ શું ? તેને સુખે રહેવાનું સ્થાન પણ જોઈએ કે નહિ ? એ વિચારે કિરીટને અવાક્ બનાવી મૂકયો.

વળી થોડી વાર મૌન ચાલ્યું. હૃદયનો ઊભરો આંસુદ્વારા ઠાલવી રહ્યા પછી પદ્માએ પૂછયું: "તમે કાંઈ માર્ગ બતાવો છો ?"

"તમને કાંઈ માર્ગ સૂઝતો હોય તો હું તમને કહો તેવી મદદ કરવા તૈયાર છું."

"મને તો કોઈ માર્ગ સૂઝતો નથી."

"તમે કોઈ આશ્રમમાં રહો તો ?"

"પણ આશ્રમમાંથી છૂટયા પછી શું ? મને કોણ સંઘરશે ?" અટકેલી અશ્રુધારા પુનઃ વહેવા લાગી.

હા, વિધવાને તો સાસરું સંઘરે છે, પણ અપરાધિની મનાયલી સધવાને કોણ સંઘરે ? સંઘરે મજૂરી કરવા માટે કોઈ આશ્રમ, કોઈ મોટી ઉંમરનો વિધુર, કોઈ વેશ્યાનું ઘર કે કોઈ વિલાસી શ્રીમંતનું શય્યાગૃહ !

કિરીટની વૃત્તિ ક્ષુબ્ધ થયા વિના રહી નહિ. તે તત્ક્ષણ બોલ્યોઃ "હું સંઘરીશ, ભાભી! તમે જરાએ અકળાશો નહિ. તમે મારી સાથે જ વડોદરે ઊતરી જાઓ. ત્યાં મારાં એક વિધવા ભાભી

છે, તમે સધવા ભાભી પણ તેમની સાથે રહેજોઃ જીવનપર્યંત તમને ત્યાંથી કોઈ જાકારો નહિ આપે!"

"કિરીટભાઈ!" આંસુ લૂછતી પદ્મા બોલીઃ "તમે તો એમ કહી તમારું મોટું મન બતાવો છો, પરન્તુ મારી સ્થિતિ તમે જાણો છો; તમારા દાદા અને ભાભી બેઉ તમારા જેટલાં ઉદાર નહિ થઈ શકે!"

"હું જાણું છું કે લોકો નિંદા કરશે એટલે તેમનાં મન ઉંચાં થઇ જશે, તમે તેમને અળખામણાં લાગશો, અને તમને એ સ્થિતિ અસહ્ય લાગશે. પણ ભાભી, હું દરેક જોખમને પહોંચી વળીશ. હું કોઈની નિંદાની પરવા નહિ કરું. તમે અળખામણાં થશો તો હું પણ તેમને અળખામણો થવા તૈયાર થઈશ, પણ હું તમને સંકટની જ્વાળાઓમાં સેકાવા નહિ દઉં. તમને મારા પર વિશ્વાસ હોય તો તમે મારી સાથે વડોદરે જ ઊતરી જાઓ!"

"મારે માટે તમે એટલું બધું કરશો? પણ તેટલું કરતાં તમારે કેટલું જોખમ ખેડવું પડશે તે જાણો છો?"

"ભાભી અને દાદા બેઉને હું સમજાવીશ, નહિ સમજે તો તેમની અકૃપા મારા પર ઊતરશે, એ જ ને?"

"તેથી પણ વધુ. તમને ન્યાતમાંથી કોઈ કન્યા નહિ આપે."

"ભલે ન આપે."

"નહિ, નહિ, એટલા મોટા જોખમમાં તમે મારે માટે ઊતરો, તેમ તો મારે નથી કરવું."

"તો પછી હું તમને આપઘાત કરવા માટે છૂટાં નથી મૂકવાનો. અત્યારે તો તમે મારી સાથે વડોદરે જ ઊતરો; આગળ જેમ જેમ જોખમ આવવા લાગશે, તેમ તેમ માર્ગ કાઢીશું. અને કશો માર્ગ નીકળે તેમ નહિ લાગે, તો પછી તમે જેમ કહેશો તેમ કરીશું."

તત્કાળ તો કિરીટની સાથે વડોદરે તેને ઘેર રહેવાની વાત

પદ્માએ માન્ય રાખી, પરન્તુ ત્યાંય પરિસ્થિતિ વિષમ બનતાં વા
લાગશે નહિ એમ તે માનતી હતી. કિરીટ કાંઇક જુદું જ ધારતે
હતો. માણસ ગણત્રી કરે છે એ પ્રમાણે જ બધા બનાવો બનત
નથી, પરિસ્થિતિ અણધાર્યો પલટો પણ લે છે, અને તેમ થવામ
કેટલોક સમય પણ લાગે છે. પદ્મા થોડો વખત વડોદરે રહે, પછ
શું-શું બને છે તે જોઈ લેવું, અને વળી જેવા સંજોગો, તેવે
તેનો ઉકેલ: કિરીટની ગણત્રી એવી હતી.

કિરીટ અને પદ્માને આવેલાં જોતાં જ યમુનાને ખૂબ આન
થયો. પદ્મા ક્યારે મુંબઈ ગઈ હતી અને તે કેમ પાછી ફરી
કશું યમુના જાણતી નહોતી. તે તો મામાજીના દિકરાની વ
પોતાને ત્યાં મહેમાન બની તેટલા પૂરતી જ ખુશ થઈ હતી.

પણ તેની ખુશી સ્હવારમાં જ્યારે કિરીટે બધી વાત કઈ
ત્યારે એકાએક ઉડી ગઇ. કિરીટે તેને ખૂબ ખૂબ સમજાવ
જેટલા બની શક્યા તેટલા ઉદાર વિચારો તેના મનમાં તેણે ઠાંસ
માંડ્યા અને જ્યારે કિરીટ તેને સમજાવતો ત્યારે તે હા એ
ભણ્યે જતી હતી, પરન્તુ એકંદરે પદ્માને પોતાને ત્યાં લાંબો વખ
રાખવાની વાત તેને ગમતી નહોતી.

પંદરેક દિવસ સુધી તો કશું ય બન્યું નહિ, પરન્તુ ધ
ધીરે કાંઇ કાંઈ વાતો પહેલાં પડોશમાં અને પછી ન્યાતમાં થ
માંડી. કશા પણ દેખીતા કારણ વિના પદ્મા લાંબો વખત વડોદ
આવીને રહી હતી, અને પદ્મા તથા પ્રમોદ વચ્ચે અણબન
ચાલતો હતો, એ બેઉ વાતોનો મેળ બેસાડનારને ચિત્રવિચિ
વાતો કરવાનું ખાજ મળતું હતું. કિરીટે વીરમગામ કશીએ ખબ
લખી નહોતી, છતાં એક રાત્રે ઓચિંતા સોમચંદ શેઠ આવ
એટલે કિરીટ આશ્ચર્ય પામ્યા વિના રહ્યો નહિ.

સોમચંદ શેઠ ઠાવકા હતા. તેમને મળેલી ખબર ઓછી ભયંકર નહોતી. કિરીટ પદ્માના અપરાધમાં સંડોવાયલો હોવાનું જ તે જાણતા હતા, છતાં તેમણે કિરીટની સાથે વાતો કરતાં કશોએ રોષ દાખવ્યો નહિ. તો પછી તે અહીં શામાટે આવ્યા હતા? ના! તે તો એમ કહેવા આવ્યા હતા કે, "કિરીટ! જે બનવાનું હતું તે બન્યું, પણ હવે તું પદ્માને ભૂલેચૂકે પાછી વીરમગામ મોકલીશ નહિ, કે મુંબઈ જવા દઈશ નહિ. અહીં જ રાખજે, કોઇ સુવાવડખાનામાં મૂકી આવજે અને ત્યાંથી પરભારી જ બીજે ક્યાંક વળાવી દેજે, અને મને કાગળ લખજે કે પદ્મા સુવાવડમાં જ મરી ગઈ. જોકે તેનું સ્નાન તો હવે અમને પહોંચે જ નહિ, પણ કોઇ કદાચ પૂછે તો તારો કાગળ બતાવીને કહી શકાય કે તે તો તેના પાપે મૂઈ!"

મામાની આ વાત સાંભળીને કિરીટ પગથી માથા સુધી સળગી ઉઠ્યો. તેને મામાનું અપમાન કરવાનું મન થયું, પણ તેણે મનને વારી રાખ્યું. તેણે માત્ર એટલું જ કહ્યું કે "વડોદરા રાજ્યમાં ય જન્મ–મરણની નોંધ રહે છે અને હું તમને લખું કે પદ્મા મરી ગઈ તેથી તે કાંઇ રાજ્યને દફતરે મરી ગએલી નહિ નોંધાય. પણ તે જીવતી હોય તોય શું?"

"અરે, એ તું શું બોલે છે? એ ચંડાળણીને હવે હું જીવતી કેમ જોઈ શકું?"

"નહિ જોઈ શકો, તોય તે જીવતી રહેશે તો તમારે જોવી પણ પડશે. તમારી ઇચ્છાથી જ માણસ જીવી શકે કે મરી શકે એમ નથી થતું."

"એ તો હું સમજું છું અને તેટલા માટે જ હું તને કહું છું કે તેને ક્યાંક દૂર દૂર વળાવી દેજે, એટલે એને ફરીથી જોવા વારો ન આવે."

કિરીટે ગમ ખાધી અને કહ્યું: "એ તો આગળ ઉપરની વાત છે."

"હા, હજી અત્યારે નહિ, પણ સુવાવડખાનેથી તેનો છૂટકો થાય કે તુરત એટલું કર્યા વિના નહિ ચાલે. મારે પ્રમોદનું વેવીશાળ ફરી કરવું પડે કે નહિ?"

"અત્યારે જ કરી નાંખોને, પદ્મા ના કહેતી નથી."

"તું કરડાકીમાં બોલે છે, કિરીટ! પણ સાંભળ, મારી જાણ બહાર કશું નથી." સોમચંદ શેઠે વાત કરવા માંડી: "મેં તને આવો નહોતો ધાર્યો. તું મારો ભાણેજ છે એટલે હું તારી આબરુને છાવરું છું; બીજો કોઈ હોત તો...તો...જા, હું ગમ ખાઉં છું, મારા મ્હોંમાંથી એ શબ્દ નથી નીકળી શકતો."

"તો તમે મારૂં ખૂન કરત!" કિરીટ હસ્યો. તુરત તે ગંભીર બનીને બોલ્યો: "અને મામા! આવા અધમ ભાણેજને ઘેર ફરીથી પગ ન મૂકતા!"

એમ કહી કિરીટ રોષભર્યા વદને મામા પાસેથી ઉઠી ગયો.



## પ્રકરણ ૩૪

### યમુના ઘર છોડે છે

પદ્મા કિરીટને ઘેર રહી ખરી, પણ ત્યાંય તેના મ
આરામ નહોતો. યમુનાને તેનું મ્હોં અળખામણું લા
તે તે જોતી અને ગામમાં થતી વાતો તેને કોઈ ક
નહિ, છતાં તે અનુમાનથી જાણી શકતી કે લોકો પોતાની
કિરીટની નિંદા કર્યા કરતાં હશે. કિરીટને કોઈ કોઇ વાર તે
તે પૂછતી પણ ખરી, પરન્તુ કિરીટ તેનો ઉડાઉ જવાબ આ
અને પદ્માને અહીં રહેતાં જરાએ સંકોચ ન થાય તે
ખબરદાર રહેતો. તેની આ સુજનતા પદ્માને અદ્ભુત લાગ
પરન્તુ બીજી જ ક્ષણે યમુનાનું મ્હોં ચડેલું જોઇને તે ગમ
બની જતી અને અહીંથી નાસી જવાનું તેને મન થતું.

પણ નાસીનેય જવું ક્યાં ? કિરીટને આશ્રરે રહ્યા
તેનો છૂટકો નહોતો. તે યમુનાને ઘરકામમાં મદદ કરતી
આખો દિવસ ઘરમાં જ ભરાઈ રહેતી. પહેલાં કિરીટનો ઘર
સમય યમુનાના સમીપે જતો, પણ પદ્મા આવી ત્યારથી
લગભગ બધો સમય પદ્માની સમીપે જતો. યમુનાની અસૂ
એ પણ એક કારણ હતું. કોઇ વાર તે બબડતીઃ "હવે તો
રહેવું ગમતું નથી, કિરીટભાઈ! પણ શું કરું ? દાદાની વૃદ્ધાવ
મને રોકી રાખે છે."

"ભાભી ! તમે ય આવું કહેશો તો પછી હું ઘરમાં કેવી રીતે રહી શકીશ ?" કિરીટ જવાબ આપતોઃ "માતાથી પોતાના પુત્રને છોડી શકાય ખરો ? અને તમને મારો કાંઇ વાંક લાગતો હોય તોય તે માફ કરવો જોઇએ."

"પણ તમને ખબર છે ? લોકો કેવી વાતો કરે છે ?"

"લોકોના બોલવા તરફ જોશો તો તમે ઘરમાં તો શું પણ વગડામાંય જઇને નિરાંતે રહી શકશો નહિ."

આમ તે યમુનાને સમજાવીને, પોતા પ્રત્યેની તેની લાગણી ઉશ્કેરીને શાંત રાખવા મથતો. પણ યમુના રોજ રોજ નવી ને નવી અકળામણ અનુભવતી. પદ્માની પાસે કિરીટ લાંબો વખત બેસી રહીને વાતો કરતો તે તેને ગમતું નહોતું. એક વાર એક બીજા ઓરડામાંનો ફોટોગ્રાફ કિરીટે પદ્માની ઇચ્છાથી પદ્માના સૂવાના ખંડમાં ટંગાવ્યો ત્યારે તો તેને કાંઇનું કાંઇ થઇ ગયું. એ ફોટોગ્રાફ કિરીટ અને પ્રમોદે સાથે બેસીને નાની વયમાં પડાવેલો. તે વખતે કિરીટની ઉમર ચાર વર્ષની અને પ્રમોદની ઉંમર છ વર્ષની હતી. યમુનાએ માન્યું કે પદ્મા તો પ્રમોદનું મ્હોં પણ હવે જોવા ન ઇચ્છે, પણ કિરીટનું મ્હોં જોવા માટે પદ્માએ એવી માંગણી કરી હશે.

હવે કિરીટને માટે કોઈ કન્યાનાં કહેણ આવતાં નહોતાં. ચંદનદાસ શેઠ પણ હવે તેમની પૌત્રી સરોજને માટે આંટાફેરા ખાતા બંધ થઈ ગયા હતા. સુરતના સતીશ વકીલની કન્યાઓનું શું થયું અને ફરીથી સુરત જવાની વાત કિરીટ કેમ સંભારતો નથી તેની યમુનાને કશી ખબર પડતી નહોતી. કિરીટની અને તે સાથે દાદાના ઘરની પણ ન્યાતમાં બદનામી થતી યમુનાને હવે લાગતી હતી અને તે માટેની જવાબદારી કિરીટની જ હોવાની તેને ખાત્રી હતી. પોતાથી આ ઘરમાં હવે કેમ રહ્યું જાય ?

એટલામાં દાદાની માંદગી વધી અને અઠવાડિયાની અંદર તે રામશરણ થઈ ગયા. યમુના માનતી કે કિરીટ તરફની ચિંતાથી જ દાદાને વહેલું મોત આવ્યું હતું. દાદાને પદ્માનાં પગલાં ઘરમાં ગમતાં નહોતાં તેની યમુનાને ખાત્રી હતી. દાદાના મૃત્યુને મહિને થયો અને તેની માસિક વિધિ પતી ગઈ એટલે યમુનાએ એક વાર કિરીટને ગંભીર બનીને કહ્યું: "કિરીટભાઈ! આજસુધી હું રહી, દાદાને મારાથી છોડી શકાતા નહોતા, પણ હવે તો દાદા ગયા છે અને મારાથી અહીં રહી શકાય તેમ નથી."

"યમુના ભાભી! તમે ગાંડાં છો કે શું? મને પદ્મા ઉપર દયા આવે છે, તેમ તમને નથી આવતી? તે બિચારીની કેવી સ્થિતિ છે! એવી સ્થિતિમાં તો કોઈ પડોશી પણ તેને આશરે આપ્યા વિના ન રહે, અને હું તેને અહીં લાવ્યો છું તેથી અહીંડાઈને તમે જતાં રહો, તેનો શો અર્થ?"

"મને તે ન પૂછશો, કિરીટભાઈ! તમને મેં દીકરા તુલ્ય માન્યા છે, પણ દીકરાનાં અવળાં આચરણ જોઈને મા પણ તેને છોડયા વિના ન રહે."

"હેં હેં! મારાં અવળાં આચરણ?"

"હા! હવે તો મનેય તમારી બીક લાગે છે!"

"મારી તમને બીક? શું કહો છો તમે?"

"હું બરાબર કહું છું. મામાજીએ મને બધું કહ્યું છે, કાંઈ ઘોડિયામાં ઝૂલતી નથી."

"મામાએ તમને કહ્યું છે." કિરીટ ગંભીર બનીને બોલ્યો "ઠી...ક. એ ઝેર તમારા કાનમાં પડયું છે, તેથી જ તમે જવા તૈયાર થયાં છો."

"મામાની વાતથી જ નહિ પણ હું તમારી બેઉની રીતભાત જોઉં છું અને મારી ખાત્રી થઈ છે કે તમે પાપમાં પડયાં છો

અને હજી વધુ પડવાનાં છો. મારાથી એ નહિ જોયું જાય."

એ ઉદ્વિગ્ન સ્થિતિમાં પણ કિરીટને હસવું આવ્યું. તે બોલ્યો: "હું પાપમાં પડ્યો છું એ તો તમે મામાનું કહેલું માની લીધું તેથી કહેતાં હશો; પણ હજી વધુ પાપમાં પડવાનો છું એ શું છે તે તો કહો."

"કહી મૂકયું છે; એમાં શું કહેવું છે? તમે ઠામ–ઠામ ભટકી આવ્યા અને એકકે ઠેકાણે સ્થિર થઈને બેઠા નહિ અને પરણવાની વાત જ ઉડાવી દીધી તેથી હું નહિ પણ આખું વડોદરા બરાબર સમજી ગયું છે કે આ રાંડને જ તમે ઘરમાં ઘાલવાના છો."

"પદ્મા ભાભીને? એને બીજા કોઇથી પરણી શકાય જ નહિ, ભાભી!"

"પ્રમોદ અહીં આવીને છૂટા છેડા કરી જવાનો છે એ ય મેં સાંભળ્યું છે અને તમે ત્યાંસુધી જ ગુપચુપ બેઠા છો તે મારી જાણ બહાર નથી, સમજ્યાને? અને આ બધું કરતુક તો વીરમગામ તમે ગયા ત્યારનું થતું આવ્યું છે તે પણ હું જાણું છું."

"ઠી...ક. એટલે હું પદ્માની વકીલાત કરવા પ્રમોદ પાસે ગયો હતો અને ત્યાં નિષ્ફળતા મળી તેથી હું એને અહીં તેડી લાવ્યો છું એમ તમે માની બેઠાં હશો! એથી વિશેષ કાંઈ છે?"

"ઘણું બધું છે. પદ્માએ તમને બરાબર ભોળવી લીધા છે એ હું નજરોનજર જોઉં છું. લોકોની વાતોથી હું ભરમાઈ નથી. તમારો ફોટો તમે તેની ઓરડીમાં ટંગાવ્યો ત્યારથી હું બધી વાત પામી ગઇ છું."

અને કિરીટ ફરીથી ફીકકું હસ્યો. થોડી વાર તે મૌન રહ્યો અને છેવટે બોલ્યો: "ભાભી! તમારી બધી વાત સાંભળીને હું પૂછું છું કે તમે માનો છો એ બધી વાત ખોટી અને માત્ર કલ્પિત

છે એ વાતનો પુરાવો હું કેવી રીતે આપું તે કહેશો?"

"હા, તમે પદ્માને રજા આપી દો તો હું માનું કે તે ખોટું છે."

"પણ તે બિચારી જાય ક્યાં જાય?"

"તેને ફાવે ત્યાં જાય."

"પણ તેથી તો તે તળાવમાં પડીને આપઘાત કરશે."

"ભલે કરે. આપઘાત કરવા જેવાં કામ કરે તો પછી આપઘાત પણ કરવો પડે."

"એ...મ? ત્યારે તો તમે ખુશીથી ઘર છોડી શકો છો, ભાભી! તમે કહો છો તે કશું કરવા હું તૈયાર નથી!" કિરીટે ગંભીર બનીને સંભળાવી દીધું અને તે ભાભી ઉપર તુચ્છકારની દૃષ્ટિ કરીને ઊઠી ગયો.

યમુનાએ પોતાનાં કપડાંની ટ્રંક ભરીને જવાની તૈયારી કરી. તે ઘેરથી નીકળતી હતી ત્યારે તેણે કહ્યું: "કિરીટભાઈ! મારી ટ્રંક તમે તપાસી લ્યો; હું મારાં કપડાં સિવાય બીજું કશું લઈ જતી નથી."

"પણ શામાટે લઈ જતાં નથી? તમને જોઇએ તે તમે ખુશીથી લઈ જાઓ. દાદાની મીલકત મારી છે અને શું તમારી નથી? તમને પૈસા પણ જોઇશે; લ્યો, અત્યારે આ બસો રૂપિયા તો લઇ જાઓ." કિરીટે સો-સો રૂપિયાની બે નોટો યમુના સામે ધરી.

"મને પૈસા જોઈતા નથી. જોઈશે ત્યારે હું તમને લખીશ."

"પણ તમે ક્યાં જશો? ક્યાં રહેશો? તમારું પિયરનું ઘર તો લ્હેણદારોએ કબજે કરી લીધું છે."

"હું પિયર જવાની નથી."

"તો તમે જ્યાં જશો ત્યાં તમને ખાવા તો જોઈશેને? માટે જ કહું છું કે આટલા પૈસા સાથે લેતાં જાઓ."

"ના...ના, હું મારી બહેનને ત્યાં જવાની છું. તેની સાથે

મને પણ રોટલો મળી રહેશે."

"પ્રાંતિજ..."

"ના હવે તે વીરમગામમાં રહે છે."

"હા, યાદ આવ્યું. શકરી બહેનને હું મળ્યો હતો. ભલે જાઓ, પણ ભાભી! તમે ભૂલ કરો છો હોં!"

"ભૂલ કરતી હોઇશ તો હું મારી ભૂલનાં ફળ ભોગવીશ, પણ તમારી ભૂલ તો નથી થતીને?"

"ના. છતાં મારે કડવાં ફળ ભોગવવાં પણ પડે એવો સંભવ છે; પરંતુ હું એ ફળને ભૂલનાં કદાપિ નહિ માનું."

"તમને ડહાપણનું અજીરણ થયું છે, કિરીટભાઈ! પણ હવે તેનો ઉપાય નથી. હું જઉં છું."

"ભલે જાઓ! પહોંચીને કાગળ તો લખશોને?"

યમુનાની આંખોમાં આંસુ આવી ગયાં. તે ઘર છોડતી હતી પણ મમતા છૂટતી નહોતી. તેના આંસુએ કિરીટની આંખોને પણ ભીની કરી. અંતરના શત્રુભાવ વિના પણ જ્યારે બે વ્યક્તિઓ વચ્ચે વિષમ ભાવ જન્મે છે, ત્યારે એવી જ સ્થિતિ ઉત્પન્ન થાય છે.

યમુનાને જવા દઈને ખડકીનું દ્વાર બંધ કરી જ્યારે કિરીટ પદ્મા પાસે પાછો ફર્યો ત્યારે તે પણ પથારીમાં પડીને મ્હોં છુપાવીને રડી રહી હતી.

કિરીટને ભાન થયું કે અત્યારે એ વિશાળ ઘરમાં માત્ર બે જ વ્યક્તિઓ હતીઃ એક પોતે અને બીજી પદ્મા. તે મનમાં બોલ્યોઃ "કિરીટ! હવે લોકનિંદાની ધીખતી આગમાં બળી જવા તૈયાર થઈ જા, અથવા તો આ દીન તરુણીને ઘરમાંથી હાંકી કાઢવા તૈયાર થા!"



## પ્રકરણ ૩૫

# પ્રમોદ અને પુલીના

હવે પ્રમોદના જીવન તરફ થોડો દૃષ્ટિપાત કરીએ.

વીરમગામની હાઇસ્કૂલમાંથી નીકળીને બે વર્ષ પ્રમોદે અમદાવાદની કોલેજમાં અને પછી ચાર વર્ષ મુંબઈમાં અભ્યાસ કર્યો હતો. વીરમગામના અનેક મર્યાદાઓથી બંધાયલા જીવનમાંથી નીકળીને અમદાવાદમાં વસતાં તેની આસ-પાસની બહુવિધ મર્યાદાઓ તૂટી ગઈ હતી અને મુંબઈમાં વસતાં તેને પોતાને બાંધનાર કોઇ પણ મર્યાદા હોય એવું ભાન રહ્યું નહોતું. વીરમગામમાં તેને પિંજરમાં પુરાયલા પંખી જેવી કેદ લાગતી હતી, અમદાવાદમાં એ કેદ ગઇ હતી તથા તેની વૃત્તિઓ રસળવા લાગી હતી અને મુંબઇમાં તે મુક્ત વિહાર કરતી બની ગઈ હતી. વીરમગામમાં તેની રસિક વૃત્તિને માત્ર સ્ત્રીઓનાં મુખ જ જોવાનાં મળતાં, અમદાવાદમાં સહાધ્યાયિની બાળાઓ અને યુવતીઓ સાથે વાતચીત તથા વિનોદ કરવાનાં મળતાં અને મુંબઇમાં આગળ વધીને મુક્ત સહચાર મળતો તથા છૂટથી હરવા ફરવાનું મળતું. અમદાવાદમાં સહાધ્યાયિનીઓ સાથેના આછા સહચારથી તેને એક ગ્રામ્ય પત્નીને પરણવા માટે પસ્તાવો થતો અને મુંબઈમાં એ પત્ની સાથેનું સહજીવન તેને ભયંકર લાગવા માંડ્યું હતું.

પ્રમોદની કામુક વૃત્તિને આમ ઉત્તરોત્તર વિકાસની સામગ્રી મળી હતી. તે એક એક છોકરીને જોતો અને તેનામાં નવા નવા અભિલાષો જાગતા. તેમની સાથેની વાતો અને વિનોદ તેનામાં તરેહતરેહની લાલસા જગવતાં. તેમની સાથેનો સહચાર જેમ જેમ આગળ વધતો તેમ તેમ તે પદ્માને સંભારીને નિઃશ્વાસ નાંખતો. સહાધ્યાયિનીઓના નૈસર્ગિક કે કૃત્રિમ સૌંદર્ય જ નહિ પણ તેમનું ચાતુર્ય, તેમની વાતો, તેમના વિચારો, તેમના આદર્શો એ બધાંની સાથે પદ્માની તુલના કર્યા વિના તેનાથી રહેવાતું જ નહિ. તે મનમાં વિચારતો કે પોતે જો નાગર હોત તો પેલી સુનંદાને પરણત, પોતે પારસી હોત તો પેલી તેહમીનાને પોતાની કરત, પોતે દક્ષિણી હોત તો વત્સલાના સૌંદર્યનો ભ્રમર બનત અને પોતે યહુદી હોત તો પોલા જેવી સુંદરીને જરૂર મેળવી શક્યો હોત! એ દરેક માટેનો અભિલાષ કરતી વખતે પ્રમોદના ચિત્તમાં દરેકની અનેક વિશિષ્ટતાઓ તેના મનમાં વસી જતી અને તે કેટલાય વખત સુધી તરફડતો.

એવી અનેક બાળાઓનો પરિચય તેને થયો હતો અને કેટલાક વખત પછી તે તૂટતો પણ ગયો હતો. પરંતુ પુલીના સાથેનો પરિચય તો સતત ત્રણ-ચાર વર્ષથી ચાલ્યો આવતો હતો. બેઉ સાથે બી. એ.ના સીનીયર કલાસમાં ભણતાં ત્યારથી સંધાયલો પરિચય આજસુધી ચાલુ રહ્યો હતો, અને હવે એ સંબંધ ચિરસ્થાયી થાય એવી અભિલાષામાં પ્રમોદ દિવસો વીતાડી રહ્યો હતો.

પુલીના દક્ષિણી પ્રભુ કોમની એક કુમારિકા હતી. ધનિક વૃદ્ધ માતાની તે એકની એક પુત્રી હતી, અને માતૃવાત્સલ્યે તેની આસપાસ કશાં બંધનો રહેવા દીધાં નહોતાં. બી. એ. ની પરીક્ષા પસાર કર્યા પછી પુલીના શિક્ષિકાનો વ્યવસાય કરશે, એવી તેની

માતા પાર્વતીની કલ્પના હતી; પરન્તુ પુલીનાએ એ કલ્પના ખોટી પાડી હતી. મરણ પામેલા પતિનું પુષ્કળ ધન હોવાથી પુલીનાની નોકરી કે વ્યવસાયની કમાણીની પાર્વતીને કશી જરૂર નહોતી એ ખરું, પણ પ્રાપ્ત કરેલી વિદ્યાનો બીજો કોઇ ઉપયોગ પાર્વતી જોઇ શકતી નહોતી એટલે જ તે એવી કલ્પના કરતી હતી; પરન્તુ પુલીનાની અભિરુચિ નિરાળી જ હતી. તેનું ચિત્ત સાહિત્યમાં ડૂબાડૂબ રહેતું. તે કવિતાઓ અને કથાઓ લખતી, મરાઠી પત્રોમાં તે પ્રસિદ્ધ થતાં જોઇને રાચતી, અને દિવસનો મોટો ભાગ સૃષ્ટિની નિસર્ગરમ્યતાના દર્શનમાં તથા કલ્પનાઓમાં જ રમણ કર્યા કરતી. કુદરતના સૌંદર્ય અને માધુર્યના સંવેદનમાં તેને જે આનંદ મળતો, તે તેને મન પોતાની અમૂલ્ય મનઃસમૃદ્ધિ હતી. તેની કવિતામાં એ જ સંવેદનો તે ઊતારતી અને પુનઃ પુનઃ વાંચતાં તે ધરાતી નહિ. રાત્રે તારાઓથી ભરેલું આકાશ, સાંજે સંધ્યાના હૃદયમાં કટાર ભોંકીને લોહીની છોળો ઉડાડતો સૂર્ય, અને પ્રભાતે દરિયામાં સુવર્ણરજ પાથરી દેનારો બાલ સૂર્ય તેના અંતરમાં જે રોમાન્સ જગવતાં, તેની તુલનામાં તેને માનવીનું સ્થૂળ વાસ્તવિક જીવન કેવળ પામર ભાસતું.

સૌંદર્યઘેલી તેની આંખોએ કુદરતનું અને જીવનનું કયું સૌંદર્ય નહિ જોયું હોય એ જ પ્રશ્ન હતો. તેનો કોઈ રવિવાર ભાગ્યે જ ઘરની અંદર ગયો હશે. તે મુંબઈમાં અને મુંબઈની બહાર, દરિયામાં અને પહાડી પ્રદેશમાં, બગીચાઓમાં અને સંગ્રહસ્થાનોમાં ઘૂમ્યા કરતી; અને રસથી સંક્ષુબ્ધ વૃત્તિઓને કવિતામાં ઉતારતી. પ્રમોદ તેને કોઈ વાર 'કુદરતઘેલી' કહીને હસતો, પણ તેને તો પુલીના પોતાની રસિકતા માટેનું ઉંચું પ્રમાણપત્ર માનતી અને તે માટે પ્રમોદનો આભાર માનતી.

કવિતા લખતાં કે કવિતા વાંચતાં તે જ્યારે આનંદાવેશથી

ક્ષુબ્ધ થઈ જતી અને પોતાના સંક્ષોભનું આસ્વાદન માતાને કરાવવા માટે તેની સમીપે ફરી વાંચતી, તે ઉપર વિવેચન કરતી તથા માતાને તેથી આનંદ થએલો જોતી ત્યારે જ તે વિરમતી. પાર્વતીને તેમાં પુલીનાના જેટલો રસ પડતો નહિ, પરંતુ પુત્રીને મનોભંગ ન વેઠવો પડે તેટલા માટે તે તેને સાંભળતી અને આનંદનું પ્રદર્શન કરીને પુત્રીને સંતોષતી. પ્રમોદને પણ તે પોતાના રસસંવેદનનો ભાગીદાર બનાવતી. પાર્વતી કરતાં પ્રમોદ મનોભૂમિમાં ઉચ્ચ કક્ષાએ હતો, એટલે પુલીનાનું કવિતામય માનસ પ્રમોદ પાસે વધારે ઉલ્લાસ અનુભવતું. રસિક જનને પોતાના રસમય હૃદયની કદર કરનાર પ્રાપ્ત થતાં જે ઉલ્લાસ આવે છે, જે તુષ્ટિ મળે છે, તેથી કોણ અજાણ્યું છે? એ ઉલ્લાસ અને તુષ્ટિના અનુભવે પુલીનાને પ્રમોદની મૈત્રિણી બનાવી હતી અને ત્રણ–ચાર વર્ષમાં એ મૈત્રીસંબંધમાં બેઉ વધુ ને વધુ નજીક આવતાં ગયાં હતાં.

પુલીનાને મન પ્રમોદ સુંદર હતો, પ્રમોદને મન પુલીના સુંદર હતી: પરન્તુ બેઉના મનમાં વસેલી સુંદરતા વચ્ચે ભેદ હતો. પુલીના કેવી નમણી, સુંદર અને રમતિયાળ છોકરી છે, એમ પ્રમોદને લાગ્યા કરતું: પ્રમોદ કેટલો રસિક, ચતુર અને વિદ્વાન યુવક છે એમ પુલીનાને અહોનિશ થયા કરતું. પ્રમોદ પુલીનાને પોતાની કરવા ઇચ્છતો, પુલીનાને પ્રમોદ સાથેનું સહજીવન સુખના સૂર્યોદય જેવું લાગતું અને એ વિષે બેઉ ઘણી વાર મીઠી મધુરી વાતો પણ કરી ચૂકયાં હતાં. પરન્તુ પ્રમોદ પરણેલો હતો, તેને પત્ની હતી, એ વાત પુલીનાને એટલી ખૂંચતી હતી કે તે પ્રમોદની પત્ની થવાને બદલે મૈત્રિણી રહેવા જ તે ઇચ્છતી હતી.

"પ્રમોદ! પરણવાથી વિશેષ શું છે? આજે આપણે રોજ સાથે હરીએ ફરીએ છીએ અને આનંદમાં સમરસ તથા સહભાગી

બની શકીએ છીએ ને !"

"પણ લગ્ન થવાથી તો ચોવીસે કલાકનું સહજીવન મળે છે, તેનો આનંદ શું જેવો તેવો છે ?"

"એ ખરું, પણ હું રોજના થોડા થોડા સહચારથી તારી પાસેથી આનંદ મેળવી શકું છું તેમ તું પણ એટલા જ આનંદ વડે સંતોષ માની લે."

"મને આનંદનાં છાંટણાંથી સંતોષ ન થાય; મારે તો આનંદના હોજમાં પડીને આનંદની છોળો ઉછાળવાનો અભિલાષ પૂરો કરવો છે."

પુલીના મુક્ત હાસ્ય કરતી બોલી: "અને એવી આનંદની છોળો મને પણ જોઈતી હોય તો તારા જીવનમાં બીજી સ્ત્રીનું સ્થાન કેમ ચાલી શકે ?"

"મારે સ્ત્રી છે, પણ મારા જીવનમાં તેનું કોઈ સ્થાન રહ્યું નથી. તેટલા માટે જ હું તને કહું છું કે આપણે હવે લગ્ન તો કરવું જોઇએ."

"ના, ના, ના ! બા પણ ના કહે છે: તું બાને ગમતો નથી એમ ન માનીશ હોં; તું પરણેલો છે માટે જ બા ના કહે છે."

"પણ તું શું કહે છે ?"

"હું ય ના કહું છું, કારણકે તું માને છે કે તેવી આનંદની છોળોની મને અત્યારે કશી ય જરૂર લાગતી નથી."

"હંઅ, તને કશી ય જરૂર લાગતી નથી, પણ હું તરફડું છું તેથી તને લાગણી થતી નથી ?"

પ્રમોદના વદન ઉપર કાંઈક રોષ અને કાંઈક નિરાશા જોઇને પુલીના લાગણીવશ થતી બોલી: "તું તરફડે છે, તો હું રોજ તારી પાસે આવીશ અને આપણે ખૂબ ફરીશું, વાતો કરીશું; બોલ, તને નિયમિત રીતે કયો વખત ફુરસદનો મળે ?"

"મે વેકેશનમાં પંચગની જઇને સાથે રહીએ."

"અંહં ! એ કાંઈ બને નહિ. બા એવી રજા આપે નહિ અને એમ હું રહું પણ નહિ." પુલીના હસી રહી.

"તું હસે છે અને મારું કાળજું ફફડે છે." પુલીનાનો હાથ પકડીને પ્રમોદ બોલ્યો: "ગમે તેમ કર, પુલીના ! મારી ને તારી વચ્ચેનું અંતર હવે મારાથી વેઠી શકાય તેમ નથી !"

પુલીના ગંભીર બની. તેને પ્રમોદની દયા આવતી હોય તેમ લાગ્યું. તે પ્રમોદની સામે જોઈ રહીને બોલી: "હું શું કરું પ્રમોદ ? મારાથી શું બની શકે તેવું છે ?"

"તારાથી લગ્ન થઈ શકે તેમ છે, છતાં તું ના કહે છે."

"ન થઈ શકે, પ્રમોદ ! ન થઈ શકે. બા સાચું કહે છે. એક મ્યાનમાં બે તલ્વાર ન માઈ શકે. પણ આપણે સાથે વધુ વખત રહી શકીએ એવો એક માર્ગ બતાવું તો ?"

"શો ?"

"તું રસોઈયાને રજા આપી દે, અને અમારે ત્યાં જમવા આવ. બા ના નહિ કહે."

પ્રમોદને એ દરખાસ્ત રૂચી નહિ. તેને તેમાં અપકીર્તિનો ભય લાગ્યો, અને અપકીર્તિના બદલારૂપે પુલીના તો મળે તેમ નહોતું. તેણે ના કહી.

એવી દિલની વાતોના પ્રસંગો તો પ્રમોદ અને પુલીનાના એ પરિચયકાળમાં અનેક વાર આવી ગયા હતા.

પદ્મા મુંબઈમાં આવી અને પુલીનાને તેની ખબર પડી એટલે તેણે કહ્યું: "જોયું પ્રમોદ ! તું કહે છે કે તારા જીવનમાં પદ્માને કશું સ્થાન નથી, પણ તેના જીવનમાં તારું સ્થાન છે, એટલે તે વગરબોલાવી પણ આવી કે નહિ ? હું તને પરણી બેઠી હોઉં તો તેનું, મારું અને તારું શું થાય ? કહે, પછી

કોઈનાં જીવનમાં આનંદનું એક પણ કિરણ રહે ?"

પ્રમોદ તે વખતે કશો જવાબ આપી શક્યો નહિ.

પરન્તુ પદ્માને હાંકી કાઢયા પછી તેણે કહ્યું: "પુલીના ! હવે લાંબા સમયની આપણી આંકાક્ષાઓ પૂરી થવાને બહુ વાર નથી."

"શું પદ્મા જતી રહી ?"

"હા, પણ અત્યારે તું મને કશું વધારે પૂછીશ નહિ. થોડા માસ જવા દે, પછી તને એક આનંદદાયક ખબર આપીને હું તને ચમકાવી મૂકીશ !"

"ખરેખર ?" પુલીનાએ હસીને પૂછયું.

"હા !" પ્રમોદના વદન પર પણ ગર્વભર્યાં આનંદની રેખાઓ હતી.



# પ્રકરણ ૩૬

## પ્રેમ-પંખીડાં

હવે પદ્મા એક યા બીજે માર્ગે પોતાના જીવનમાં ડખલ કર્યા વિના જ અદૃશ્ય થશે એવી પ્રમોદને ખાત્રી હતી. પદ્મા કેવી રીતે અદૃશ્ય થશે તેની ગણત્રી પણ તેણે કરી રાખી હતી.

પદ્મા અને કિરીટને હાંકી કાઢ્યા પછી તેણે પિતાને બધી વીગત લખી જણાવી હતી અને પદ્માને ઘરમાં આશરો નહિ આપવાની સૂચના પણ કરી હતી. એવી પરિસ્થિતિમાં પદ્મા શું કરશે તે તેના ખ્યાલ બહાર રહ્યું નહોતું. કાંતો તે નિરાશાથી આપઘાત કરે અને કાંતો તે કોઈ અનાથો કે અબળાઓના આશ્રમમાં જઈને રહે. એવા આશ્રમમાંથી પણ ઘેર પાછા ફરવાનો માર્ગ બંધ કરવામાં આવતાં તે કોઈ પણ બીજા પુરુષને પરણીને ચાલી જાય તે વિના બીજો કોઈ માર્ગ જ તેને માટે પ્રમોદ કલ્પી શકતો ન હતો. પિયરમાં કે સાસરામાં જે યુવતીને આશરો ન મળી શકે તેને કોઈ બીજા પુરુષનો આશરો લેવાનો એક જ માર્ગ રહે છે.

પરન્તુ અઠવાડિયું વીતી ગયા પછી જ્યારે સોમચંદ શેઠનો પત્ર આવ્યો કે પદ્મા વીરમગામ પાછી ફરી નથી, ત્યારે પ્રમોદ સમજી ગયો કે કિરીટે તેને આશરો આપ્યો હોવો જોઇએ. તેણે

એ સંભવ પિતાને લખી જણાવ્યો હતો, તે ઉપરથી જ સોમચંદ શેઠ વડોદરે ગયા હતા. પ્રમોદનો માર્ગ મોકળો કરવાને ભવિષ્યમાં પદ્માનું શું કરવું તે માટેનો જે માર્ગ સોમચંદ શેઠે કિરીટને સૂચવ્યો હતો તે માર્ગ પ્રમોદની જ સૂચના મુજબનો હતો.

પરન્તુ કિરીટે સોમચંદ શેઠ સાથે ચલાવેલા વર્તનની વાત જ્યારે પ્રમોદે જાણી ત્યારે પદ્મા આપઘાત કરે કે આશ્રમમાં જાય એ તેને શક્ય ન જણાયું; એટલે તેની વકીલની બુદ્ધિએ તેને બીજો માર્ગ બતાવ્યો. પદ્માના દુર્વર્તનનો પૂરતો પુરાવો તેની પાસે હતો અને હવે જો તે વડોદરામાં જ રહી હતી તો વડોદરાનો છૂટા છેડાનો કાયદો પોતાને મદદ કેમ ન કરી શકે? અને એ રીતે પ્રમોદ પદ્મા સાથેના લગ્નબંધનમાંથી મુક્ત થાય એટલે તુરત તેને માટે પુલીના તૈયાર હતી! પણ આ કશી વાત તેણે પુલીનાને કહી નહોતી. જ્યાંસુધી સમય પાકે નહિ ત્યાંસુધી તેને તેથી અજાણ રાખવાનો તેણે પોતાના મન સાથે ઠરાવ કર્યો હતો.

સંધ્યાકાળે પ્રમોદ અને પુલીના એક નાની મોટરબોટ ભાડે કરી દરિયામાં ફરવા નીકળ્યાં હતાં. પ્રમોદ બેઠક પર આડો પડીને મનમાં પદ્માની ડખલમાંથી છૂટવાના માર્ગની આંકણી કરતો હતો. આમ દરિયામાં ફરવાનો તેને કાંઈ શોખ નહોતો. તે શોખ તો પુલીનાને જ હતો અને તે તેની પાછળ ધસડાયો હતો. પુલીના સાથેની એવી એકાંત તેને આનંદજનક લાગે ખરી પરન્તુ એવી એકાંતો પણ હવે તો જૂની થઈ ગઈ હતી. પહેલાં પહેલાં તેને એમાં ખૂબ રસ પડતો. પુલીના સાગરતરંગોનાં દૃશ્યો નિહાળે અને તેના વદન પર જે ઉલ્લાસ વ્યાપે, તે ઉલ્લાસના દર્શનમાં પ્રમોદને રસ પડતો અને તે પણ તેની પાસે જ બેસીને કે તેના ખભા પર હાથ ટેકવીને પુલીનાના ઉલ્લાસમાં

ભાગ લેવા મથતો. પણ હવે તેને એવો ઉલ્લાસ ઉપજતો નહિ. નવીનતામાં રમણીયતાની દૃષ્ટિ હોય છે ત્યાંસુધી જ તે ઉલ્લાસ ઉપજાવે છે: નવીનતાનો પરિચય વધતાં એ દૃષ્ટિ વિરમતી જાય છે અને ઉલ્લાસ પણ આથમતો જાય છે.

એક સમય એવો હતો કે જ્યારે પુલીનાનું એક સ્મિત તેને ઉલ્લાસ ઉપજાવવા માટે પૂરતું હતું. આજે પુલીનાને ચુંબન લેતાં પણ તે પહેલાંના જેવો આનંદકંપ અનુભવતો નહોતો. પુલીનાના ખભા પર હાથ મૂકી, તેના મસ્તકને પોતાના પાસામાં દાબી તે જે સુકોમળ સ્પર્શદ્વારા સ્ફૂર્તિ મેળવતો, તે સ્ફૂર્તિ હવે તેને પુલીનાને બાહુપાશથી ઘેરતાં પણ મળતી નહિ.

પુલીનામાં એવું કશું નહોતું કે જેથી પ્રમોદને કંટાળો આવે. તે એકસરખી મધુર અને સુંદર કુમારિકા હતી. પ્રમોદ તેની સાથે જે છૂટ લેતો તેથી તેને કોઈ વાર ચ્હીડ ચડતી અને તે આસ્તેથી પ્રમોદને તમાચો ચોડી દેતી અને પછી હસતી. પ્રમોદને તે વખતે ખૂબ આનંદસંવેદન થતું અને પુલીનાના માધુર્યના ઉપભોગની તેની વૃત્તિ તીવ્ર થતી. પરંતુ પુલીનાનું એ માધુર્ય ઓસરી જતાં વાર થતી નહિ. પ્રમોદની રસિકતાને જોઈતો પ્રત્યુત્તર પુલીના પાસેથી મળતો નહિ.

પુલીનાને રસ પડતો કુદરતના નૃત્યમાં. સાગરનાં મોજામાં પ્રતિબિંબિત થતું ચંદ્રબિંબ અને તેને ઘેરી વળેલા તારાઓ જો તેના કવિતારસને ઉદ્રિક્ત કરી રહ્યા હોય, તો પ્રમોદના હાથના સ્પર્શનું પણ તેને ભાન ન રહે. બગીચામાં ફરતાં જો પુષ્પગંધ અને શીતળ વાયુલહરિ તેને રોમાંચિત કરતાં હોય તો તેનું મગજ એટલું પ્રફુલ્લિત થાય કે પ્રમોદની વાતોમાં પણ તેનું ચિત્ત ચોંટે નહિ.

"પુલીના! હવે પાછાં ફરીશું?" રાત પડી ગયા પછી

કેટલીક વારે પ્રમોદે પૂછ્યું.

"અહાહા ! પ્રમોદ ! તું કેવો છે ? એટલી વારમાં ઘેર જવું છે ?"

"અરે, નવ વાગશે !"

"મધરાત કેમ થતી નથી !"

"તારો શોખ તો અજબ છે હોં !"

"જરા અહીં આવ અને ચોમેર દૃષ્ટિપાત તો કર ! 'રોમાન્સ'નો ધોધ વહી રહેલો તને દેખાશે !"

રસ પડે કે ન પડે, પણ પ્રમોદ પુલીનાના રસમાં ભાગ લેવાનો બાહ્ય વ્યાપાર કરવામાં ન્યૂનતા રાખતો નહિ. તેથી તો પ્રમોદની સમરસતા પુલીનાના મનના આકર્ષણ રૂપ બની હતી.

"ખરેખર ! અદ્‌ભુત છે આ દૃશ્ય ! તારાનાં ટોળાં..."

"ઉંહ ! તારાનાં ટોળાં ન કહેવાય, પ્રમોદ ! તારાનાં તો વૃંદ કહેવાય કે ઝૂમખાં કહેવાય !"

"વૃંદ એટલે ટોળાં નહિ ?"

પુલીના હસી: "પણ તારાને જો ઉડતાં પક્ષીઓની ઉપમા આપીએ તો કવિતામાં તેને ટોળાં કહેવાય–ગદ્યમાં એમ ન કહેવાય !"

"ખરેખર, પુલીના ! દેશી ભાષાના શબ્દપ્રયોગો તો મારે તારી પાસેથી જ શીખવા પડશે."

"તું ગમે તેટલું શીખે, પણ તને વાર્તા કે કવિતા લખતાં નહિ આવડે."

"કવિતા લખતાં શીખવા કરતાં તેમાં રસ લેતાં શીખીશ તોએ મારે મન બસ છે. તને લાગે છે કે તારા પરિચય પછી હું કાંઈક રસ લેતાં શીખ્યો છું ?"

"તારામાં સૌંદર્ય પ્રત્યેની નૈસર્ગિક રસવૃત્તિ ઓછી છે, પરન્તુ તારામાં રસ જાગે છે એટલે તું તેમાં લીન થઈ શકે છે

એ મેં ઘણી વાર જોયું છે. અને રસવૃત્તિ એ જ રીતે કેળવી શકાય છે. પણ જાગેલા રસોદ્રેકને વાણી મળવી જોઈએ."

"એ તો મને નહિ આવડે. હૃદયના ભાવને 'એક્સપ્રેસ' કરવા માટે મને દેશી ભાષાના શબ્દો જડતા નથી."

પુલીના હસી: "તારાનાં ટોળાં જેવા શબ્દોથી કાંઇ કવિતા ન થાય."

"હા...આ!" પ્રમોદ ચાળા પાડતો બોલ્યો: "કવિતા તો ત્યારે જ થાય કે જ્યારે જીભથી ન ચાખી શકાય તેવા તેજને 'મીઠાં તેજ' કહીએ, ગાયનને કાનથી જ સાંભળી શકાય છતાં 'ગીતમાધુરીને ચાખવી' કહીએ! એવી કવિતા જો અમે કોર્ટને આંગણે..."

"છાનો રહે! કવિતાનું અપમાન કર નહિ!"

"કોર્ટને આંગણે કવિતા ન હોય..."

"તે તો સાગરને આંગણે શોભે..."

અને ક્ષણભર મૌન રહી પુલીના થોડું ગુંજી, અને પછી તેનો સ્વર ધીરે ધીરે દોડતી બોટના ઘરઘરાટની ઉપર તરવા લાગ્યો:

"ગાયે સંગીત કેવું સિંધુની તરંગવીણા!
જરા તો માધુરી ચાખી મન હરખી લે સખા!"

"સાબાશ!" પ્રમોદ બૂમ મારીને બોલી ઊઠ્યો અને પુલીનાની પાસે આવીને ઊભો.

પુલીના પ્રમોદના આનંદપુલકિત વદનનું ધ્યાન ધરતી મનમાં કવિતાની વધુ તૂકો ગોઠવતી જણાઈ.

"ફરીથી બોલ એ, પુલીના! તેં 'ગીતમાધુરી ચાખવા'નો પ્રયોગ સરસ કરી બતાવ્યો."

પુલીના પુનઃ ગાઈ રહી:

"ગાયે સંગીત કેવું સિંધુની તરંગવીણા!
જરા તો માધુરી ચાખી મન હરખી લે સખા!

વરસે તેજ મીઠાં અંબરને આંગણેથી,
તું એ આનંદની ધારે જરા વરસી લે સખા!"

"વાહ! મીઠાં તેજ પણ આવ્યાં!"

પુલીનાની ગઝલ આગળ વાધી:

"હસે સિંધુ ને શશી તારલીયાનાં ઝુમખાં,
હસે રજની, હવે તુંએ જરી હસી લે સખા!"

અને પ્રમોદ આનંદમત્ત થતો ખૂબ હસ્યો. તેણે પુલીનાનો હાથ પકડી જોરથી દબાવ્યો અને પ્રસન્નવદના પુલીના પર પ્રસન્ન થએલી કવિતા દેવી નૃત્ય કરવા લાગી:

"દિશાઓની દિવાલોનો બન્યો છે મહેલ મારો,
નભ ને જળ વચ્ચે હું સાથ તું વસી લે સખા!"

"પણ હું ક્યાં ના કહું છું? આ બેઠો, તું કહીશ તો આખી રાત, ભલે સવારે જ ઘેર જવાય!"

પુલીનાનો વિનોદ હજી થોભ્યો નહિ. તે બોલી:

"નહીં હું ઘેર હવે આવું, ન તુજ સાથ રહું,
તારું તો ચિત્ત ઘેર્યું છે કોઈ અસીલે સખા!

"ઓ...ઓ...ઓ..." કરતા પ્રમોદે તાળી બજાવી અને તે ખડખડાટ હસી પડ્યો. "ઠાર માર્યો મને તેં તો, પુલીના! મારો અસીલ પણ તારી કવિતાની કેદમાં પૂરાયા વિના ન રહ્યો!"

અને એ મત્ત ભ્રમરે પુલીનાના કપોલ પર એક મીઠો ડંખ માર્યો. પુલીનાની રસવૃત્તિએ અને કવિતાવિનોદે એ પારિતોષિક હસતી આંખે સ્વીકારી લીધું.

*

## પ્રકરણ ૩૭

## નવી મિત્રતા

"પ્રમોદે પદ્માને કેમ કાઢી મૂકી?"

"બેઉને બનતું જ નથી; અને બને પણ કેવી રીતે? એ ગામડાની અભણ અને અલ્લડ બાઈ, આ બિચારો ભણ્યો-ગણ્યો સુશીલ વકીલ. એટલે થોડા દિવસ રહેવા દઈને પાછી મોકલી દીધી."

"હવે પ્રમોદ શું કરવા ઇચ્છે છે?"

"તેનો લગ્નસંબંધ તોડી નાંખવા ઇચ્છે છે."

"એમની ન્યાતમાં એવું નથી થતું."

"પણ વડોદરા રાજ્યમાં થાય છે અને પદ્મા હવે વડોદરામાં પ્રમોદના ભાઇને ત્યાં રહે છે."

"પણ પ્રમોદ ક્યાં વડોદરામાં રહે છે?"

"તેણે ત્યાં એક નામનું જ ઘર ભાડે રાખ્યું છે, અને ઘટસ્ફોટ માટેની બધી કાયદેસરની તૈયારી કરી રાખી છે."

"પણ પદ્માના કોઈ મોટા અપરાધ વિના ઘટસ્ફોટ ન થઈ શકે."

"આપણા કરતાં વકીલ એ વિષે વધુ જાણે. પ્રમોદ કહે છે કે તે બધું થઇ શકશે."

"તો ભલે, પણ ઘટસ્ફોટ વિના તું લગ્નનું વચન ન આપતી."

"એ તો મેં તેને ક્યારનું ય કહી દીધું છે."

"એનાં માબાપ આ લગ્નમાં સંમતિ આપશે ?"

પુલીના હસી: "એ જુનવાણી લોકો વળી સંમતિ આપે ખરાં ? પ્રમોદને એવી કશી પરવા નથી. તેનું દિલ પૂરેપૂરું મારામાં જ બંધાઈ ગયું છે. અને બા ! બહુ જ આનંદી, બહુ જ સુશીલ, શાણો, હોશિયાર, કમાઉ......"

પુલીના આગળ બોલતી થોભી ગઈ, કારણકે બે અજાણી વ્યક્તિઓને તેણે દ્વાર તરફ આવતી જોઈ હતી.

"કોનું કામ છે ?"

"પુલીના દેસાઈ..."

"હા, હું પોતે જ; આવોને બ્હેન !"

પુલીનાએ એક ગોળ મેજની આસપાસ પડેલી ત્રણ–ચાર ખુરશીઓ પર નજર કરી અને પોતે પણ મેજ તરફ ગઈ.

આગંતુકોમાં એક જુવાન પુરુષ હતો અને બીજી યુવતી હતી. દેખાવે બેઉ કુલીન અને સંસ્કારી દેખાતાં હતાં. બેઉ બેઠાં એટલે સામેની ખુરશી પર પુલીના બેઠી. પાર્વતી આરામખુરશીમાં બેઠી હતી તે ત્યાં જ બેસી રહી.

પુરુષે વાતચીતનો પ્રારંભ કરતાં કહ્યું: "અમને તમારું સિરનામું 'તરંગ' પત્રના તંત્રી પાસેથી મળ્યું."

"હા, 'તરંગ'ના છેલ્લા અંકમાં મારી એક ગઝલ પ્રસિદ્ધ થઈ છે."

"એ ગઝલ માટે જ અમે આવ્યાં છીએ."

"શું છે ?"

"તમે મને ઓળખતાં તો નહિ હો." યુવતીએ કહ્યું.

"ના, પણ ક્યાંક જોયાં હોય એવો અણસાર આવે છે."

"મારુ નામ સરિતા."

"હાં હાં ! સરિતાકુમારી...પેલી 'દાસકન્યા'ની ફિલ્મમાં તમે જ કામ કર્યું છે...બરાબર, એ ફિલ્મ મેં જોએલી."

પુરુષે કહ્યું: "પુલીના બહેન ! વાત એમ છે કે હું શંકર સીનેટોનનો સ્ટોરી-રાયટર છું અને સરિતાકુમારી એ કંપનીનાં મુખ્ય નટી છે. અમારી એક ફિલ્મ ઊતરે છે, તેમાં તમારી આ ગઝલ અમારે લેવી છે. તે માટે તમારી પરવાનગી માટે અમે આવ્યાં છીએ."

"મારી ગઝલ તમને પૂરેપૂરી અનુકૂળ આવે તેવી છે?"

"છેલ્લી બે પંક્તિઓ અમે કાઢી નાંખીશું; બાકી બરાબર અનુકૂળ છે. એ માટેનું બીજું ગાયન તો અમારી પાસે તૈયાર જ છે. પરન્તુ ચંદ્રપ્રકાશમાં નૌકાવિહાર કરતાં પ્રેમી-પ્રેમિકાના મુખમાં મૂકવા માટે તમારી ગઝલ સરિતાકુમારીને વધુ સારી લાગી; વળી ફિલ્મ ગુજરાતીમાં જ ઊતરે છે."

"એ ગઝલ તમે ફિલ્મમાં ગાશો?" પુલીનાએ સ્મિતરેખા સ્ફુરાવતાં કુતૂહલવશ થઈ પૂછ્યું.

"હા." સરિતાએ ઉત્સાહભેર જવાબ આપ્યો.

એટલામાં પ્રમોદ આવ્યો, અને પુલીના બોલી: "સારું થયું કે તમે આવ્યા. સરિતાકુમારી ! આ અમારા વકીલ સાહેબ કહે તેમ કરીએ."

"શું છે?" પ્રમોદે ખુરશી પર બેસતાં પૂછ્યું.

પુલીનાએ વાત સમજાવી. પ્રમોદ તે સાંભળી રહ્યો. સરિતાને પણ તેણે ઓળખી. પુલીના બોલતી હતી તે દરમ્યાન બધો વખત પ્રમોદની આંખો સરિતાના વદન પર જ રસળતી હતી. 'દાસકન્યા'માં તેણે કરેલા અભિનયો તેની દૃષ્ટિ સામે આવજા કરતા હતા અને એ અભિનય કરનારી સુંદર નટી અત્યારે પોતાની સમીપે બેઠી છે એવું ભાન તેના સૌંદર્યભૂખ્યા ચિત્તના તારોને ઝણઝણાવતું હતું.

વાત સાંભળી રહીને પ્રમોદ સ્મિત કરતો બોલ્યો: "સરિતા-કુમારી! આજકાલ તો સીનેમા કંપનીઓ ખૂબ રળે છે. પુલીનાની ગઝલ તમે ઉપયોગમાં લ્યો તો તમારે તેનો કાંઈ બદલો પણ આપવો જોઇએ."

"બદલાની વાત તો હું શું જાણું? ચંદ્રસાગર! હવે તમારે વકીલ સાથે કામ લેવાનું આવ્યું!" સરિતા બોલી અને સૌ હસ્યાં.

ચંદ્રસાગરે કહ્યું: "બદલો અમે આપીશું અમારી શક્તિ મુજબ."

"કહો શું આપશો?"

"તમે તો કહો."

"સો રૂપિયા."

"આપીશું."

અને પ્રમોદ ખડખડાટ હસી પડયો.

"કેમ હસ્યા?" પુલીનાએ પૂછ્યું.

"તમારી કવિતાની કીંમત તો થઈ ચૂકી. પણ સરિતાકુમારી! પુલીનાને કાંઈ પૈસાની ભૂખ નથી. તમને એ ગઝલ બદલા વિના ઉપયોગમાં લેવાની અમારી પરવાનગી છે, પણ એક શરતે."

"કહો તમારી શરત."

"એ ગઝલ ગાશે કોણ?"

"હું પોતે જ." સરિતાએ કહ્યું.

"ભલે, પણ એ ગઝલ તમારા મુખેથી બરાબર સાંભળ્યા બાદ અમારી પરવાનગી મળે, ત્યારે જ તમારે તેનું રેકર્ડીંગ કરવું એ અમારી શરત. સારાં ગાયનો પણ કેટલીક વાર કાચી તૈયારીએ ઊતરવાથી લેખકનું નામ બદનામ થાય છે, એટલા માટે જ આ શરત છે, હોં! કેમ પુલીના! મારી વાત મંજુર છે ને?"

"જરૂર મંજુર છે. તે માટે તો તમને વચ્ચે પાડયા છે."

"અને અમને પણ તે વાત મંજુર છે. મને ભય હતો

કે આ વકીલ સાહેબ ગઝલનો સોદો વેપારી રાહે ઊતારશે પણ મારી એ ભૂલ હતી. હુશિયાર, ઉદાર અને રસના જાણકાર પણ વકીલો હોઈ શકે છે એ તમારા પરિચયે મને સમજાવ્યું.”

“થેંક યુ!” પ્રમોદે વિવેક દર્શાવ્યો.

“આજે અમને બે જણની સુજનતાનો પરિચય થયો.”

ચંદ્રસાગરે ઉમેર્યું: “અને મીઠો પરિચય પણ બંધાયો.”

એટલામાં પરિચયની મિઠાશ વધારનારાં ઉપાહાર અને ચાહ હાજર થયાં. પાર્વતીના માત્ર એક ઈશારાએ એ વ્યવસ્થા કરી નાંખી હતી.

ઉપાહાર અને ચાહપાન સાથે સીનેમા જગતની કાંઈ કાંઈ વાતો નીકળી. છૂટાં પડતી વખતે સરિતાએ કહ્યું: “હવે ગઝલની તૈયારી પછી તો હું તમને સ્ટુડિયોમાં બોલાવીશ, પણ તે પહેલાં તમોને મારું આમંત્રણ સ્વીકારવાની વિનંતિ છે. કહો, મારે ત્યાં કયારે આવશો ?”

પુલીનાએ પ્રમોદની સામે જોયું. પ્રમોદે તુરત જવાબ આપ્યો: “એમનું આમંત્રણ સ્વીકાર્યા વિના કાંઈ ચાલવાનું છે ?”

“નહિ જ ચાલે. આપણો સંબંધ કાંઈ ધંધા પૂરતો નથી. અમારા મિત્રમંડળમાં તમે વધારો કર્યો છે.” સરિતાએ ઉઠતાં ઉઠતાં હસતી આંખે કહ્યું.

“આવતા રવિવારે આવીશું, કેમ ?” પ્રમોદ સામે જોઈને પુલીનાએ કહ્યું: “રવિવાર સિવાય તમને વખત નહિ મળે.”

“તમને વખત હશે તો કોઈ પણ દિવસે હું વખત મેળવી શકીશ.” પ્રમોદે જવાબ આપ્યો.

“તો કાલે જ પધારોને !”

“ભલે.” પ્રમોદે જવાબ આપ્યો.

સરિતાએ પ્રમોદના હાથમાં પોતાના નિવાસસ્થાનનો પરિચય

આપનારું છાપેલું કાર્ડ મૂક્યું. સરિતા મલબાર હીલ પર રહેતી હ

"ત્યારે કાલે જરૂર ? વકીલ સાહેબ !"

"હા, કાલે સવારે સાડા આઠ વાગતાં અમે પહોંચીશું પ્રમોદે જવાબ આપ્યો, અને બેઉને બારણાં સુધી વળાવ તે ચાલ્યો.

અત્યારસુધી તો પ્રમોદ સરિતાનાં ઘાટીલાં આંગોપાંગો અભિનય કરવાને ટેવાયલા વદનની બદલાતી રેખાઓનાં, તેજભ આંખોનાં અને કોમળ સ્વરે ઉચ્ચારાતી વાણીનાં સૌંદર્ય–માધુર્યનો પરિચય કરી શક્યો હતો, પરન્તુ એની ચાલમાં જે તરંગમ સૌંદર્ય હતું તે તો સરિતા ઉઠીને ચાલવા લાગી ત્યારે જ તે જો શક્યો. કેવી લલિત એ ચાલ હતી! કોઈ પણ સ્ત્રીની એવી ચા આજસુધી તેણે જોઈ નહોતી. ડગલે ડગલે લહેરાતી તરંગમ ગતિની રેખાઓ પ્રમોદના ચિત્તમાં જાણે અંકાવા લાગી.

"તારી ગઝલે તો જાદૂઇ અસર કરી, પુલીના! સીને લોકની અપ્સરાને પણ તેની મોહકતાએ વીંધી નાંખી!"

"એ રચનામાં એટલી શક્તિ છે તેનો મને તો ખ્ય પણ નહોતો."

"તને ખ્યાલ નહોતો ? મને તો હતો જ. પણ સો રૂપિ જતા કર્યા તેથી તને ખરાબ તો નથી લાગ્યું ને ?"

"બિલકુલ નહિ. હું પણ એ જ મતની હતી. એક ગ માટે તેઓ બિચારાં વધુ શું આપી શકે ? અને એટલી ના રકમ માટે હાથ લંબાવીએ, તેમાં આપણી લાયકાત પણ શી ?"

"ત્યારે તો આપણે બેઉ એકસરખી રીતે જ એ વિચાર્યો હતો એમ જ માનવું રહ્યું."

"ખરેખર, મેં તને ઘણી વાર કહ્યું છે કે ઘણી બાબતો આપણે સમાન નિશ્ચય ઉપર જ આવીએ છીએ." પુલીના

જોયું કે પાર્વતી ત્યાં નથી, એટલે તે બોલી: “માત્ર ત
પરણવાની ઉતાવળ બાબતમાં જ આપણે સરખો મત ધરાવતાં નથી

“સરખો મત જ ધરાવીએ છીએ ને વળી! પદ્માથી છૂટ
પહેલાં લગ્ન ન કરવાનો મેં પણ નિશ્ચય જ કર્યો છે.”

“પણ લગ્નથી માત્ર શરીરો જ વધુ નજીક આવે છે, બી
કશો તેમાં સાર નથી. આપણાં મન કેટલાં નજીક છે તે આપ
બેઉ અનુભવીએ છીએ.”

“એ તારી ભૂલ છે. શરીર દૂર છે, તેટલે અંશે મન પૂર
નજીક હોઈ શકતાં જ નથી. અને મન પૂરતાં નજીક
હોવાથી મનોભાવોનું સંવેદન પણ અપૂર્ણ જ રહે છે.”

“એવું કયા લેખકે લખ્યું છે?”

“મેરી સ્ટોપ્સે. પણ પુલીના! દાંપત્ય એ લખવાવાંચવ
વિષય નથી, અનુભવવાનો વિષય છે.”

પુલીના હસીને પ્રમોદના ચાળા પાડી રહી: “અનુ...ભવવ
...વિ...ષ...ય છે! કોણ જાણે તું કેવું ય સ્વર્ગ કલ્પી રહ્યો
જેની મને તો ઝાંખી પણ થતી નથી.”

પ્રમોદ એ સાંભળીને ગંભીર બની ગયો, પુલીનાના વ
ભણી થોડી ક્ષણ તાકી રહ્યો અને પછી ખડખડાટ હસી પડ



## પ્રકરણ ૩૮

## સરિતાનાં મહેમાનો

સવારમાં આઠ વાગતાં પુલીનાએ સરિતાને ત્યાં જવા માટે તૈયાર થઇને મોટરમાં પ્રમોદને ત્યાં આવવું અને ત્યાંથી બેઉએ સીધાં મલબાર હીલ પર જવું એવું નક્કી થયું હતું; પરંતુ પ્રમોદના ચિત્તમાં આ મુલાકાત માટે એટલો ઉત્સાહ વ્યાપ્યો હતો કે તે નિત્યકર્મમાંથી પરવારીને કપડાં પહેરી તૈયાર થયો ત્યારે સાડા સાત થયા હતા. અર્ધો કલાક પુલીનાની રાહ જોઇને બેસવું, તે કરતાં ઘેરથી ચાલી નીકળીને પુલીનાને ત્યાં જ પહોંચવું, એ તેને વધુ ગમ્યું.

પુલીના તૈયાર થઇને મોટરમાં બેસવા જતી હતી, એટલામાં પ્રમોદ પહોંચ્યો અને પુલીના વિસ્મય પામીઃ "વાહ! હું તારે ત્યાં જ આવતી હતી, ને તું તો અહીં આવ્યો!"

"વહેલો તૈયાર થઈ ગયો એટલે વહેલો નીકળી પડ્યો."

"પણ અત્યારે નીકળીશું તો બરાબર અર્ધો કલાક વહેલાં પહોંચીશું, એ ઠીક ન કહેવાય."

"તો થોડું ફરતાં ફરતાં જઇશું અને બરાબર ટાઇમે પહોંચીશું." પ્રમોદે કહ્યું.

"તો ભલે." કહી પુલીના મોટરમાં બેઠી અને પ્રમોદ પણ બાજુએ બેઠો.

મોટર બંદર પર હંકારી, થોડી ખુશનુમા હવા ચાખી, બે સરિતાને ત્યાં પહોંચ્યાં, ત્યારે પણ સાડાઆઠમાં દસ મિનિટ ઓછ હતી. સરિતા હજી તો દિવાનખાનામાં ચાકર પાસે બેઠકો ગોઠવાવત હતી. નવું ટેબલ ક્લોથ, ફ્લાવર વાઝ, સોફાનાં નવાં અસ્તર ઘ બધી સામગ્રી બાજુએ પડી હતી. મહેમાનોને આવેલાં જોઈ ઉઠી અને ઘડિયાળ સામે નજર કરતી બોલી: "પધારો ! પધારો માફ કરજો ! મારી ઘડિયાળે મને દગો દીધો."

પ્રમોદે હસીને જવાબ આપ્યો: "નહિ, નહિ, તમારું ઘડિયા બરાબર છે, અમે જ વહેલાં આવી પહોંચ્યાં છીએ."

એટલામાં એક પ્રૌઢા બાજુના ખંડમાંથી બહાર નીકળી અ મહેમાનોનો સત્કાર કરતાં હાથ જોડતી બોલી: "જે જે ! પધારો.

"વકીલ સાહેબ ! આ મારાં માતુશ્રી;" સરિતાએ પરસ્પ ઓળખાણ કરાવવા માંડી: "અને માઇ ! આ પુલીના દેસાઇ અ આ વકીલ પ્રમોદલાલ દેસાઈ. બેઉ..."

"મિત્રો છીએ અને કોસ્ટુડન્ટ હતાં." પ્રમોદે ઓળખા પૂરી કરી. એ ઓળખાણ સરિતાને માટે પણ નવી હતી.

"સારું થયું !" તુરત સરિતા બોલી: "ટૂંકા પરિચય અને ઓછ ઓળખાણને લીધે મેં કદાચ બાજી માર્યું હોત !"

"કશી ફીકર નહિ." પુલીનાએ હસીને એ વાત ઉડાવી.

મહેમાનોને આવી પહોંચેલાં જોઇને ચાકરે જરા ઉતાવળ ક સોફા ઉપર સફેદ અસ્તર ચડાવી દીધાં. પ્રમોદ અને પુલીના તે ઉ બેઠાં. સરિતાએ અંદરના ખંડમાં જઈ ચાકરને કહ્યું: "ચાહ ઉતાવળ કર."

પ્રમોદ તે સાંભળીને બોલ્યો: "કશી ધમાધમી ન કરે અમને એવી ખાસ ઉતાવળ નથી."

"નિરાંત હોય તો બહુ મજાની વાત." એમ કહેતી સરિ

બહાર આવી અને મહેમાનોની સામે ચાલી. પ્રમોદ એ ચાલ જોઈ રહ્યો.

સરિતાએ સંપૂર્ણ ગુજરાતી પોશાક પહેર્યો હતો. કપાસના ફુલના રંગની સાડીમાંથી તેનાં ચંપાવર્ણાં અંગોપાંગ ખૂબ ખીલી રહ્યાં હતાં. તે પોતા ભણી આવી ત્યારે પ્રમોદ તેની સુંદર ચાલ જોઇને એટલો મુગ્ધ થઈ ગયો કે જો અહીં એકાંત હોત, અને સરિતાનો વધુ પરિચય થયો હોત તો તેણે સરિતાના આખા અંગને બેઉ બાહુમાં ઉંચકીને તેના મુખને–ના, એ સુંદર ચાલ ચાલતા તેના પગને ચુંબન કર્યું હોત; અને પછી ભલે તેની માફી માંગી લીધી હોત !

પ્રમોદે જોયું કે સરિતાએ ગુજરાતી પોશાક પહેર્યો હતો, છતાં તે ગુજરાતની નહિ હોય. તેની માતાના શરીર પરનાં વસ્ત્રો રાજપૂતાનાના સ્ત્રીવેશને વધુ મળતાં હતાં. તેની વય પણ પુલીનાની માતાના જેટલી જ–પચાસેક વર્ષની લાગતી હતી, પરન્તુ તે યૌવનકાળે પાર્વતી કરતાં વધુ સુંદર હશે એમ દેખાઇ આવતું હતું.

સરિતા એક ખુરશી ખેંચી લાવીને બેઉ મહેમાનોની સમીપે બેઠી. પુલીનાએ પ્રારંભમાં જ ફીલ્મ સ્ટુડીઓની વાત કાઢી. પુલીનાને સિનેમાસૃષ્ટિનો કશો જાતિપરિચય નહોતો, એટલે એ વિષેની સરિતાની વાતો તેને માટે નવું જ્ઞાન–નવી માહિતીરૂપ હતી. પ્રમોદ પણ એ વાતો સાંભળતો, પણ તેને તેમાં ઓછો રસ પડતો.

એટલી વારમાં ચાહનું ટેબલ તૈયાર થઈ ગયું. પુલીનાના દિવાનખાના કરતાં સરિતાનું દિવાનખાનું બેશક ભવ્ય અને સુસજ્જિત હતું, અને તેનું ચાહનું ટેબલ એ દિવાનખાનાને દીપાવતું હતું કે દિવાનખાનું ચાહના ટેબલને દીપાવતું હતું,

એનો નિર્ણય પ્રમોદ કરી શકતો નહોતો. એ બધી ભવ્યતા સરિતાની ધનિકતાના પરિણામ રૂપ તો નહિ હોય, એવી પ્રમોદની ખાત્રી હતી, પરન્તુ બધી સજાવટમાં તેની રસિકતા તો પ્રતિબિંબિત થતી હતી જ.

ટેબલ પરની સામગ્રી ચાહપાનની જ નહોતી, નાના સરખા ભોજનની હતી. તેમાં સરિતાનો સુંદર અતિથ્યભાવ જોવો એ જ પ્રમોદને પોતાનું કર્તવ્ય જણાતું હતું.

ટેબલની આસપાસ ચાર ખુરશીઓ હતી, એટલે એક ખુરશી સરિતાની માતાને માટે જ હોવી જોઇએ, પરંતુ તે થોડો વખત દિવાનખાનામાં દેખાઇને પાછી ચાલી ગઈ હતી તે ફરીથી આવી નહિ. પુલીનાએ સંભાર્યું: "માજી ક્યાં ગયાં?"

"માઇ! માઈ!" કરતી સરિતા ઉઠી, અને અંદરના ખંડમાં ગઈ. તત્ક્ષણ પ્રમોદની આંખો તેના પગ પર જ ચોંટી! તે પાછી ફરી ત્યારે પણ પ્રમોદની આંખો ત્યાં જ હતી.

"માઈ ના કહે છે. તેને સંકોચ થાય છે." કહેતી સરિતા ઊભી ઊભી સ્મિત રેલાવી રહી.

"હું તેડી આવું." કહી પુલીના ઉઠી અને ખરેખર માઇને ખેંચી લાવી. "માજી કહે છે કે તમારા આનંદમાં હું ડખલ નહિ કરું! હું કહું છું કે અમે તમારો સંકોચ ઉડાડી શકીશું."

પુલીનાએ માજીને પોતાની બાજુમાં બેસાડ્યાં અને પછી ઉપાહાર, ચાહપાનને ઇન્સાફ આપવાનો વિધિ શરુ થયો.

થોડા સમયમાં આ નાની મંડળીનું મળતાવડાપણું સારી પેઠે આગળ વધ્યું, ઔપચારિકતા થોડી જ ક્ષણો સુધી રહી શકી અને તેની જગ્યા મિત્રતાભરી વાતચીત અને વિનોદે લેવા માંડી. માજી ઓછાબોલાં હતાં, તેમને પણ પુલીનાએ વાતો કરતાં કર્યાં. એમની વાતોમાં રાજપૂતાનાના અને મહારાષ્ટ્રના રીતરીવાજો,

ભોજન, ન્યાતો, જીવન ઇત્યાદિનો વિનિમય ચાલી રહ્યો હતો; બીજી બાજુએ પ્રમોદ સરિતાના નટીજીવનની કાંઇ કાંઇ વાતો તેના મુખેથી સાંભળી રહ્યો હતો.

સરિતાનો જન્મ ઈંદોરમાં થએલો. તે જન્મે રાજપૂત હતી. સરિતાએ પિતાના મુખનું દર્શન પણ કર્યું નહોતું અને માતાએ તેને ઉછેરી હતી. સરિતા તેનું સીનેમા સૃષ્ટિનું નામ હતું. બાળ વયમાં તેને માતા મીઠી કહીને બોલાવતી. સરિતા તેર વર્ષની હતી, ત્યારથી તે આ જીવનમાં પડી હતી અને આજે તેને આ ધંધામાં પડયાને સાત આઠ વર્ષ વીતી ગયાં હતાં. નિશાળે બેસીને થોડું હિંદી ભણી હતી, પરન્તુ તેના અંગસૌંદર્ય અને કંઠમાધુર્યનું મૂલ્ય સીનેમા જગતમાં થવા માંડ્યું એટલે તેણે અભ્યાસ પણ સારી પેઠે વધાર્યો હતો. અંગ્રેજી તે ભણી નહોતી, પરંતુ હિંદી–ગુજરાતી સરસ બોલી શકતી અને બંગાળી સમજી શકતી. તેણે લાહોર, કલકત્તા, નાગપુર અને મુંબઇમાં રહી જુદી જુદી કંપનીઓમાં કામ કર્યું હતું અને હવે જો પૂરતું કામ મળ્યા કરે તો મુંબઇમાં જ રહેવાનો તેનો ઇરાદો હતો, કારણકે બીજાં શહેરો કરતાં મુંબઈ તેને વધારે ગમતું હતું. ઇંદોરમાં જઇ રહેવાનો તેનો કે તેની માતાનો બિલકુલ ઇરાદો જ નહોતો.

"માઠું ન લગાડો તો એક પ્રશ્ન પૂછું." પ્રમોદે કહ્યું.

"પૂછોને." સરિતાએ સસ્મિત વદને કહ્યું.

"સીનેમા નટીઓ લગ્ન કેમ કરતી નહિ હોય ?"

સરિતા આ પ્રશ્ન સાંભળીને શરમાઈ નહિ. તેણે પ્રમોદની સામે સીધી નજર કરીને હસતાં કહ્યું: "બીજી નટીઓનાં કારણોની મને ખબર નથી, પરન્તુ મને તો હજી કોઈ વાર લગ્નની ઈચ્છા જ થઇ નથી."

"કુદરત તમારી સાથે વર્તતાં કેમ એવો પક્ષપાત કરતી

હશે? જે દિલ ને દેહ બીજી બાળાઓને હોય છે, તે તમને પણ હોય છે.”

“છતાં કેટલોક ફેરફાર ખરો. બીજી બાળાઓને પોષણ અને રક્ષણ અર્થે પતિનો આશ્રય જોઈએ છે, અમે એ બાબતમાં સ્વાશ્રયી હોઈએ છીએ. એટલે અમને પરવશ બનવાની ઇચ્છા થાય જ નહિ.”

હજી તો પ્રમોદને સરિતાને ઘણું ઘણું પૂછવાની ઈચ્છા હતી; પરંતુ ટૂંક પરિચયે નાજૂક બાબતોમાં વધુ ઊતરવું તેને ઠીક લાગ્યું નહિ. અને હજી સરિતાનો પરિચય કાંઈ આટલેથી જ પૂરો થવાનો નહોતો. થોડા દિવસ પછી તે અને પુલીના પાછાં તેનું ગીત સાંભળવા આવવાનાં હતાં; અને સરિતા સાથે સંસગ સ્થપાયા પછી તેમાં વધારો કરતાં રહેવાનું અશક્ય નહોતું.

અને પ્રમોદની ભ્રમરવૃત્તિને એવો પરિચય વધારવાનું ગમતું. પુલીનામાં જે સૌંદર્ય–માધુર્ય હતું તેથી કેવળ જુદા જ પ્રકારનું સૌંદર્ય–માધુર્ય સરિતામાં હતું. ચામડીનો ગૌર રંગ એ જ કેવળ સૌંદર્યનું મુખ્ય લક્ષણ નથી એ ખ્યાલ તેને સરિતાનાં ચંપકવર્ણાં ઘાટીલાં અવયવો જોઈને આવ્યો હતો. ભણતર એકલું દિલને સંસ્કારે છે એવી તેની માન્યતા સરિતાની વાતો પરથી બદલાવા લાગી હતી. વદનની રેખાઓમાંથી સ્ત્રીનું લાવણ્ય નીતરે છે એવું તેણે પુલીનામાં જોયું હતું, તો સરિતાની આંખોમાંથી લાવણ્ય ટપકતું અને તેની ચાલમાંથી લાવણ્યનો પ્રવાહ વહેતો ભાસતો.



## પ્રકરણ ૩૯

### "બચ ગયા!"

પછીના રવિવારે સરિતા, પ્રમોદ અને પુલીના બીજી વ
સીનેમા સ્ટુડિઓમાં મળ્યાં, કે જ્યારે સરિતાએ પુલી
રચિત ગઝલને સરસ રીતે ગાઈ સંભળાવીને તેમ
પસંદગી મેળવી. પ્રમોદે તે વખતે સરિતાની લયયુક્ત અવયવગતિ
સાથે સ્વરના લયનો સુમેળ સધાતો જોયો, ગઝલના કવિતાતત્ત્
સંગીત કેટલું દીપાવી શકતું હતું તે જોયું, અને ઘડીભર
સરિતાના વ્યક્તિત્વમાં જ લીન બની ગયો. તેને લાગ્યું કે જીવન
સાચું સ્ત્રી-સૌંદર્ય તો પોતે આજે પહેલી જ વાર જોયું.

સરિતાનો આટલો પરિચય તેની સાથેની મિત્રતા ગાઢ કર
માટે પ્રમોદને પૂરતો લાગતો હતો. પહેલા અઠવાડિયામાં બે-
વાર અને પછી એકાંતરે તે સરિતાને ત્યાં જતો, તે લાવણ્યમૂ
દર્શન કરતો, વાતો કરતો, અને પાછો ફરતો. પુલીનાને સ
લઈને પણ તે એક-બે વાર ગએલો, પણ વધુ વખત તો
એકલો જ જતો. સરિતા પહેલાં તો પ્રમોદના એ વર્તનનો વિ
અર્થ કરતી નહોતી, પરન્તુ ધીરે ધીરે તેને લાગવા માંડ્યું
કે પોતાના તેજની પાછળ ભમતાં પતંગોમાં એકનો વધારો
હતો! એવા ઘણાં પતંગોનો તેને આટલી નાની ઉંમરમાં

અનુભવ થઇ ગયો હતો, પરન્તુ હજી તેણે કોઇને બાળ્યા નહોતા; બધાય તેના તેજથી લોભાયા હતા, નજીક આવતાં દાઝયા હતા અને પોતાની મેળે જ પાછા ફર્યા હતા.

એક વાર પ્રમોદ વડોદરે ગયો હતો. તેણે પદ્માથી છૂટા છેડા કરવાનો દાવો નોંધાવી દીધો હતો અને તે કેસની જ મુદત હતી. આ વખતે તે અઠવાડિયું ત્યાં જ રોકાવાનો હતો એ પુલીના જાણતી હતી. તેની ગેરહાજરીમાં પુલીનાને સરિતાનો એક પત્ર મળ્યો અને પુલીના તે વાંચતાં જ ચોંકી ગઈ.

"પ્રિય બહેન પુલીના દેસાઈ!

"તમારી તથા પ્રમોદલાલની મિત્રતા માટે હું મને ભાગ્યશાળી માનું છું, પરન્તુ મને લાગે છે કે એ મિત્રતાનો હવે અંત આવી જાય તો સારું. તેનું કારણ તમે કદાચ નહિ જાણતાં હો, પરન્તુ મારે તમને તે જણાવવું એવી એક સખી તરીકેની ફરજ હવે ઊભી થઈ છે.

"પ્રમોદલાલ મારે ત્યાં બીજે–ત્રીજે દિવસે આવે છે, અને તે તમને સાથે લાવતા નથી, પણ એકલા જ આવે છે, તે ઉપરથી હું માનું છું કે તેમના મારી સાથેના વારંવારના મેળાપથી તમે અજાણ્યાં હશો. એ મેળાપ પાછળ પ્રમોદલાલનો આશય હું સ્પષ્ટ રીતે જાણી શકી નથી, પરન્તુ તેમની વાતો ઉપરથી હું જે અનુમાન કરી શકી છું તે એ છે કે મારી તરફ તે ખૂબ આકર્ષાયા છે અને જો હું હા કહું તો કદાચ તે તમને છોડી દે પણ ખરા. પરન્તુ તે મારી આગળ જ્યાંસુધી સ્પષ્ટ રીતે બોલ્યા નથી, ત્યાંસુધી હું તેમનું પ્રકટ અપમાન કરી શકી નથી, અને કદાચ તે ઉપરથી જ તે એમ માની બેઠા હશે કે હું ધીરે ધીરે તેમની ઇચ્છાને અનુકૂળ થઈ જઈશ. પરન્તુ એ ભ્રમણામાંથી તમે તેમને મુક્ત કરો,

મારી વતી એટલું કામ કરો, એમ હું ઇચ્છું છું; અને તે જ કારણથી આપણી મિત્રતાનો અંત આવે એટલું હું માંગું છું.

"પુલીના બહેન! પ્રમોદલાલ જેવા ઘણાએ પુરુષોને એવા વ્યર્થ અભિલાષો સેવતા મેં જોયા છે. તેમાંના કેટલાકની તો બૂરી સ્થિતિ થએલી મેં જોઈ છે, તેવી જ સ્થિતિ પ્રમોદલાલ જેવા સારા માણસની ન થાય તેમ હું ઇચ્છું છું. હું થોડી સ્પષ્ટતા કરું. અમે નટીઓ ભલે મોટી મોટી કંપનીઓનું ખૂબખૂબ માન પામતી હોઈએ, પરન્તુ અમે અનેકની ઈર્ષ્યાના વિષયરૂપ હોઈએ છીએ. એવા ઈર્ષ્યાળુઓ અનેક પ્રકારના હોય છે અને તેવાઓ એકબીજાને પોતાના માર્ગમાંના કાંટા માનતા હોય છે અને એ કાંટાને માર્ગમાંથી હઠાવવાને તેઓ શું કરે અને શું ન કરે, તેનો કશો નિયમ હોતો નથી.

"વધુ સ્પષ્ટતા હું કરી શકતી નથી; પરન્તુ એટલું જ કહું છું કે હવે પછી જો પ્રમોદલાલ મારે ત્યાં આવશે, તો તેમના જાન ઉપર જોખમ ઊભું થાય એવો સંભવ છે. એ જોખમ નહિ આવવા દેવાને હું કશું કરી શકું તેમ નથી, કારણકે એ મારા હાથની વાત નથી. કદાચ હું તેમ ન થવા દેવાને યત્ન કરું તો હું પણ જોખમમાં આવી પડું. આ ઉપરથી તમને એટલો ખ્યાલ તો આવશે કે હું પોતે પણ કેટલી પરવશ છું.

"આવી ચેતવણી મેં પોતે જ પ્રમોદલાલને કેમ ન આપી, એવું તમે કદાચ પૂછશો. મારી એક નબળાઈને વશ રહીને હું તેમ કરી શકી નથી. હું કેવા ભયાનક વાતાવરણથી ઘેરાયલી રહું છું, તેનો તેમને ખ્યાલ આપતાં હું સંકોચાઉં છું. હું સ્વર્ગમાં વસેલી હોવાનું જે સ્વપ્ન તે સેવે છે, તે સ્વપ્નનો ભંગ કરવા હું તૈયાર ન થઈ એ જ મારી નબળાઈ છે. પરન્તુ બે દિવસથી એ

વાતાવરણમાં ભયંકર વાદળાં ઘેરાયલાં હું જોઉં છું અને તે વખતે આ નબળાઈ છાંડીને હું તમને વસ્તુસ્થિતિથી માહિતગાર કરું છું. મારે ત્યાં તેમને આવતાં રોકવા તમે જ એકલાં શક્તિમાન છો એમ માનીને હું તમને આટલું જણાવું છું.

“છતાં જણાવું છું કે હું તમારી સાથેની મિત્રતા તોડવા રાજી નથી પરન્તુ તેવી મિત્રતા પ્રમોદલાલના અપમાનરૂપ હોઈ તમને તે નહિ ગમે એમ માનું છું.

“લી. હિતેચ્છુ બહેન સરિતા.”

પત્ર વાંચતાં જ પુલીના ચોંકી ઉઠી. પ્રમોદના આ વર્તનની પુલીનાને હજી સુધી ગંધ પણ આવી નહોતી. સરિતા સાથેનો પરિચય મર્યાદિત હતો એમ તે આજસુધી માનતી હતી, પણ ના, વાત આગળ વધી ગઈ હતી એમ તેને આ પત્ર વાંચતાં લાગ્યું.

તેને પ્રમોદ ઉપર ગુસ્સો ચડ્યો પણ પાછો શમી ગયો. પ્રમોદના વર્તન ઉપરથી સરિતા માત્ર અનુમાન જ કરતી હોય એમ તેને લાગ્યું. પ્રમોદે સ્પષ્ટ રીતે સરિતા સાથે કશી વાત કરી નહોતી, તો પછી સરિતાને આવું અનુમાન કરવાનું કારણ માત્ર તેની પોતાની કલ્પના પણ કેમ ન હોય? પ્રમોદ જલ્દી લાગણીશીલ બની જવાના સ્વભાવવાળો હતો ખરો, પરન્તુ તે ઉપરથી તે સરિતા લખે છે તેવી કોઈ વાંચ્છના રાખતો હોય એમ કેમ માની શકાય?

હજી પ્રમોદ વડોદરેથી પાછો ફર્યો નહોતો, નહિતો પુલીનાને તે જરૂર મળ્યો હોત. છતાં તે પ્રમોદને ત્યાં ગઈ. ખરેખર, હજી પ્રમોદ આવ્યો નહોતો. તેણે ચાકરને કહ્યું કે “પ્રમોદલાલ આવે કે તુરત મને ખબર આપજે, અને કહેજે કે વગર વિલંબે મને મળી જાય.”

બીજે દિવસે પ્રમોદ આવ્યાના કશા સમાચાર મળ્યા નહિ. કેસનું શું થયું અને તે પાછો ક્યારે મુંબઇ આવશે તે બાબતનો પત્ર પણ પ્રમોદે લખ્યો નહિ, તેથી તેને અકળામણ થઈ. ત્રીજે દિવસે સાંજે પાછી તે પ્રમોદને ત્યાં ગઇ. ચાકરે કહ્યું: "સાહેબ તમારે ત્યાં સ્હવારે આવ્યા નહોતા?"

"ના, અને અત્યારસુધી નથી આવ્યો. વડોદરેથી તે ક્યારે આવ્યો?"

"આજે સ્હવારે જ. આવતાં વાત મેં તેમને તમારો સંદેશો કહ્યો હતો, ત્યારે તેમણે મને કહ્યું હતું કે હું ત્યાં જ જઉં છું અને સાંજે કોર્ટમાંથી આવીને તે ક્યાંક બહાર ગયા છે."

પુલીનાને આશ્ચર્ય થયું. તેને રીસ પણ ચડી. તે ઘેર પાછી ફરી અને થોડી વાર બેઠી. તેના મનમાં તુરત ઉગી આવ્યું કે તે સરિતાને ત્યાં તો નહિ ગયો હોય? તેણે તુરત મલબાર હીલ તરફ મોટર દોડાવી.

પુલીનાએ સરિતાના બેઠકના ખંડમાં દાખલ થતાં જ જોયું કે પ્રમોદ એકલો બેઠો હતો અને છાપું વાંચતો હતો! તેણે ઉદ્ગાર કાઢયો: "પ્રમોદ!"

પ્રમોદે છાપું ખસેડ્યું અને પુલીનાને જોઇ. તેના વદન ઉપર શાહી ઢળી ગઈ. પણ લાગલો જ તેણે હિંમતભેર જવાબ આપ્યો: "હું સરિતાકુમારીને જરા મળવા આવ્યો હતો."

"તું વડોદરેથી ક્યારે આવ્યો?"

"સ્હવારે જ."

"પણ સરિતા બહેન તો અહીં નથી."

"તે ક્યાંક બહાર ગયાં છે એટલે હું રાહ જોતો હતો."

એટલામાં અંદરના ખંડમાંથી સરિતાની માતા આવી અને

બહારથી કોઇ એક બંગાળી અને એક ભૈયો આવ્યા. એક ક્ષણમાં જ એ ત્રણેના વદન પરથી પુલીનાની દૃષ્ટિ પસાર થઈ ગઈ અને તેને ભય લાગ્યો.

"વારુ, પ્રમોદ! પણ સરિતા બહેન તો મારે ત્યાં તારી રાહ જુએ છે, અને અહીં તું તેમની રાહ જોઇ રહ્યો છે. ચાલ, પાછાં ફરીએ."

પ્રમોદ ઉઠયો અને પુલીનાની સાથે બહાર નીકળ્યો. આગળ પ્રમોદ હતો, પાછળ પુલીના હતી. પુલીનાએ કોઇનો ધીરો ઉદ્‌ગાર સાંભળ્યો: "બચ ગયા!"



# પ્રકરણ ૪૦

## હર્ષ-શોકના રંગીન પાટા

મોટરમાં થોડો સમય તો બેઉના મૌનમાં જ પસાર થયો. પ્રમોદને લાગ્યું કે પુલીના રોષમાં છે અને તેને સંશય પડયો છે, એટલે તેણે વાત ઉપાડીઃ "આજે સ્હવારે જ હું આવ્યો, કે તુરત તારો સંદેશો મને મળ્યો હતો, પરન્તુ ઘેરથી તારે ત્યાં જવા નીકળ્યો, એટલામાં સોલીસી-ટરનો એક માણુસ મને બોલાવવા આવતો હતો તે માર્ગમાં જ મળ્યો, તેથી હું તારે ત્યાં આવી શક્યો નહિ."

"હં અ."

"અને અત્યારે હું સરિતાકુમારીની સાથે તારે ત્યાં જ આવવાનો હતો, અને પછી ફરવા જવાનો વિચાર રાખ્યો હતો."

"હં અ."

"હવે તે તારે ત્યાં જ છે એટલે ત્યાંથી પછી જઈશું."

"વારુ."

"વડોદરાનો કેસ ચાલી ગયો. પદ્મા તરફથી કશો બચાવ જ રજુ ન થયો, એટલે કેસ એકતરફી ચાલ્યો. હવે થોડા દિવસમાં ચુકાદો આવી જશે."

પણ પુલીનાએ કશો જવાબ ન આપ્યો.

"પુલીના! તું રોષમાં છે કે શોકમાં? કેમ કશું બોલતી નથી?"

પરન્તુ પુલીનાએ એ પ્રશ્નનો પણ જવાબ ન આપ્યો. પ્રમોદ તેનો રોષ સમજી ગયો અને તેણે પણ હવે તેને વધુ પૂછ-વાનું માંડી વાળ્યું.

થોડી વારમાં મોટર પુલીનાને ત્યાં પહોંચી. પુલીનાના દિવાનખાનામાં પ્રવેશતાં જ પ્રમોદે આમતેમ નજર નાંખવા માંડી પણ સરિતાને જોઈ નહિ. તેણે સ્વાભાવિક જ પ્રશ્ન કર્યો: "સરિતા જતી રહી કે શું?"

"લે! પકડ સરિતાને!" કહેતાં જ પુલીનાએ સરિતાનો પત્ર પ્રમોદના હાથમાં મૂકયો અને પોતે દૂર પડેલી આરામખુરશીમાં જઈને પડી.

પ્રમોદે ચોંકીને પત્ર વાંચ્યો અને તેના મ્હોં પરનું લોહી ઉડી ગયું. તે ચોર તરીકે પુલીનાને હાથે જ પકડાયો હતો!

ક્ષણભર તે મૂગો ઊભો અને પછી બોલ્યો: "હું જઉં છું, પુલીના!" અને તેણે ચાલવા માંડ્યું.

પુલીના સફાળી બેઠી થઈ અને બોલી: "જાય છે? ઊભો રહે! સરિતાને ત્યાં જતો ના!"

"ઘેર જ જઈશ."

"ખરેખર?"

"હા, ખરેખર! શું તને શંકા આવે છે?"

"શંકા તો આવે છે જ, પણ મહેરબાની કરીને સરિતાને પગથિયે હવે ન ચડીશ. પેલા બે ગુંડાઓએ આપણી પાછળ શો ઉદ્દગાર કાઢ્યો હતો તે તું જાણે છે?"

"ના."

"બચ ગયા! તું બચી ગયો, નહિ તે ત્યાં જ તારી શી વલે

થાત, તેનો વિચાર આવતાં હું કમકમું છું."

"પણ હું ઘેર જ જઉં છું; તારી સમીપે ઊભો રહી શકતો નથી." અને તરત જ પ્રમોદ ચાલ્યો ગયો.

પુલીના ઊંડા વિચારમાં પડી ગઈ. તેને ત્રણ ચાર વર્ષનો પ્રમોદનો પરિચય હતો. એ પરિચયે તેના મન ઉપર પાડેલી છાપ આ એક જ બનાવ ભૂંસવા લાગી ગયો હતો. પ્રમોદ ઉપર તેને ગુસ્સો ઉપજ્યો હતો; સરિતાએ તેને ઘેલો બનાવી મૂક્યો હતો એમ તો તે જાણી ચૂકી હતી, પરન્તુ એ ઘેલછાને વશ થવા જેટલું પ્રમોદનું મન શું નિર્બળ હતું ? અથવાતો પોતા કરતાં શું સરિતામાં તેને વધુ આકર્ષણ લાગ્યું હતું ?

એ વિચારે તેનામાં સરિતા પ્રતિ ઇર્ષ્યાનો અંકુર જન્માવ્યો. સરિતા બીજી અનેક રીતે પોતા કરતાં ઊતરતી હતી, માત્ર તેનામાં સંગીત–અભિનય જેવી કળાઓ હતી, તે શું પ્રમોદને ઘેલો બનાવનારી નીવડી હતી ?

"પણ પ્રમોદને એ ઘેલછાનું ભાન તો તત્ક્ષણ થઈ ગયું. તેને પોતાની નિર્બળતાનો ખ્યાલ આવતાં વાર ન લાગી. અને તે કેટલો શરમાઈ ગયો! મારી સમીપે ઊભા રહેવાનું કે મારી સાથે વધુ વાત કરવાનું ધૈર્ય પણ તે દાખવી શક્યો નહિ. ભૂલ્યો, પણ ભાનમાં આવતાં શરમાઇ ગયો. લાગણીઓનો આવેશ બુદ્ધિમાનો પાસે પણ ભૂલો કરાવે છે!"

તે રાત અને બીજો આખો દિવસ પુલીનાને પ્રમોદ સંબંધી વિચારો આવ્યા કર્યા. સાંજ પડતાં સુધી તેણે રાહ જોઈ પણ પ્રમોદનો કશો સંદેશો ન આવ્યો, કે તે પોતે પણ દેખાયો નહિ. તેનો આખો દિવસ ઉદાસીમાં અને ઘેર ભરાઈ બેસવામાં જ ગયો.

ત્રીજા દિવસે સ્હવારમાં જ પુલીના પ્રમોદને ત્યાં ગઇ. આઠ

વાગ્યા હતા, પણ હજી તે બિછાનમાં જ હતો!

"પ્રમોદ! હજી સૂતો છે? કાલે બિલકુલ દેખાયો જ નહિ?"

"શરીર બરાબર નહોતું એટલે ઘેર જ રહ્યો હતો. કોર્ટમાં એક કેસ હતો, તેની મુદત પડાવી હતી."

પ્રમોદે પુલીનાની આંખોની સાથે આંખો મેળવીને જોયું, અને થોડી વાર ચૂપ રહ્યો.

"કહેને, મને કેમ સંદેશો કહાવ્યો નહિ?"

"મને એ સૂઝયું જ નહિ."

"જૂઠું બોલે છે તું. તું શરમાઈ ગયો છે તે હું જાણું છું. અને તું શરમાય એવું જ કાર્ય તારા હાથે થયું છે."

"ખરેખર!" પ્રમોદ નીચું જોઈને બોલ્યો.

"સરિતા તરફ તું ભલે આકર્ષાયો, પણ હું પૂછું છું કે જો તે તૈયાર હોત તો તું તેની સાથે લગ્નસંબંધથી જોડાવાની હિંમત કરત? સાચો જવાબ આપજે હોં!"

"હા."

"તું તે કેવો માણસ?" પુલીનાના ઉદ્‌ગારમાં તુચ્છકાર હતો.

"આંખો ઉઘાડી રાખીને ઠોકર ખાવા તૈયાર થનાર તો મૂર્ખ જ કહેવાયને?"

"પણ તારા જેવો હોશિયાર માણસ ઠોકર ખાય એ જ નવાઈ નથી શું?"

"છે; પણ હોશિયારી કેરી માણસની આંખો ઉઘાડતી નથી, ઠોકર આંખો ઉઘાડે છે."

"પ્રમોદ! મારાથી છૂપી રીતે તેં સરિતાના સૌંદર્યનો કેફ કર્યો એ તારી હોશિયારી..."

"પરન્તુ એ સૌંદર્યની પાછળની ભયંકરતાનો ખ્યાલ મને

નહોતો, પુલીના ! હવે એ ખ્યાલ આવે છે અને તારી લાગણીએ જ મને બચાવી લીધો એ જોયા પછી મારી હોશિયારી માટેનું મારું અભિમાન પણ ગળી ગયું છે."

"તું કેવો સરલ છે ! પણ તને સરિતાને જોઈને કેફ કેમ ચડયો ?"

"તને સાગર, ચંદ્ર, તારા અને ઉપવનો જોઈને કેફ નથી ચડતો ? પરંતુ કેફના પ્રકાર સરખા નથી હોતા. હાનિકારક કેફ તરફ જતા મારા જેવાને રોકવા કોઈ તારા જેવું જોઈએ જ, એમ મને છેલ્લા છત્રીસ કલાકથી થયા કરે છે, પણ, પણ... હવે તો..."

અને પ્રમોદની આંખો ભીની થઈ ગઈ. પુલીનાએ આટલાં વર્ષોના પરિચયમાં પહેલી જ વાર પ્રમોદની આંખોમાં આંસુ જોયાં.

પુલીનાની લાગણી ઉભરાયા વિના રહી નહિ. તે બોલી: "પ્રમોદ ! તું અવિચારી નથી, પણ મનની પરવશ સ્થિતિમાં જ તું આડે માર્ગે દોરાઈ ગયો હતો, તે હું સમજી શકું છું. હું તને એ માટે ક્ષમા કરી શકીશ."

"પણ હું મને પોતાને ક્ષમા કરવા તૈયાર નથી, પુલીના ! તું મને કાંઈ સજા કર."

"હું તને સજા કરું ? શી સજા કરું ?"

"આકરામાં આકરી સજા એક જ છે. વધુ નહિ તો એક માસ સુધી તારે મારું મ્હોં જ ન જોવું."

"અને એ સજા તો મને પોતાને જ સજા થવા બરાબર નથી ?" પુલીના હસી, અને પુલકિત વદને બોલી: "પ્રમોદ ! આટલો પસ્તાવો જ તને સજા રૂપે પૂરતો છે. ચાલ, ઉઠ, ગમગીનીને ખંખેરી નાંખ ! આજે તો આપણે સાથે મારે ત્યાં જ જઈશું."

"મને વધારે શરમાવવા ? માજીને હું મ્હોં બતાવી શકીશ નહિ."

"ગભરાઈશ નહિ, બા કશું જાણતાં નથી."

પ્રમોદ પુલીનાને જોઈ રહ્યો. તેની આંખોમાં સંતોષની દીપ્તિ હતી, જાણે તે આંખો કહી રહી હતી કે "પુલીના! તારી મારા પ્રતિ કેટલી મમતા છે!"

"આમ ક્યાંસુધી મને જોઇ રહીશ? ઉઠ, જરા મ્હોં ધોઇ લે, ચાહ પી લે."

આજ્ઞાંકિત મનુષ્યની પેઠે પ્રમોદ ઉઠ્યો, મ્હોં સાફ કર્યું, ચાહ પીધી અને કપડાં પહેર્યાં. બારણાંની બહાર બેઉ નીકળ્યાં કે તુરત પ્રમોદના નામનો તાર લઇને તાર ખાતાનો માણસ આવ્યો. પ્રમોદ તેને સહી કરી આપવામાં રોકાયો અને પુલીનાએ તાર ફોડી વાંચ્યો. તેના વદન ઉપર સ્મિતરેખા પ્રકટી.

"કોનો તાર છે?" પ્રમોદે ઉત્સુક્તાથી પૂછ્યું.

"તારી ગમગીનીની દવા છે."

પ્રમોદ તાર વાંચતાં જ આનંદના આવેશમાં આવી ગયો. વડોદરાનો જ તે તાર હતો. કોર્ટે ચુકાદો આપી દીધો હતો. પદ્મા સાથેનો પ્રમોદનો લગ્નસંબંધ તૂટી ગયો હતો.

"હવે તો ચાલ, તારી સાથે હું ઉમંગથી આવીશ અને બાજીના હાથમાં આ તાર મૂકીશ." પ્રમોદ બોલ્યો: "પણ પુલીના! મને એક કલ્પના આવ્યા વિના રહેતી નથી. તેં મને ક્ષમા ન કરી હોત તો આ તાર મારા મૃત્યુનું જ કારણ બન્યા વિના ન રહેત!"

"હેં!"

"હા! હું એટલો હતાશ થઈ ગયો હતો. અત્યારે સાચું કહું છું કે તેં જ મને જીવાડ્યો છે."

"તો હું પણ તારે ત્યાં વેળાસર જ આવી પહોંચી, એમ કહેવું જોઇએ. હું ન આવી હોત, તો આ તાર તારી ગમગીનીની

આગમાંનું તેલ થઈ પડત."

"ખરેખર !"

"કેવો અનુકૂળ આ અકસ્માત છે !"

"એ અકસ્માત્ નથી. હું તો માનું છું કે હૃદયના મેગ્નેટિઝમનું એ વૈજ્ઞાનિક કાર્ય છે. માત્ર એ કાર્યનું કારણ નહિ સમજનારાઓમાંના કોઈ તેને અકસ્માત કહે છે, કોઈ તેને દૈવનો પ્રભાવ માને છે."

"તું સાચું કહે છે. એમ જ હશે."

અને પ્રમોદ પુનઃ પુનઃ એ તાર વાંચતો પુલીનાની પાછળ દોરાયો.



## પ્રકરણ ૪૧

## બાળકની માતા

યમુના ઘરમાંથી ચાલી નીકળી, ત્યારપછી કિરીટ લોકનિંદાની આગમાં સેકાવા માટે પૂરી રીતે તૈયાર હતો; છતાં તેને એક વિચાર આવ્યો હતો. ઘરમાં કોઇ એવું માણુસ જોઈએ કે જેનો સહવાસ મળે, જેની હાજરી નૈતિક પ્રભાવ પાડે અને જે લોકનિંદાને ભલે અટકાવી ન શકે તોપણ વિચારશીલ જનતાને વિચાર કરવાની તક તો આપે. આ દૃષ્ટિએ તેણે એક વૃદ્ધ ગરીબ વણિક બાઇને પોતાના ઘરમાં નોકર તરીકે રાખી લીધી હતી. જ્યાંસુધી પદ્મા રસોઈ કરી શકે ત્યાંસુધી તે બાઈની ખાસ જરૂર નહોતી, પરન્તુ તેને પ્રસૂતિગૃહમાં મોકલ્યા પછી તે બાઈ રસોઈ કરે એવી સગવડ તેણે મનમાં ધારી રાખી હતી. એવી બાઈને સહેજે ખાનપાન ઉપરાંત પાંચ-સાત રૂપિયાથી વધુ પગાર મળી શકે નહિ, પણ તેણે માસિક વીસ રૂપિયા માંગ્યા અને કિરીટે તેટલો પગાર પણ કબૂલ કર્યો. પરન્તુ તેને ખબર નહોતી કે પોતાની ગરજનો લાભ લઈને જે બાઇએ ત્રણગણો પગાર માંગ્યો હતો, તે બાઈના મનોભાવમાં નિખાલસતા ક્યાંથી હોય? પૂરો પગાર આપવાથી નોકર સંતુષ્ટ રહે છે એ જેવું સત્ય છે, તેવું એ પણ એક સત્ય છે કે તુચ્છ મનોવૃત્તિને સંતોષની સુગંધવાળો કોઇ પણ સાબુ ઉજળી કરી શકતો નથી. પરિણામ

એ આવ્યું કે પૂંજી ડોસી લોકનિંદાની આગમાં પોતાની વાતોનાં ઇંધણાં ઉમેરનારી બની !

પૂંજી ડોસીની ઘરડી આંખોને આ દિયર ભોજાઈનાં ચરિત્ર સારાં દેખાતાં નહોતાં, અને તેમના દરેક કાર્યમાં અનીતિનો જ ભાસ થતો. પોતાની દૃષ્ટિને જે કાંઈ દેખાતું તેને રંગ ચડાવીને તે પડોશમાં વાતો કરતી અને પૂંજી ડોસીનો નજરોનજરનો પૂરાવો ઉલટો વધુ લોકનિંદાનો કારણભૂત બનતો.

પછી પ્રમોદે છૂટાછેડાની ફરિયાદ નોંધાવી અને વધુ ચકચાર ઉઠી. કેસ ચાલ્યો અને પદ્માને સમન્સ મળ્યા છતાં તે કોર્ટમાં હાજર ન થઈ અને બચાવ ન કર્યો, તેથી કિરીટ અને પદ્મા બેઉની ખૂબ હલકી વાતોનો પ્રચાર થયો. એ વાતોમાં પૂંજી ડોસીનો હિસ્સો ઓછો નહોતો.

જે દિવસે પદ્માએ પુત્રને જન્મ આપ્યો, તે જ દિવસે કોર્ટે ચુકાદો આપીને છૂટા છેડા આપ્યા. કિરીટે પદ્માના વોર્ડની દાયણને હાથ જોડીને વિનંતિ કરી કે "કૃપા કરીને થોડા દિવસ આ વાત પદ્માને કાને ન જવા દેશો, બીજાઓને પણ એ વાતની તાકીદ કરજો, નહિતો એ બિચારી પ્રસૂતિની માંદગીમાં વધુ માંદી પડશે." દાયણે "વારુ" કહ્યા છતાં કિરીટ તરફ કટાક્ષભર્યું હાસ્ય કરીને ચાલતી પકડી.

કિરીટે આ પ્રાર્થના દાયણને ન કરી હોત તો કદાચ પદ્માએ એ ચુકાદાની વાત બે દિવસ મોડી પણ જાણી હોત; પરન્તુ કિરીટે તેને પ્રાર્થના કરી, તેથી જ દાયણને કાતિલ હાંસીની મોજ માણવાનું મન થયું. તેણે વોર્ડમાં જતાં વાત જ મોટેથી કહ્યું: "પદ્માબ્હેન ! તમારું બાળક ભાગ્યશાળી તો ખરું; આજે તેનો જન્મ થયો, અને આજે જ તેના બાપથી તમને છૂટાં પાડવાનો કોર્ટે હુકમ આપ્યો !"

પાછા ફરતા કિરીટે એ શબ્દો કાનોકાન સાંભળ્યા અને તે ઉશ્કેરાઈ ગયો. એ ક્રૂર હાંસી કરવામાં દાયણને મોજ મળી; દર્દીઓનાં નિરંતર સહવાસ અને સેવામાં સમય ગાળનારી દાયણમાં એ રાક્ષસ ભાવ પ્રકટ્યો તેથી તેને રોષ ચડ્યો અને આશ્ચર્ય થયું. તે પાછો ફર્યો અને દાયણને થોડાં કડવાં વેણ સંભળાવવાનું તેને મન થયું; પરન્તુ તુરત તેને પદ્મા એ જ દાયણને વશ પડી છે એ યાદ આવ્યું અને તે ગમ ખાઈ ચાલ્યો ગયો.

તે ઘેર ગયો પણ ગોઠ્યું નહિ. પદ્માએ ચુકાદાની વાત જાણ્યા પછી તેના મનને કેવો આઘાત થયો હશે તે વિષેના સંકલ્પવિકલ્પ તેને થવા લાગ્યા. તેણે પૂંજી ડોસીને પદ્માની તબિયત જોવા મોકલી અને તેણે જઈ આવીને ખબર આપી: "કશું ય તેને નથી લાગ્યું. તમે ભોળા છો કિરીટભાઈ! એવી બાઈઓને કશું ય ન લાગે."

'એવી બાઈ' કહેવામાં ડોસીનો કેવો કટાક્ષ હતો તે કિરીટ સમજી શક્યો. તેને પદ્મા ઉપર ચોમેરથી નિર્દયતા વરસતી ભાસવા લાગી. જેમ જેમ તેના ઉપર વધારે દુઃખ વરસતું હતું, વધુ તુચ્છકાર થતો હતો, તેમ તેમ તેની દયાર્દ્રતા પદ્મા પ્રત્યે વધુ ને વધુ ઉછળતી હતી. એ તુચ્છકારના આઘાતની સામે પ્રત્યાઘાત કરવાની તેની વૃત્તિ જોર પકડતી હતી.

બીજે દિવસે તે પ્રસૂતિગૃહે પદ્માની તબિયતની ખબર પૂછવા ગયો. એ વોર્ડની દાયણ ચંદ્રાએ જ કહ્યું: "બાળક અને તેની માતા બેઉની તબિયત સરસ છે, તમારે કશી ચિંતા કરવા જેવું નથી."

"મને ચિંતા થાય છે તેનું કારણ તમે છો. જે ખબર પદ્માને ન જાણવા દેવા મેં વિનંતિ કરેલી તે જ ખબર તમે તેને ભયંકર કટાક્ષ સાથે કહી, મેં કાનોકાન સાંભળી અને તેથી મને ખરાબ લાગ્યું છે."

ચંદ્રાએ વાતને હસીને ઉડાવી: "અહોહો! એવી હાંસી-મજાક તો અમે કરીએ જ. તેથી પ્રસૂતિગૃહના વાતાવરણમાં જરા ઉલ્લાસ

પ્રકટે છે."

"હાં, બીજી બાઈઓમાં ઉલ્લાસ વ્યાપતો હશે, પણ પદ્માના હૃદયનો તમને વિચાર કેમ ન થયો?"

"અંહ, કાંઇ નહિ, એ તો ચાલ્યા કરે. પદ્મા તો મજબૂત મનની છે."

"હું તેને તમારા કરતાં વધુ પિછાણું છું."

"પિછાણતા જ હશો. આ બાળકના પિતા તમે જ છો એમ લોકો કહે છે."

"લોકો ગમે તે કહે, મેં તો પદ્માને અત્યારસુધી મારી બહેન માની છે."

કિરીટનાં એ વાક્યો સાંભળીને અને તેના વદન પરનો ગંભીર ભાવ જોઇને ચંદ્રા સ્તબ્ધ થઈ ગઈ. તેણે પૂછ્યું: "કોર્ટમાં પદ્માની જ એક કેફિયત રજુ થઈ છે તેમાં પદ્માએ જ એ વાત કબૂલી છે એવું મેં સાંભળ્યું છે."

"એ કેફિયત ખોટી છે અને તે કેવી રીતે મેળવવામાં આવી છે તે હું જાણું છું. પણ એ કશાની મને પરવા નથી. પદ્માનું ભાવિ કેવી રીતે સુખમાં પસાર થાય તેનો જ વિચાર હવે મને ચિંતાતુર કરે છે."

ચદ્રાના વદન પર ધીમે ધીમે ગંભીરતા આવી અને કિરીટના કથને સહાનુભૂતિ પ્રકટાવી. ચંદ્રાએ થોડી વાર વિચારીને કહ્યું: "તમે તેને પરણાવી દો, અગરતો મારી પેઠે સ્વાશ્રયી બનાવવા માટે કાંઇ ઉદ્યમ શીખવો."

"હા, તમે એક વિધવા જ છો, પદ્માય હવે તો એક વિધવા છે. પણ યૌવનમાં અનેક ભયસ્થાન ઊભાં થાય છે."

ચંદ્રા હસી અને બોલી: "મને તમે વેદિયા જેવા લાગો છો. તેને શ્રદ્ધાનંદ અનાથાશ્રમમાં મોકલી આપો. ત્યાં તેને જેવો

માર્ગ જોઇશે તેવો માર્ગ મળી રહેશે."

"એ સંસ્થા બહુ સારી છે? તમે બરાબર જાણો છો?"

"મને પૂરી ખબર છે. ત્યાં તે રહેશે, તો તેને ઉદ્યમ શીખવાની કે પતિ પસંદ કરવાની જોગવાઇ પણ મળી રહેશે. હા, હા, તેમજ કરજો, એ જ ઠીક છે. બિચારી જુવાન બાઇઓ! કેવી વિચિત્ર સ્થિતિમાં મૂકાય છે!"

"પદ્માની વિચિત્ર સ્થિતિનો તો પાર નથી. પતિએ ત્યાગ કર્યો, પિયરમાં કોઇ નથી; મેં તેને આશરો આપ્યો તો મારી પણ નિંદા થાય છે."

"ખરેખરી વિષમ સ્થિતિ, કિરીટલાલ! મને દયા આવે છે એ બિચારી પર. મારાથી બનતી મદદ હું તમને તેને માટે કરીશ."

"વારુ, હજી વાર છે. પછી હું તમને મળીશ."

"હા, ત્રણ અઠવાડિયાં પછી પદ્માને રજા મળશે." એમ કહી ચંદ્રા ઊઠીને વૉર્ડમાં ચાલી. કિરીટ પાછો ફર્યો.

ચંદ્રાની સાથે પોતે કદાચ લડી પડશે એવી ધારણાથી કિરીટ તેની પાસે ગયો હતો, પરન્તુ પ્રસંગ ઉલટસુલટ થઈ ગયો. કિરીટને તે વખતે જરા આશ્ચર્ય થયું હતું, પરન્તુ તેને ચંદ્રા વિષેની વધુ હકીકત મળી તે ઉપરથી એ આશ્ચર્ય શમી ગયું. ચંદ્રા ત્રીસેક વર્ષની વયની વિધવા હતી, દસ વર્ષ પૂર્વે તે વિધવા થઈ હતી, પણ શ્રદ્ધાનંદ આશ્રમમાં જ તેની પાંચ વર્ષની પુત્રી ઉછરી રહી હતી. પદ્મા પ્રત્યે પ્રકટેલા સમાનશીલ ભાવે ચંદ્રામાં દયાભાવ પ્રેર્યો હતો.

અને પદ્મા ત્યારપછીના વીસ દિવસ પ્રસૂતિગૃહમાં વિનાકષ્ટે ગાળી શકી તેમાં ચંદ્રાનો એ જ ભાવ તેને મદદગાર બન્યો હતો. વૉર્ડમાં પ્રસૂતાઓનાં બીજાં બિછાનાં પણ હતાં. એ બાઇઓની તબિયત જોવા આવનારી બાઇઓ પદ્મા તરફ આંગળીઓ ચીંધી

ચીંધીને ટીકાઓ કરતી. ચંદ્રાએ તે જોયું, પદ્માને આઘાત થવાનું તેના ખ્યાલમાં આવ્યું અને તેણે પદ્માના બિછાનાની આડે પડદો બંધાવી દીધો. ત્યારથી બીજાંઓની ટીકા અને તુચ્છકારસૂચક દૃષ્ટિપાતો તેનાં કાન–આંખથી અગોચર રહ્યાં.

પરન્તુ પ્રસૂતિગૃહમાંથી નીકળીને કિરીટની સાથે ઘેર પાછાં ફરતાં પદ્માએ આટલા દિવસ જે ધૈર્યમાં ગાળ્યા હતા, તે ધૈર્ય ઢગલો થઈ ગયું. તે ઘેર આવી, બિછાના પર ઉંધું મ્હોં ઘાલીને પોકે પોકે રડી, ભયચકિત થએલું બાળક રડવા લાગ્યું અને કિરીટનું હૃદય પણ પીગળીને આંખોવાટે વહેવા લાગ્યું.

પૂંજી ડોસી રસોડામાંથી ઉપર દોડી આવી અને આશ્વાસનનાં પોકળ વેણ ઉચ્ચારવા લાગીઃ "એમ રડવાથી કાંઈ વળવાનું છે હવે? થવાનું હતું તે થઈ ગયું, હવે તો આ બચ્ચાને ગોદમાં ઘાલીને ઉછેરો."

બચ્ચાને ગોદમાં ઘાલીને ઉછેરવું, એ બચ્ચું મોટું થઈને માતાની આંખો ઠારે, એ બધું વિધવાના નસીબમાં લખાયલું હોય છે. પતિતા મનાયલી અને ત્યક્તા થએલી સધવાના નસીબમાં તો સમાજના ઝેરી તીરોના ઘા વેઠી વેઠીને સડવાનું હોય છે.

પૂંજી ડોસી ચાલી ગઈ, એટલે કિરીટે પદ્માના બરડા પર હાથ ફેરવીને કહ્યુંઃ "ભાભી! રડવાથી કોઈનું જીવન ખૂટયું છે? ચાલો, સમાં સૂઈ જાઓ; અને બચ્ચું રડે છે તેને ગોદમાં લ્યો."

એટલામાં નીચેની પૂંજી ડોસીની બૂમ આવીઃ "કિરીટભાઇ! કિરીટભાઇ! જરા બારીએ જુઓ તો, કોઈ આવ્યું છે."

કિરીટ બહાર નીકળી ઓરડાનું દ્વાર બંધ કરતો બારીએ આવ્યો અને બોલી ઉઠયોઃ "અહો સુશીલ! એકાએક તું કયાંથી?"

સુશીલ દાદર ચડવા લાગ્યો અને કિરીટ તેને સામો લેવા ધાયો.



પ્રકરણ ૪૨

## બીજા લગ્નનો સોદો

સુશીલ ઉપર આવ્યો એટલે કિરીટ તેના ખભા પર હાથ મૂકી આનંદભેર તેને પોતાની બેઠકના ખંડમાં લઈ ગયો અને તેના હાથમાંથી હાથથેલી લઈ ખુંટી પર ભેરવી. પછી તેને ખુરશી પર બેસવા કહી તેના મ્હોં સામે તાકી રહીને કિરીટ બોલ્યો: "સુશીલ! તને આવેલો જોઇને મને ખૂબ આનંદ થાય છે હો!"

સુશીલે કિરીટના વદન પર એ વખતે જે શાશ્વત આનંદ જોયો તે આનંદ પૂર્વે તેણે કોઈ વાર જોયો નહોતો. જે વખતે કિરીટને સ્વજનો તજી ગયાં હતાં, સૌ કોઈ તેની નિંદા જ કરતાં હતાં, તેના ઘર સામે દૃષ્ટિપાત કરવામાં કેટલાકો પાપ માનતાં હતાં, અને એક મૂંઝવણમાં પડેલી ત્યજાયલી યુવતીને સુખ ઉપજાવવાનો માર્ગ શોધતાં તે પણ મૂંઝાઈ જતો હતો–બ્હાવરો બની જતો હતો, તે વખતે છેવટે પોતાનો એક મિત્ર તો એવો હતો કે જે મળવા માટે સીધો પોતાને ઘેર આવ્યો હતો. સુશીલના એ સ્વજનભાવે કિરીટને એ મૂંઝવણભરી સ્થિતિમાં પણ અપૂર્વ આનંદ ઉપજાવ્યો હતો.

"તારા સંબંધે છેલ્લા થોડા માસમાં મેં એટલી બધી ચિત્રવિચિત્ર વાતો સાંભળી છે કે મને તને મળવા આવવાનું મન

રહ્યા કરતું હતું. હમણાં મેં પંદર દિવસની રજા લીધી હતી, હજી ચાર-પાંચ દિવસ રજાના બાકી રહ્યા છે, એટલે વિચાર્યું કે ચાલ કિરીટને મળી આવું તથા કાંઈ નવા-જૂની જાણી આવું અને જણાવી પણ આવું."

"મારી નવા-જૂની તો એક રુદનકથા જ છે, સુશીલ ! પણ તારી નવા-જૂની મને કહે, તેમાં કાંઈ આનંદ પામવા જેવું હશે ખરું."

"મારું લગ્ન થઈ ગયું."

"ખરેખર ? ચાલો, હું ખુશ થયો અને તારી માતાને પણ સંતોષ થયો. કન્યા ભણેલી છે ? ઉમરલાયક છે? સારા સંસ્કાર-વાળી છે !"

"તને કશી ખબર હોય એમ નથી લાગતું."

"ના, હું કશું જાણતો નથી. તું કંકોત્રી લખે તો જાણું ને !"

"કંકોત્રી મેં કોઈને લખી જ નથી અને ખાસ સમારંભ પણ કર્યો નથી, પણ કન્યાને તું ઓળખે છે."

"કોણ ? ડાકોરમાં જોએલી પેલી કન્યાઓમાંની તો કોઈ નથી ને ?"

"ના, છેવટે કીર્તિદાએ જ મારો જીવનસાથ સ્વીકાર્યો છે."

કિરીટ ચમકી ગયો. કેટલાક વખતથી તેણે કીર્તિદાને સંભારવાનું છોડી દીધું હતું. તેની પોતા પ્રત્યેની લાગણી તેને કોઈવાર યાદ આવતી હતી. કીર્તિદાએ પોતાના પત્રનો જવાબ પણ ન આપતાં સુશીલની સાથે લગ્ન કરવાનું પસંદ કર્યું તેથી એક બાજુએ તેને આનંદ થયો, બીજી બાજુએ ખૂબ આશ્ચર્ય થયું. તે થોડી વાર ચૂપ રહીને બોલ્યો: "કીર્તિદા સરસ છોકરી છે. તું ભાગ્યશાળી છે, સુશીલ ! મારી મુબારકબાદી છે."

"પણ કીર્તિદા તને યાદ કરે છે તેની તને ખબર નહિ હોય."

"મને યાદ કરે છે ? એ શું કહે છે તું ? હા, મારો ને એનો પરિચય ડુમસમાં ખૂબ થએલો......"

"સંકોચાય છે શાને ? મારી જાણ બહાર કશું નથી. કીર્તિદાએ તને નિરાશ કર્યો છે. તારા પત્રોના જવાબ તે ગળી ગઈ છે."

"એ બધું હવે મારે, તારે અને કીર્તિદાએ ભૂલી જવું જોઈએ, સુશીલ ! ચાલ, હવે બીજી કાંઈ વાત કાઢ. જયા શું કરે છે ?"

"બિચારી શોષાયા જ કરે છે. વડોદરે આવવામાં મારો એક આશય જગતપ્રસાદને મળવાનો પણ છે."

"કેમ ?"

"જયાએ તેને હાથોહાથ પહોંચાડવા માટે મને એક પત્ર આપ્યો છે."

"મારી સાથે પણ જયાએ પત્ર આપેલો તે મેં જગતને આપ્યો હતો, પણ એ વિચિત્ર માણસ છે. ખુમારીથી જ વાત કરતો હતો. જયા હજી તેને પત્રો શામાટે લખે છે ? જગત જયા પ્રત્યે હવે જરાએ લાગણી ધરાવતો હોય એમ મને નથી લાગતું."

"છતાં જયાને તો તેની પ્રત્યે લાગણી છે જ. જગતમાં લાગણી ધરાવવા જેવું શું છે તે કદાચ મને કે તને નહિ સમજાય. પણ જયાની લાગણી મેં જોઈ છે."

"આશ્ચર્યની વાત છે. વકીલે અદાલતમાં જઈ છૂટા છેડા કરાવ્યા એ તેને નથી ગમ્યું એમ તો હું જાણી શકયો છું. પણ હવે જગતપ્રસાદ શું કરે ? જયા શું કહે છે ?"

"તે તો ફરીથી લગ્નવિધિ કરવો પડે તો તેમ કરવા પ તૈયાર છે ! એ માટે જ જગતને તેણે પત્ર લખ્યો છે."

કિરીટ વિચારમાં પડી ગયો. પિંજરમાં જીવનભર પુરાયલી પોપટી અફાટ આકાશમાં ઊડી શકતી નથી અને ફરીથી પિંજરમાં પુરાવા જ ઇચ્છે એવી મનોદશા શું જયાની હશે? પણ પિંજર જ જયાને જોઇતું હોય તો તેણે સુશીલને ના કહી અને ફરીથી જગતપ્રસાદના જ પિંજરને તે કેમ પસંદ કરે?

"ઠીક...ક. જગતનું ઘર તેં જોયું છે?"

"ના, તારે સાથે આવવું પડશે."

"હું સાથે આવું?" કિરીટ ફિક્કું હસ્યો: "મારાં પગલાં એના ઘરમાં થતાં જ કેટલી ય આંખોમાંથી જ્વાળાઓ ભભૂકશે અને કેટલી ય આંગળીઓ તીર જેવી બની જશે; પણ કશી ચિંતા નથી. ચાલ, હું આવું."

કિરીટ કપડાં પહેરીને સુશીલની સાથે જવા નીકળ્યો. પોળની બહારથી તેઓએ ગાડી ભાડે કરી લીધી, અને જગતપ્રસાદનું ઘર નજીક આવતાં તે છોડી દીધી. પણ પોળમાં પેસતાં જ અનેક આંખો તેની સામે કતરાઈ રહી હતી.

જગતપ્રસાદના ઘર પાસે પહોંચતાં જ, ઓટલા પરના જાજરુનું બારણું ઊઘડ્યું અને અંદરથી એક ડોસો નીકળ્યો. કિરીટ અને સુશીલે તેને જોયો. તુરત કિરીટે તેને ઓળખ્યો: "ઓહો, કૃષ્ણરામ મહારાજ! તમે અહીં ક્યાંથી?"

પોતાનું નામ ઉચ્ચરાએલું સાંભળીને ડોસો બેઉને જોઈ રહ્યો. ડાકોરના એ ગોરની આંખો હેઠળથી અનેક માણસો પસાર થઈ ગયા હતા એટલે તેને તુરત ઓળખાણ પડી નહિ, તોપણ પ્રશ્નના જવાબમાં માત્ર કૃષ્ણરામે એટલું જ કહ્યું કે "જરા કામે આવ્યો છું."

કિરીટ અને સુશીલ થોભ્યા વિના જ ડહેલીમાં જઇને મેડા પર ચડ્યા. ઉપર પહોંચતાં બેઉએ એક ખુરશી પર બેઠેલા પેલા જે વાણીયાને કિરીટે કૃષ્ણરામના હાથમાંથી છોડાવ્યો

હતો અને જેને તેણે તેની નાની વયની પુત્રીનું લગ્ન કરતાં થોભાવીને સો રૂપિયાની મદદ કરીને વતન પાછો મોકલ્યો હતો તેને જોયો. તુરત તેને કિરીટે પ્રશ્ન કર્યો: "શેઠ, ઓળખાણ પડે છે ને?" વાણીયો કિરીટ અને સુશીલ બેઉને ઓળખી ગયો અને તેના મ્હોં ઉપર ફિકાશ પ્રસરી ગઈ. તે બોલ્યો: "ઓળખું છું ભાઈશાબ!"

"અહીં કેમ પધારવું થયું છે? પેલા કૃષ્ણરામ પણ તમારી સાથે જ આવ્યા લાગે છે."

"હા, ભાઇશાબ."

એટલામાં કોઈ આવ્યું છે એમ જાણીને જગતપ્રસાદ આવી પહોંચ્યો, અને કિરીટ તથા સુશીલની સામે આવીને ઊભો. કિરીટે કહ્યું: "આ મારા મિત્ર સુરતથી આવ્યા છે, તે તમારો પત્ર લાવ્યા છે."

"લાવો."

"આપું છું, પણ જગતપ્રસાદભાઈ! આ તમે શું માંડ્યું છે?" કિરીટે પૂછ્યું.

"કેમ શું છે?"

"તમારા બેઉ મહેમાનોને હું ઓળખું છું. તેઓ કેમ આવ્યા છે તે પણ હું કલ્પી શકું છું, ન્યાત ઊંઘી ગઈ, પણ રાજ્યનો કાયદો તો જાણો છો ને?"

"તમે શું કહો છો તે હું નથી સમજતો."

"તો કલાક પછી સમજશો. આ વાણીયાની દિકરીનેય મેં જોઈ છે. તદ્દન નાની છે અને લગ્નને યોગ્ય નથી."

"ઠીક...ઠીક, તમે તમારે મને પત્ર આપો ને."

સુશીલે પત્ર ધર્યો અને જગતપ્રસાદે તે લીધો. પત્ર વાંચીને તે ઊંડા વિચારમાં પડેલો જણાયો. સુશીલ બોલ્યો: "તમે મને નથી પિછાણતા, પણ હું તમારો અને જયાનો બેઉનો હિતસ્વી છું."

કિરીટે પૂર્તિ કરી: "આ મારા મિત્ર સુશીલ અને કીર્તિદાનું થોડા દિવસ ઉપર લગ્ન થયું છે."

"એમ ? સારી વાત. પણ હવે કાંઈ ન થાય."

"કેમ ન થાય ? તમે આશા રાખશો નહિ કે હવે તમે આ વાણીયાની બાળક પુત્રીને પરણી શકો; અને બીજી બાજુએ બિચારી જયા તમારી પ્રત્યે કેવી લાગણી ધરાવે છે!" કિરીટે કહ્યું.

"હવે એ લાગણીને હું શું કરું ?"

"અને આ ગામડાની વાછડી સાથે ઘર માંડી તમે સુખના લ્હાવા લેશો ? પૈસાથી ખરીદેલી સંસ્કારહીન છોકરી તમારી દાસી થઈ શકશે, જગતપ્રસાદભાઈ ! ધર્મપત્ની નહિ થઈ શકે. કેવા સંજોગો વચ્ચે તમારા છૂટા છેડા થઈ ગયા તે હું જાણું છું, અને લોકો પણ જાણે છે. તમને જુવાન વયે ન્યાતમાંથી કન્યા ન મળી એટલે તમે આ સોદો પાર ઊતારવા બેઠા છો, એ ઉપરથી તમે સમજી લ્યો કે તમે કેવી ભૂલ કરી રહ્યા છો."

જગતપ્રસાદ મૂગો મૂગો એ બધું સાંભળી રહ્યો. જે સ્થિતિ કિરીટ ખુલ્લા શબ્દોમાં કહી સંભળાવતો હતો, તે સ્થિતિ કાંઈ જગતપ્રસાદની જાણ બહાર નહોતી. બીજી સ્ત્રી પરણવાનાં ફાંફાં મારવામાં તેણે કશી મણા રાખી નહોતી, અને છેવટે પાંચેક હજાર રૂપિયા ખર્ચવાને ઈરાદે તેના પિતાએ આ કન્યા શોધી કાઢી હતી. બીજી સ્ત્રી પરણીને જગતપ્રસાદ આબરુ જાળવવા ઈચ્છતો હતો, ઉંચા ખાનદાન તરીકેની પ્રતિષ્ઠા જાળવવા માંગતો હતો, માતા-પિતા પુત્રવધૂ વિનાના ઘરને જોઈને બેચેન બનતાં હતાં તેમને સંતોષ આપવા ચાહતો હતો. જયા પ્રતિની મમતા તો તેના અંતરમાં હવે સ્ફુરતી નહોતી, પરન્તુ આ કન્યાને પરણવાની વાત તેનામાં ઉત્સાહ તો પ્રકટાવતી નહોતી જ.

એટલામાં જગતપ્રસાદના પિતા કેશવલાલ શેઠ આવ્યા એટલે

જગતપ્રસાદ મૂગો મૂગો ઉઠીને ચાલતો થયો. "શું છે, કિરીટલાલ ?" એમ પૂછતાં જ કિરીટે જે જગતપ્રસાદને સંભળાવ્યું હતું તે તેના પિતાને પણ સંભળાવ્યું. એ સાંભળતાં જ શેઠનો પિત્તો ઉછળ્યો: "જા, જા, બેવકૂફ ! લોકોનાં ઘર ભંગાવવા નીકળ્યો છે તે હું તને જાણું છું. હું મારે ગમે તેમ કરીશ, એમાં તારે શું ?"

"પણ રાજ્યનો કાયદો તો જાણો છો ને ?"

"જાણું છું, પણ એ કાયદાને ઘોળી પીતાં મને આવડે છે. પરોપકારનું પૂતળું થઈને આવ્યો છે, તે શુ હું તને નથી ઓળખતો ? ચાલ ઊઠ, ખબરદાર, જો ફરીથી મારે ઘેર આવ્યો તો.'

તુરત કિરીટ અને સુશીલ ઊઠ્યા. આવા માણસને વધુ સમજાવવાનો કશો અર્થ નહોતો એમ તેમણે જોઈ લીધું એટલે તુરત તેમણે ચાલતી પકડી. કિરીટના વદન પર યત્નપૂર્વક દાબી રાખેલો ગુસ્સો હતો, શેઠના વદન ઉપર મૂર્તિમંત તુચ્છકાર હતો, પેલા વણિકના વદન ઉપર ગમગીનીનો પડદો હતો, જ્યારે જરા દૂર ઊભેલા કૃષ્ણરામના વદન ઉપર પથરાઈ રહેલું હાસ્ય હતું.



## પ્રકરણ ૪૩

## ધ્યેય વિના ઘસડાતું વહાણ

જગતપ્રસાદને ત્યાં અપમાન પામીને કિરીટ તથા સુશીલ ઘેર પાછા ન ફર્યા; પરન્તુ એ અપમાન કરતાં ય વધારે તો એક ગભરુ બાળાને વેચનાર અને ખરીદનાર ઉપરના ગુસ્સાથી કિરીટને એ લગ્ન થતું અટકાવવાનો યત્ન કરવામાં વધારે ઔચિત્ય લાગ્યું. અહીં તો કિરીટે એ બાળાનું મુખ પણ જોયું નહોતું, પરન્તુ તે માનતો હતો કે તે પણ જગતપ્રસાદના ઘરના એક ખંડમાં જ હશે. બાળાનું નામ જાસુદ હતું. જાસુદનું નિર્દોષ મુખ તેની આંખો સામે આવીને ઊભું રહ્યું. એ મ્હોં ઉપર નર્યું મુગ્ધત્વ હતું. એ બાલિકાને પરણવા તૈયાર થનાર જગત મૂર્ખ હતો; અને એક વાર તેને વેચી નાંખવાના તેના માબાપના યત્નમાંથી તેમને પાછાં વાળ્યા છતાં ફરી પાછાં તેઓ એને વેચવા તૈયાર થયાં હતાં તેમાં કિરીટને રાક્ષસત્વ લાગતું હતું. સુશીલને તેમાં એ કુટુંબની બેકારીનું અને ગરીબાઈનું ભાન થતું હતું. એ ગરીબાઈ જ મનુષ્યને પોતાના સંતાનોને વેચવા જેવી મીલકત માનવાને પ્રેરી રહ્યાં હતાં. કન્યાનું દાન કરવાનો પરમ ધર્મ માનનારા આર્યાવર્તમાં કન્યાને વેચવાની રાક્ષસી વૃત્તિ ઉત્પન્ન થઈ, તેનું કારણ દેશનું રાજકારણ અને અર્થતંત્ર હતું. એ વિષે ચર્ચા કરતાં બેઉ એક પોલીસ અમલદારને ત્યાં પહોંચ્યા.

ત્યાં કિરીટે બધી વાત કહી અને છેવટે વિનંતિ કરી કે: "કોઈ પણ રીતે આ લગ્ન અટકાવવું જોઈએ અને છોકરીને રાજ્યે કબજે લઈને કોઈ સ્ત્રીસંસ્થામાં કે આશ્રમમાં રાખવી જોઈએ."

અમલદારે સૂચન કર્યું: "એ બધું કરવા માટે પહેલાં તમારી અરજી જોઈએ, પછી તેનો બધો વિધિ થઈ શકે; પણ એ છોકરી તમારી કાંઈ સગી છે?"

"સગી તો નથી, પણ કેવળ દયાભાવથી પ્રેરાઈને હું તમારી પાસે આવ્યો છું, તો પછી અરજીની શી જરૂર છે?"

"બાતમી અમે આવી રીતે લેતા જ નથી, એટલે તમારે અરજી કરવી જોઈશે. તેમાં છોકરીનું અને તેનાં માબાપનું નામ, વતન, જે કાંઈ જાણતા હો તે બધું લખજો."

"ઠીક" કહી કિરીટ ઊઠ્યો, પણ તે મૂંઝવણમાં પડ્યો. છોકરીનું નામ તે જાણતો હતો પણ તેનાં માબાપનું નામ તે જાણતો નહોતો. તેનું વતન કાઠિયાવાડનું કયું ગામડું હતું તે સુશીલને પણ આજે યાદ નહોતું.

છતાં ઘેર જઈને તેણે તુરત અરજી લખી નાંખી અને પોલીસ અમલદારને પહોંચાડી. પરન્તુ એ અરજી ઉપર અમલી પગલાં લેવાની જેટલી ઉતાવળ કિરીટને સમજાતી હતી, તેટલી પોલીસ ખાતાને કયાંથી સમજાય? આવા બનાવોની વાતો સાંભળીને પોલીસનાં માણસો રીઢાં બની ગયાં હોય છે, એટલે જે કામમાં લોકોને અત્યંત અધીરતા વ્યાપી હોય છે, તે કામમાં તેમને તો ધીરજ હોય છે.

બપોરે પાછી કિરીટે તપાસ કરી તો જણાયું કે હજી અરજીનો કશો અમલ થયો નહોતો. તેણે બીજી અરજી આપી કે જો આ લગ્ન અટકાવવાને તુરત પગલાં લેવામાં નહિ આવે તો લાગતાવળગતાઓ કાયદાની ચુંગાલમાંથી છટકી જવાનો અને

ચોરીછૂપીથી લગ્ન થઈ જવાનો સંભવ છે. આ બીજી અરજીથી અમલદાર ચીડાયો અને બોલ્યો: "તમારી અરજીમાં છોકરીનાં માબાપનાં નામ પણ નથી, અને ઉપરથી ઉતાવળ કરવાની અરજી આપો છો; એવી આંધળી શોધ કરવાની હોય તો વાર પણ થાય!"

છેવટે છેક સાંઝે પોલીસે છોકરી અને તેનાં માબાપને પકડવાનું વારંટ અને જગતપ્રસાદ ઉપર એ છોકરીને ન પરણવાનો મનાઈ હુકમ તૈયાર કર્યો. પરન્તુ જગતપ્રસાદને ત્યાં એની બજવણી કરવા જતાં માલૂમ પડ્યું કે પંખીઓ જાળમાંથી છટકી ગયાં છે!

જગતપ્રસાદ, તેનો પિતા, કૃષ્ણુરામ મહારાજ, જાસુદ અને તેનાં માબાપ–એમાંનું કોઈ ઘેર નહોતુ! પોલીસનાં માણસો પાછાં ફર્યાં અને કિરીટ નિરાશ થઈ ગયો. તેની બધી મહેનત પાણીમાં ગઇ હતી. હવે પરહદમાં જઇને જગત લગ્ન કરી નાંખશે, પછી તે વડોદરામાં પાછો ફરશે, પોલીસ તે ઉપર કશું ધ્યાન આપશે નહિ, અને ધ્યાન આપે તોપણ શું? જે થવાનું હતું તે થઇ ગયા પછી શું થાય? હિંદુ લગ્ન કોઈ પણ રીતે ભૂલથાપથી કે છેતરપીંડીથી પણ એક વાર થઈ ગયું, એટલે તે રદ થતું નથી, સંધાયલી સાંકળ તૂટતી નથી, અને સાંકળ તોડવી હોય તો પતિ કે પત્ની બેમાંથી એકની પૂરી તૈયારી જોઇએ; પણ આ બનાવમાં તો તેવું કશું હવે થઇ શકે તેમ નહોતું. નિરાશાએ ઉપજાવેલી બેચેનીથી કિરીટ તરફડી રહ્યો.

"બિચારી જયા આ વાત સાંભળશે, ત્યારે તેને કેવું લાગશે?" કિરીટના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યો.

"આશા જ દુ:ખરૂપ છે, કિરીટ! નિરાશા એ જ પરમ સુખ છે. તે આશાને તિલાંજલિ આપીને સંતોષ માનપો."

"સૌને માટે એવો સંતોષ શક્ય નથી હોતો."

"પણ જયાને માટે એ શક્ય છે."

જયાને માટે જે નિરાશાજનિત સંતોષ શક્ય છે તે પોતાને માટે શક્ય છે ખરો? એ પ્રશ્નના ઊંડા વિચારમાં કિરીટ કેટલી ય વાર સુધી દટાયલો રહ્યો. આશાનિરાશાના ભૂતકાળના અનેક વંટોળ તેના સ્મરણમાં ઉભરાયા અને તે આરામખુરશીમાં અવાક્ પડી રહ્યો.

"કિરીટ!" સુશીલના પ્રશ્ને તેને વિચારતંદ્રામાંથી જગાડચો.

"શું?"

"પદ્માની તું હવે શી વ્યવસ્થા કરીશ?"

"તું કહે, શું કરું?"

"તું તેની ચિંતામાં ડુબાડૂબ રહે છે એમ મને લાગે છે. એ ચિંતામાં હુ કોઈ રીતે ભાગ પડાવી શકું તેમ છું?"

"મને તો કશું સૂઝતું નથી."

"પણ તેં દૂરનો કોઇ માર્ગ આંકી રાખ્યો હશે ને?"

"નથી આંકી રાખ્યો. હું તો વહાણને પવન જે દિશામાં લઈ જવા ઇચ્છે તે દિશામાં ઘસડાવા દઇને અત્યારે તો માત્ર સમય જ ગાળવા ઇચ્છું છું."

"એટલે?"

"દિવસો જાય છે, તેમ ભલે જાય. કાળનો પરિપાક થશે ત્યારે તે ગુંચવણ ઉકલશે, અને નહિ ઉકલે ત્યાંસુધી માનીશ કે હજી સમય પાકયો નથી."

"પદ્માને કોઈ આશ્રમમાં મૂકે તો?"

"પ્રસૂતિગૃહની નર્સે મને મુંબઈના એક આશ્રમનું નામ સૂચવ્યું હતું, તું વળી અમદાવાદના આશ્રમનું નામ સૂચવીશ."

"હા, માતુશ્રી ત્યાં છે તે તું જાણે છે ને? જરાએ સૂનું લાગવા નહિ દે."

"પણ એનું છેવટ શું? આશ્રમમાં માતુશ્રીના વારસદાર

થવું એ જ ને ? ના, ના, સુશીલ ! પદ્માની એ સ્થિતિ મને તો ન ગમે."

"પદ્મા શું કહે છે ?"

"પદ્માની સમીપે એ પ્રશ્ન જ ઉપસ્થિત થયો નથી, ત્યાં એ શું કહે ?"

"પણ તો પછી આમ ને આમ અનિશ્ચિત સ્થિતિ ક્યાં-સુધી લંબાવીશ ?"

"એક વાર તો હું તને કહી ચૂકયો છું કે કાળનાં ગર્ભમાંથી જ એ સ્થિતિ બદલાવી હશે ત્યારે બદલાશે. અત્યારે હું કોઈ તરેહનો સ્થિતિપલટો જોઈ શકતો નથી."

કિરીટના આ કથનમાં કાંઇ ભેદ તો નહિ હોય ? પદ્મા પ્રતિનો કિરીટનો પક્ષપાત તો સુશીલ સ્પષ્ટ રીતે જોઇ શકતો હતો, પરન્તુ એ કેવળ દયાથી પ્રેરિત પક્ષપાત હતો કે ઊંડી ઊંડી કિંવા અસ્ફુટ પ્રેમની લાગણી પણ કિરીટમાં હતી ? અને જો એની લાગણી હોય તો લોકવાયકામાં સુશીલે સાંભળ્યું હતું તેમ કિરીટ પદ્માની સાથે લગ્ન કરે એ સુશીલને શકયતાની બહાર લાગતું નહોતું. કિરીટ સમયના પરિપાકની વાત કરતો હતો તે એ જ અર્થમાં પણ કાં ન હોય ? પણ સુશીલની સભ્યતા તેને એવો સીધો પ્રશ્ન કિરીટને પૂછવા દે તેમ નહોતું.

તેણે કહ્યુંઃ "પદ્માને પોતાના નિસ્તારની કઈ દિશા સૂઝે છે, તે પણ તેં તેને કોઇ વાર પૂછ્યું નથી ?"

"ના, હું એ પૂછું તેનો અર્થ એ જ થાય કે તે મને હવે બોજારૂપ લાગે છે અને હું તેને કયાંય પણ રવાના કરી દેવા તૈયાર થયો છું. અસ્ફુટ આઘાત પણ એના હૃદય ઉપર થવા દેવા હું તૈયાર નથી."

સુશીલ ચૂપ બનીને બેસી રહ્યો.

એક દિવસ ગયો, બે દિવસ ગયા અને ત્રીજે દિવસે જાણવામાં આવ્યું કે જગતપ્રસાદ જાસૂદને પરણીને ઘેર લાવ્યો હતો. તુરત કિરીટે સુશીલને કહ્યું: "હવે જયાની કેવી સ્થિતિ થશે ?"

"નિરાશામાં સંતોષ માનીને પિતાને ઘેર જીવન પૂરું કરશે. બીજું શું થાય ?"

"તેમ, પદ્મા પણ આ ઘરને ભાઇનું ઘર માની જીવન પૂરું કરશે, સુશીલ ! એ સિવાય બીજું કોઈ ભાવી મને સૂઝતું નથી."

સુશીલ મૂગો રહ્યો. તેને હવે કોઇ બીજો જ વિચાર થઇ રહ્યો હતો.



## પ્રકરણ ૪૪

## આશ્રમને માર્ગે

ભાઈ કે પિતાને ઘેર શેષ જીવન પૂરું કરતી વિધવા અને પદ્મા એ બેઉની સ્થિતિમાં સુશીલને સમાનતા લાગી નહિ. લોકાપવાદની દરકાર કિરીટને નહોતી, પરન્તુ એ લોકાપવાદને જ કારણે કિરીટ પરણી શકે તેમ પણ હવે સુશીલને લાગતું નહોતું. માતા જેવું વાત્સલ્ય ધરાવતી યમુના ભાભી કિરીટને છોડી ગઇ, ત્યારપછી લોકાપવાદની માત્રા વધી હતી, અને કિરીટને પરણવા માટે કોઇ પૂછતું પણ નહોતું. અને જો પદ્મા જીવનભર કિરીટને ત્યાં જ રહેવાની હોય તો કિરીટનું જીવન કેવું વીતે તેનો વિચાર કરતાં સુશીલનું હૃદય કંપી ઉઠતું હતું.

પહેલાં સુશીલને લાગ્યું હતું કે પદ્મા ઉપરનું કિરીટનું મમત્વ પ્રચ્છન્ન પ્રેમરૂપ છે, પરન્તુ હવે તેને એમ લાગતું નહોતું, અને તેથી જ કિરીટના ભાવિ જીવનમાં કદાચ અંધકાર વ્યાપશે એવો તેને ભય લાગ્યો હતો. શું આ પરિસ્થિતિ પદ્માની જાણમાં નહિ હોય? તેણે આ ઘરમાં જ હમેશને માટે રહીને કિરીટનું જીવન શામાટે ધૂળધાણી કરવું જોઇએ?

થોડી વાર વિચાર કરીને તેણે કિરીટને પૂછ્યું: "પદ્માનો ને મારો પરિચય કરાવી આપીશ કિરીટ?"

"હા, પણ તેની ઇચ્છા હોય તો જ. હું તેને પૂછી જોઉં."

કિરીટ ઊઠ્યો અને પદ્મા પાસે ગયો. થોડી વાર પછી તે સુશીલને બોલાવવા આવ્યો. સુશીલે જઇને જોયું કે દેહ અને મનથી અતિશ્રાન્ત થએલી, ફિક્કા પડી ગએલા શરીરવાળી અને જેમ બને તેમ મ્હોં ઓછું દેખાડવાના યત્નમાં સાડીનો છેડો કપાળ પર જેટલો બને તેટલો વધુ નીચે ખેંચીને પદ્મા પારણાની પાસે બિછાવેલી એક નાની શેતરંજી પર બેઠી હતી. તેની સામે ભોંય પર બેસતાં સુશીલે એની ઢળેલી આંખો પર, બેઠેલા ગાલ પર, કપાળ પરની કરચલી પર દૃષ્ટિ કરી. વદન પરની બધી રેખાઓ માનસિક યાતનાનું જ પ્રતિબિંબ પાડતી હતી.

કિરીટ બાજુની ખુરશી પર બેઠો. સુશીલે કહ્યું: "પદ્માબહેન, કિરીટ મારો પરમ મિત્ર છે, અને તેની સાથેની મિત્રતાને દાવે હું તમને મળવા આવ્યો છું. તમને તેથી સંકોચ તો નથી થતો ને?"

"ના, ભાઈ."

"તમે હવે તો અહીં જ રહેવા ઇચ્છો છો ને?"

"મારી ઇચ્છા જેવું કશું છે જ નહિ, ભાઈ! મારી ઇચ્છા તો જીંદગી પૂરી કરવાની હતી, પણ કિરીટભાઇએ તેમ કરવા ન દીધું. હવે હું શું કરું, અહીં રહું કે બીજે જઉં અને બીજે જઉં તો ક્યાં જઉં, તે મને કશું સૂઝતું નથી."

"તમે કોઈ આશ્રમમાં જઇને રહો તો?"

"સુશીલ! તું એવું શામાટે પૂછે છે? મને પદ્મા બોજારૂપ લાગે ત્યારે એ પ્રશ્ન ઊભો થાય છે." કિરીટ વચ્ચે બોલ્યો.

"પદ્માબહેનનો બોજો તને નથી લાગતો તે હું જાણું છું. પણ તારા સંસારનું શું?"

"મારો સંસાર બંધાય તો ભલે, ન બંધાય તો ભલે. પદ્મા મારા આશ્રયમાં અને મારા ઘરમાં જ રહેશે, એ જાણ્યા પછી કોઇ કન્યા મને પરણવા ઇચ્છિશે તો જ હું તેને પરણીશ, અને

નહિતો આ વિધવા બહેન અને તેના બાળકથી મારા ઘરની અને જીવનની શૂન્યતા નિવારવાને હું મથીશ." કિરીટ જરા જુસ્સો દાખવતો બોલ્યો.

"એક બાજુએ લોકાપવાદ અને બીજી બાજુએ સ્ત્રીસ્વભાવગત અસૂયા, એ બેઉ કારણે તું પરણી શકે એમ મને નથી લાગતું, કિરીટ! અને બીજી વાત કહું?"

"કહેને."

"પછી કહીશ."

એ "પછી કહીશ" શબ્દોમાં રહેલો મર્મ કિરીટના ખ્યાલમાં આવે તે પહેલાં મૂંગી મૂંગી આ સંવાદ સાંભળી રહેલી પદ્માના ખ્યાલમાં આવ્યો. અતિપરિચય, એકાંત અને મમતાની સુંવાળી લાગણી કાળક્રમે વિકૃતિમાં પરિણમે છે, એટલું જ નહિ, પણ લોકાપવાદની અતિશયતા એ માનસ વિકૃતિને સબળ બનાવે છે, બલકે તે પતનના માર્ગ તરફ અંગુલિનિર્દેશ કરે છે, ભય-લજ્જા-સંકોચને ધીરે ધીરે ટાળે છે અને પછી પરોક્ષ અપવાદ તથા પ્રત્યક્ષ આચરણ વચ્ચેનો ભેદ ભૂંસી નાંખવાને એ વિકૃત માનસ તૈયાર થાય છે. પતનને પંથે નહિ પડેલાંઓને પણ લોકાપવાદના સૂચને જ એ પંથે વાળ્યાં હોવાના દૃષ્ટાંતો સંસારમાં જોવા મળે છે. પોતાના સાંભળતાં સુશીલ જે કાંઈ કિરીટને કહેવા ઇચ્છતો નહોતો, તે કાંઈ આવા જ પ્રકારનું હશે, એમ પદ્માને લાગ્યું અને તુરત તે બોલી: "સુશીલભાઈ! હું નિરાંતે રહી શકું તેવું કોઈ આશ્રમ છે?"

"અમદાવાદમાં જ એક આશ્રમ છે, ત્યાં મારાં બા કામ કરે છે; કિરીટને મેં એ સૂચના કરી, પણ તે તમને આશ્રમમાં રહેવા દેવા ઇચ્છતો નથી."

"તો મારે એ જ આશ્રમમાં રહેવા જવું છે, સુશીલભાઈ!

તમે મને ગોઠવણ કરી આપો." તુરત પદ્મા બોલી.

"પણ કિરીટની તેવી ઇચ્છા નથી. તે માને છે કે ત્યાં અનેક દુષ્ટ, ટીકાખોર, તુચ્છકારની આંખો તમારા પર પડશે અને તમારું જીવન અસહ્ય થઈ પડશે. સ્ત્રીઓનું આશ્રમ એ શબ્દોમાંજ એવો ભાવ પેસી ગયો છે કે જાણે ત્યાં વસતી સ્ત્રીઓ પતિત હોય."

"શું ત્યાં બધી એવી સ્ત્રીઓ જ રહે છે?"

"બધી એવી નહિ. પરન્તુ આપણા લોકોએ સંસારનો ચોક્કસ પ્રવાહ માની રાખેલો હોય છે, અને એ પ્રવાહથી જે પતિત હોય તેને લોકો પતિત માને છે. પણ એ પ્રવાહ જ પૂરો શુદ્ધ નથી, એવું કાંઇ લોકો જોવા બેસતા નથી. આથી એવાં આશ્રમો નકામાં વગોવાય છે."

"પણ હું તો ત્યાં રહી શકીશ. મને ધીરે ધીરે ગોઠી જશે અને પછી કશું દુઃખ નહિ લાગે."

"પણ અહીં તમને શું દુઃખ છે, પદ્મા ભાભી?"

"અહીં કયું દુઃખ છે તે હવે મારા ધ્યાનમાં બરાબર આવી ગયું છે. તમે મારે માટે તમારી જીંદગી ઉપર પૂળો મૂકવા તૈયાર છો એ દુઃખ શું નાનું સૂનું છે? મારે તેમ થવા દેવું નથી. સુશીલભાઈ! તમે પાછા જાઓ ત્યારે મને સાથે તેડતા જજો."

થોડી ક્ષણો ત્રણે જણ મૂગાં રહ્યાં અને પુનઃ એ જ પ્રશ્ન ઉપર બાંધછોડ ચાલી. કિરીટે પદ્માને સમજાવવા યત્ન કર્યો પણ વ્યર્થ ગયો. તેણે સુશીલ પર પણ થોડો ગુસ્સો ઠાલવ્યો અને પછી તે શાન્ત થયો.

રાત્રે પદ્માએ સુશીલની સાથે જવાની તૈયારી કરવા માંડી. પોતાનાં અને બાળકનાં કપડાંની પેટી ભરી દીધી. દૂધ જાળવી રાખવા માટે થરમોસ જોઇએ તે કિરીટે કાઢી આપ્યું. પદ્મા પાસે ગરમ શાલ નહોતી તે પણ કિરીટે તુરત ખરીદીને લાવી આપી.

તૈયારી થઈ ગયા પછી કિરીટ સૂઈ ગયો, પણ તેને ઉંઘ ન આવી. પદ્મા ગયા પછીનું સૂનું ઘર કિરીટથી કલ્પ્યા વિના રહેવાતું નહોતું.

પરોઢમાં જ ઘેરથી નીકળવાનું હતું. ગાડી આવી અને સુશીલ તથા પદ્મા તેમાં ગોઠવાયાં. કિરીટ સ્ટેશન સુધી પહોંચાડવા એ જ ગાડીમાં બેઠો.

"સુશીલ! તું માજીને બરાબર ભલામણ કરજે. પદ્મા કેવા કોમળ સ્વભાવની છે તે તું તેમને બરાબર કહેજે, હોં! અને બધી વ્યવસ્થા થઈ ગયા પછી તું મને તુરત પત્ર લખજે. બધા ખર્ચનો બંદોબસ્ત મારા તરફથી થવાનો છે તેમ તું આશ્રમના વ્યવસ્થાપકને કહેજે."

કિરીટની એવી ભલામણની કાંઈ ખાસ જરૂર નહોતી, પરંતુ કિરીટની ચિંતાતુરતા તેને વારંવાર ભલામણ કરવા પ્રેરતી હતી. સુશીલે તેને નિશ્ચિંત કરવા માટે કહ્યું: "તો તું જ સાથે ચાલ ને, કિરીટ! બધી વ્યવસ્થા નજરે જોઈ લઇને પછી પાછો ફરજે."

"હું આવું?" ક્ષણેક વિચાર કરીને તે બોલ્યો: "હા, ત્યારે હું સાથે જ આવીશ" અને તે નિશ્ચિંત થયો.

રેલ્વે ટ્રેનમાં બેઠા પૂર્વે તેણે એક ચિઠ્ઠી લખી નાંખી, અને ઘેર પૂંજી ડોસીને પહોંચાડવા એ ગાડીવાળાને જ આપી. ચિઠ્ઠી પહોંચાડવા માટે ચાર આના તેણે ગાડીવાળાના હાથમાં મૂક્યા.

મધ્યાહ્ન થતાં પૂર્વે બધાં સાબરમતી સ્ટેશને ઊતર્યાં.

લગ્ન પછી સુશીલે રેલ્વે ક્વાર્ટર છોડી દીધું હતું અને ક્વાર્ટરની નજીકમાં જ એક મકાન ભાડે રાખી ત્યાં રહેવા માંડ્યું હતું. એ મકાન એક નાના ઘાટનો બંગલો હતો અને નીચેનો બધો ભાગ તેણે રાખ્યો હતો. તેના ત્રણેક ખંડો, રસોડું અને નાનો વરંડા હતો. કીર્તિદાનાં સુખસગવડની દૃષ્ટિએ તેણે ભાડાનું થોડું ખર્ચ વધાર્યું હતું. પણ આજે સુશીલને લાગ્યુ

કે પોતે એ ઠીક જ કર્યું હતું, નહિતો આ બધાંની વ્યવસ્થા કરતાં મુંઝવણ ભોગવવી પડત.

કિરીટને સુશીલની સાથે દૂરથી જોતાં કીર્તિદા પહેલાં તો શરમીંદી પડી ગઇ, પણ પછી તેની સાથે એક સ્ત્રી અને બાળકને જોતાં તેને ખ્યાલ આવ્યો કે તે પદ્મા જ હોવી જોઇએ. પદ્માને તે પિછાણતી નહોતી, પરન્તુ સુશીલ પાસેથી તેણે એ પ્રકરણ જાણ્યું હતું.

વરંડાનાં પગથિયાં ચડતાં જ કિરીટની દૃષ્ટિ દૂર ઊભીઊભી જોતી કીર્તિદા પર પડી. તેના મ્હોં પરના ક્ષોભને તે ક્ષણાર્ધમાં પામી ગયો અને એ ક્ષોભના પડદાને તોડતાં તેણે તુરત પ્રશ્ન કર્યો: "કેમ કીર્તિદાબહેન! આનંદમાં છો ને?"

એ સંબોધને જ ક્ષોભને ઉડાવી કીર્તિદાના વદન ઉપર સ્મિતની રેખા પ્રકટાવી: "હા, પધારો ભાઇ!".

સુશીલે કીર્તિદાની પાસે જઇને ધીરે સ્વરે તેને કાંઇ સૂચના કરી અને તુરત કીર્તિદા પદ્માને બાજુના એક ખંડમાં લઇ ગઇ. ખંડની બારીઓ બંધ હતી, તે તેણે ઉઘાડી નાંખી અને ઝટઝટ નીચે એક શેતરંજી પાથરી દીધી. પદ્માએ બાળકને બાજુએ સૂવાડયું અને પોતે નીચે બેઠી. તુરત સુશીલ પાણીનો લોટો–પ્યાલો લાવીને પદ્માની બાજુએ મૂકીને ચાલ્યો ગયો.

"બચ્ચાને કેટલામો માસ જાય છે?"

"ત્રીજો."

"કીર્તિદા બચ્ચાની સામે કાંઇક કુતૂહલની દૃષ્ટિથી જોઇ રહી અને બોલી: "દૂધ લાવું? પીએ છે?"

"દૂધ મારી સાથે છે."

"તમારું પિયર ક્યાં?" કીર્તિદાએ પ્રશ્ન કર્યો.

તત્ક્ષણ પાછો સુશીલ આવ્યો અને હસીને બોલ્યો: "એ

બધું પછી નિરાંતે પૂછજે; પહેલાં તેમને માટે નાસ્તાની ગોઠવણ તો કર!"

"ચાહ બનાવું?" કીર્તિદાએ સુશીલને પ્રશ્ન કર્યો.

"એકલા ચાહથી ચાલે? પૂરીઓ જોઇશે."

"બિસ્કીટનો દાબડો છે."

"નહિ, નહિ, પૂરીઓ બનાવવી જોઇશે. સરખી નહિ વણાય તો ય ચાલશે, અને નહિતો પદ્માબહેન વણતાં શીખવશે, પણ આજે તો પૂરીઓ જ કરવાની છે!"

કીર્તિદા શરમાઇને હસતી રસોડા ભણી દોડી ગઈ. તેને બરાબર રસોઈ આવડતી નહિ તે બદલનો એ ઉપાલંભ હતો, પણ એવા ઉપાલંભનાં પતિનાં વાકયોએ તેને અનેક વાર હસાવી હતી અને અત્યારે પણ તેને હસવું આવ્યું.

પદ્માના મુખમાં પણ તેથી સ્મિતની રેખા પ્રકટીને સમાઈ ગઈ. તે કીર્તિદાને દોડતી જોઈ રહી. તે ક્ષણે તેના ખ્યાલમાં આવ્યું કે એ ખંડની બહાર પડતી બારીમાંથી બે માથાં ઊંચાં થઇને પોતાને જોઈ રહ્યાં હતાં. બેઉ માથાં કોઈ બે છોકરીઓનાં હતાં; એક ઉઘાડું હતું, બીજું ઓઢણી ઓઢેલું હતું. પદ્માની દૃષ્ટિ તે ભણી જતાં તુરત બેઉ માથાં નીચાં ઊતરી ગયાં.



## પ્રકરણ ૪૫

# કીર્તિદાનાં અતિથિઓ

"બડોદેસે આ ગયે સુશીલ બાબુ?" કહેતી એલીઝા પગથિયાં ચડી અને સુશીલ તથા કિરીટનું ધ્યાન તેની તરફ ખેંચાયું. પણ તેની સાથે એક બીજી બાળા પણ હતી. કિરીટે તત્ક્ષણ તેને ઓળખી. તે કમળા હતી! પણ કમળા અહીં ક્યાંથી? અને કમળાએ પણ કિરીટને ઓળખી લીધો. તેના પગ થંભી ગયા અને દૃષ્ટિ નીચી ઢળી ગઈ.

"આવ, એલીઝા!" સુશીલ બોલ્યોઃ "વડોદરેથી મહેમાનો મારી સાથે આવ્યા છે." કમળા તરફ જોઈને તેણે પૂછ્યુંઃ "તારે ત્યાં ય મહેમાન આવ્યાં હોય એમ લાગે છે."

"એ તો મારી સાથે ભણે છે. આજે રવિવાર છે એટલે મારાં એક દિવસનાં ગેસ્ટ થયાં છે." કમળાને બહાર ઊભી રહેલી જોઈને એલીઝા બોલીઃ "અંદર આવો કમળાબહેન! આ સુશીલ બાબુ, અને આ એમના મિત્ર છે–કી–કી–કીટલાલ. હું તેમને ઓળખું છું. એક વાર તે આવેલા."

કિરીટ સ્મિત કરીને બોલ્યોઃ "હા, આવેલો ખરો."

કમળા મૂગી મૂગી અંદર આવી. તે કિરીટને ઓળખતી હતી અને કિરીટ તેને ઓળખતો હતો. પણ એ ઓળખાણ

અહીં પ્રકટ ન થાય તો જ ઠીક એમ તેને થયા કરતું હતું. હવે જલ્દી પાછાં જવાય તો સારુ એમ પણ તેના મનમાં હતું.

"કીર્તિદા બહેન ક્યાં ગયાં? કાંઈ ચાહ-બાહ પાશો કે નહિ?" કહેતી બોલકણી એલીઝા રસોડા તરફ આગળ વધી અને કમળા તેની પાછળ પાછળ દોરાઈ. તેનો ક્ષોભ પ્રતિક્ષણે વધતો હતો.

મળતાવડી એલીઝા કીર્તિદાની સખી બની ગઈ હતી. સુશીલ પોતાના મિત્ર કિરીટને મળવા વડોદરે ગયો છે અને કિરીટને ત્યાં એક બાઈ રહે છે તેની સાથે તેના પતિએ છૂટા છેડા મેળવ્યા છે, એ વાત કીર્તિદા પાસેથી જ એલીઝાએ જાણી હતી; એટલે વડોદરેથી સુશીલ પાછો આવતાં તેની સાથે એક બાઈ પણ આવેલી છે એવું એલીઝાએ સાંભળતાં જ તેના મનમાં કુતૂહલ જન્મ્યું હતું. એ કુતૂહલ એલીઝાએ કહેલી થોડી ઉપલક વાતથી કમળામાં પણ જન્મ્યું હતું અને બારીમાંથી બેઉએ કુતૂહલવશ ડોકિયાં કરી પદ્માને જોઇ હતી. પરન્તુ જે કાંઈ એલીઝા જાણતી હતી તે કમળા જાણતી નહોતી અને કમળા જાણી શકી હતી તે એલીઝા જાણતી નહોતી! એલીઝા એટલું જાણતી હતી કે કિરીટે એ ત્યક્તા બાઇને આશરો આપ્યો છે તેથી તેની નિંદા થાય છે, પરન્તુ સુશીલનો એ વડોદરાવાસી મિત્ર કિરીટ છે તેની ખબર કમળાને નહોતી. તે તો ત્યક્તા બાઇને બારીમાંથી જોઇને કુતૂહલ શમાવવા ઇચ્છતી હતી, પણ તેને ત્યાં જોતાં જ કમળાએ ઓળખી હતી કે એ તો પદ્મા છે! સુશીલનો એ મિત્ર કિરીટ છે તે તો કમળા બંગલામાં આવી ત્યારે જ જાણી શકી હતી. એ બધાં ઓળખીતાંઓની વચ્ચે પોતે વિનાઆમંત્રણે એલીઝાની સાથે આવી પડી હતી તેથી તેને ક્ષોભ થતો હતો, પણ હવે ત્યાંથી છટકાય તેમ નહોતું. હજી તો એલીઝાએ માંગી

લીધેલી ચાહ પીવા પણ ત્યાં થોભ્યા વિના ચાલે તેમ નહોતું.

"કેમ કીર્તિદા બહેન! મેં કહ્યું તે ન સાંભળ્યું? અમે ચાહ પીવા આવ્યાં છીએ."

કીર્તિદાએ હસીને કહ્યું: "તમને ચાહ અને પૂરી બેઉ મળશે, પણ એક શરતે: રકાબી પ્યાલા ધોઇને તૈયાર કરો."

"ઓહ! એ તો મામૂલી શરત છે. મેં ધાર્યું કે તમે મને પૂરીઓ બનાવવા માટે મદદ કરવાનું કહેશો!"

"ઉંહ! એમ તો તમને રસોડામાં ન પેસવા દેવાય!"

અને એલીઝા ખડખડાટ હસી પડી. "ઓ લો! આ જુઓ, સનાતની હિંદુ! આજે મેહમાન છે એટલે સનાતની બની ગયાં છે! મહેમાન નહોતાં ત્યારે તમે કેટલી વાર ખ્રિસ્તી બન્યાં હતાં, તેનો હિસાબ ગણાવું?"

કીર્તિદાએ હસતી અને ઠપકાભરી આંખે એલીઝા સામે જોયું અને કહ્યું: "છાનાં રહો, કોઈ હોય ત્યારે તો જરા સમજીને બોલો!"

"ચાલો, હવે હું ડાહી થઈ જઉં છું; હું પ્યાલા–રકાબીઓ ધોઇ તૈયાર રાખું છું, પણ હજી પૂરીઓનું ક્યાં ઠેકાણું છે? મારાથી તમે વટલાતાં હો, તો આ મારી બ્હેનપણી કમળા તમને મદદ કરશે: તે હિંદુ છે, વાણીયા છે..."

"એમને તસ્દી ન અપાય..."

"કશી ફીકર નહિ," કમળા બોલી: "એમાં તસ્દી શી છે?" એમ કહેતી કમળા અંદર પેઠી અને કીર્તિદા એ અણધારી મદદથી આનંદ પણ પામી.

તેણે ચાહ ઊતારી કડાઇ સ્ટવ પર ચડાવી અને કમળા પૂરીઓ વણવા લાગી. દસ મિનિટમાં ચાહ અને પૂરીઓ કિરીટ તથા સુશીલ સમક્ષ પહોંચી. કીર્તિદાની પૂરીઓમાં ભૂમિતિની

અનેકવિધ આકૃતિઓ ઊતરતી, પરન્તુ આજે ખુમચામાં વર્તુળા-કૃતિની પૂરીઓ જોઇને સુશીલ આશ્ચર્ય પામ્યો.

કીર્તિદાની સૂચનાથી કમળા એક રકાબીમાં પૂરીઓ અને ચાહનો પ્યાલો લઇને પદ્મા સમક્ષ ગઈ. રકાબી–પ્યાલો નીચે મૂકતાં તેણે પદ્માની સામે જોઇને પૂછ્યું: "પદ્માભાભી! ઓળખો છો?"

"કમળા! તું અહીં ક્યાંથી?"

"અકસ્માત આવી ચડી છું. નજીકમાં મારી બહેનપણી રહે છે, તેને ત્યાં આવેલી." કમળા પદ્માના ફિક્કા ચહેરા ભણી તાકી રહીને બોલી.

અને પદ્માની આંખોમાંથી અશ્રુધારા સરી પડી. પોતાના સસરાના ગામનું કોઇ ઓળખાણવાળું પદ્માને મળ્યું હોય તો તો તે આ પહેલી જ વાર હતું. એવી ઓળખાણવાળી વ્યક્તિને મ્હોં બતાવતાં પોતાને કેવો સંકોચ થશે, કેવો ક્ષોભ થશે, કેવી લજ્જા ઉપજશે તેની કલ્પના પદ્માના ચિત્તમાં અનેક વાર ઉઠી હતી. અત્યારે એ કલ્પનાનો સાક્ષાત્કાર થયો હતો. તેનાં ક્ષોભ અને લજ્જાએ અશ્રુદ્વારા માર્ગ શોધ્યો હતો.

સ્વાભાવિક રીતે જ કમળામાં સહાનુભૂતિ પ્રકટી અને તે બોલી: "કમળાભાભી! રડશો નહિ. જે થવાનું હતું તે થઇ ગયું."

"વીરમગામમાં મારી બહુ વાતો થતી હશે, ખરું?"

"હમણાં તો હું વીરમગામ નથી ગઈ, પણ પહેલાં ગઇ હતી ત્યારે વાતો સાંભળી હતી. પણ એવી વાતોથી હિંમત હારીએ તો કેમ ચાલે?"

"અમારા ઘરનાં કેવી વાતો કરે છે? કાંઈ સાંભળ્યું છે?"

"મનમાં આવે તેમ બધાંય બોલે છે. એવું સાંભળીને તમને શું કામ છે? વળી વધારે દુઃખ થાય."

"મારી નણંદ પણ બોલે છે?"

"હાસ્તો ! પહેલાં એ કશું ન બોલતાં, પણ તમે વડોદરે ગયાં, ત્યારપછી તેમણે પણ ઘેર ઘેર ચોખા મૂકવા માંડ્યા છે અને પ્રમોદલાલ માટે સારામાં સારી કન્યા પસંદ કરવાની વાતો કરે છે."

પદ્માને ફરીથી રડવું આવ્યું અને કમળાને થયું કે પોતે એ વાત ન છેડી હોત તો જ ઠીક હતું. તે બોલી: "આ ચાહ ઠરી જાય છે; તમે જરા નાસ્તો કરી લ્યો, પછી હું પાછી આવીશ."

કમળા ઉઠવા જતી હતી, તેનો હાથ પકડી પદ્માએ પાછી બેસાડીને કહ્યું: "તું અહીં જ બેસ; મારે તને હજી ઘણું પૂછવું છે અને ઘણી વાતો કરવી છે. મેં વીરમગામ છોડ્યા પછી કોઈ ત્યાંનું ઓળખીતું મળ્યું નથી, માત્ર તું જ મળી છે."

"તમે નાસ્તો કરી લ્યો, એટલામાં હું આવું છું."

"તમારે માટે નાસ્તો અહીં આવે છે." કહેતી કીર્તિદા ચાહ પૂરી લઇને ત્યાં આવી પહોંચી.

"તમે તકલીફ લીધી ? હું આવતી હતીને !"

"એલીઝા બહેને તમારી રાહ જોઈ, પણ પછી સાંભર્યું કે વીરમગામની ઓળખાણ નીકળી હશે, એટલે પછી તમારી વાતોમાં વિઘ્ન પાડવાનું એમને ઠીક ન લાગ્યું."

"સારું કર્યું." પદ્મા બોલી: "હવે નિરાંતે બેસ, કમળા !"

બેઉએ નાસ્તો શરુ કર્યો, અને પૂરો પણ કર્યો; પણ પદ્મા કમળાને પૂછવાની વાતો ક્યાંથી શરુ કરવી અને કેવી રીતે પૂછવી તેની ગૂંચવણમાં પૃચ્છાની શરુઆત જ ન કરી શકી.



## પ્રકરણ ૪૬

### સોમચંદ શેઠનો હૃદયાઘાત

"પ્રભુ જે કરે છે તે સારાને માટે, સમજી ને બહેન!" સોમચંદ શેઠ પોતાની પુત્રી સુંદરને ચાહ પીતાં પીતાં કહેતા હતાઃ "પેલા અક્કરમીએ હરિલાલ ડેપ્યુટીની દીકરી વેરે સગપણ કરવાનું ન માન્યું, એ એક રીતે ઠીક જ થયું. તેણે તે વખતે હા કહી હોત અને સગપણ થઇ જાત તો પછી ડેપ્યુટી જેવો સગો મને ન મળત. કિરીટે ના કહી, ત્યારે મને તેના ઉપર ગુસ્સો ચડેલો ખૂબ, પણ પ્રભુની મરજી કાંઈક જૂદી જ હતી, એટલે તેણે નાં પાડી, પ્રમોદ નવરો પડ્યો અને એ જ ઘર પ્રમોદને મળવાનો જોગ જામી ગયો! હે નોધારાના આધાર! તારી માયાનો કોણ પાર પામી શકે?"

સોમચંદ શેઠ ધર્મિષ્ઠ તો હતા જ, પણ પ્રભુની આવી અકળ કળા અને તેમાં રહેલું રહસ્ય આ પ્રસંગે તેમના ખ્યાલમાં જેવું આવ્યું હતું તેવું બીજે કોઇ પ્રસંગે આવ્યું નહોતું. જે મોટા માણસ સાથે સગાઈસંબંધ બાંધવા તે આતુર હતા તે સંબંધ ભાણેજના વેવીશાળ દ્વારા બધાવાને બદલે પોતાના પુત્રના વેવીશાળ દ્વારા બાંધવાનો જ ઇશ્વરી સંકેત તેમને અત્યારે સ્પષ્ટ દેખાઇ આવ્યો હતો. કિરીટે જ્યારે એ સગપણનો અસ્વીકાર કર્યો ત્યારે શેઠના સ્વપ્નમાં પણ નહોતું કે એથીય વધારે નિકટનો સંબંધ

હરિલાલ ડેપ્યુટી સાથે બાંધી આપવાનો પ્રભુએ નિશ્ચય કર્યો છે. પણ વખત આવતાં જ પ્રભુએ પોતાના એ નિશ્ચયનો જાણે સાક્ષાત્કાર કરી બતાવ્યો હોય તેમ પ્રમોદ અને પદ્માના છૂટા છેડાનો ચુકાદો આવી જતાં જ હરિલાલ ડેપ્યુટીએ સોમચંદ શેઠને ત્યાં કહાવ્યું હતુંઃ "જોજો શેઠ, મારી કામંદકી તમારા પ્રમોદને માટે જ હવે છે, માટે બીજે ક્યાંય વચન આપી વાળતા નહિ!"

શેઠને એ વખતે જ નોધારાના આધાર પ્રભુની લીલાનો સાક્ષાત્કાર થયો હતો અને તે સુંદર પાસે એ લીલાની અદ્દ્ભુતતા ગાતા હતા. સુંદરે પિતાને સૂચના કરીઃ "ભાઈને હવે અહીં બોલાવો અને લખજો કે એકાદ મહિનાની ફુરસદ મેળવીને આવે એટલે સગાઈ ને લગન બધું પતી જાય. પછી નિરાંતે મુંબઈ જાય."

સુંદરે એવી સૂચના ન કરી હોત તોપણ શેઠ પ્રમોદને એ પ્રમાણે જ લખવાના હતા. શેઠે પત્ર લખ્યો અને તુરત જવાબ આવ્યો કેઃ "હું ફુરસદ મેળવીને આવું, તે પહેલાં કશી ઉતાવળ ન કરશો. કામંદકીને મેં જોઇ છે અને મને કામંદકીએ જોયો છે, એટલે એ વિષે મારે વધુ તજવીજ કરવાની છે જ નહિ. પણ અહીં હું એટલા કામમાં છું કે લાંબી ફુરસદ મેળવતાં થોડી વાર થશે."

પછી દિવસો જવા લાગ્યા. પ્રમોદ ક્યારે વીરમગામ આવશે તેની રાહ જોતાં શેઠને થાક લાગવા માંડ્યો. છેવટે તેમણે વેવીશાળનો વિધિ કરી લેવાની પુત્રની પરવાનગી માંગી પણ એ મતલબનો પત્ર લખ્યાને પંદર દિવસ વીતી ગયા તોય જવાબ ન આવ્યો. છેવટે જ્યારે થાકીને શેઠે તાર કર્યો ત્યારે તારથી જ જવાબ આવ્યો કે "થોડા દિવસ થોભો."

પણ સોમચંદ શેઠને થોડા દિવસ થોભ્યા પછી પ્રભુની

અકળ લીલાનો વધુ સાક્ષાત્કાર થયો! કોઈએ તેમને છાપામાંથી વાંચી સંભળાવ્યું કે "પ્રમોદલાલ સોમચંદ શેઠ નામના એક જુવાન વકીલ જે વીરમગામના વતની છે અને થોડાં વરસથી મુંબઈમાં પ્રેક્ટીસ કરે છે, તેમણે મીસ પુલીના દેસાઈ નામની એક પરભુ કોમની યુવતી સાથે સીવીલ મેરેજ કર્યું છે. થોડા દિવસ પહેલાં જ પ્રમોદલાલે પોતાની પહેલાંની પત્નીથી છૂટા છેડા મેળવ્યા હતા. પ્રમોદલાલ અને પુલીના બેઉ એક વખતે કોલેજનાં સહાધ્યાયી હતાં અને તેમનો એ પરિચય છેવટે લગ્નસંબંધમાં પરિણમ્યો છે. એ નવદંપતી લગ્ન કરીને તુરત જ મધુરજની માણવા પ્રવાસે ઉપડી ગયું છે."

એ સાંભળતાં જ શેઠની છાતીના ધબકારા વધી ગયા અને આંખે અંધારાં વળી ગયાં. જ્યારે તેમણે પદ્મા ગર્ભવતી હોવાનું જાણ્યું હતું ત્યારે તેમના હૃદય ઉપર જે આઘાત થયો હતો, તેથી અનેકગણો તીવ્ર આઘાત તેમને આ ખબર સાંભળીને થયો. વહુ વંઠી, અને પુત્ર પણ વંઠયો, પ્રતિષ્ઠાને ધક્કો લાગ્યો અને એક મોટા અમલદાર સાથે સંબંધ સાંધવાની આશા મનમાં જ રહી ગઈ, એ કાંઈ નાનોસૂનો આઘાત નહોતો. "હે પ્રભુ! આ તું શું લઈ બેઠો છે? મેં કોઈનું કશું બૂરું કર્યું નથી, અને તું મારું આટલું બધું બૂરું કરતાં પાછું વાળીને જોતો પણ નથી! આ જન્મમાં તો મેં કશાં પાપ કર્યાં નથી, પણ પૂર્વ જન્મોનાં કોઈ પાપોનો ચોપડો ઉઘાડીને તું હિસાબ કરી રહ્યો છે કે શું?"

બિચારા સોમચંદ શેઠ! ઘણાય મનુષ્યો પોતાના મનને ઠગે છે તેમ તે પણ ઠગી રહ્યા હતા. પોતાના વર્તમાન જીવનનાં દુષ્કૃત્યો મનુષ્ય ભાગ્યે જ કોઈ વાર સ્વીકારે છે. એટલે જ્યારે જીવનમાં કડવાં ફળ ભોગવવાનો વખત આવે છે ત્યારે તેને પૂર્વજન્મનાં કોઈ અગોચર દુષ્કૃત્યોનો હવાલો આપવાનું ઠીક ફાવે છે! આ

જન્મમાંની પ્રતિષ્ઠા જાળવવા માટે પણ એવો હવાલો ઠીક ઉપયોગી બને છે. ધર્મિષ્ઠ દેખાતા માણસને જ્યારે દુઃખ પડે છે ત્યારે પૂર્વજન્મનાં દુષ્કૃત્યોને ગણનામાં લીધા વિના આશ્વાસન મેળવી શકાતું નથી. સોમચંદ શેઠ પણ એવું આશ્વાસન ભલે લે!

પરંતુ એવું આશ્વાસન તેમનામાં જોઇએ તેટલી હિંમત લાવી શક્યું નહિ. દુકાન પર બેસતાં લોકો ઉપરાઉપરી આવીને કાંઈ કાંઈ પૂછવા લાગ્યા. અલબત્ત, એ પૂછનારાઓના વદન ઉપર દિલસોજીની રેખાઓ હતી, સ્વરમાં દર્દ દેખાતું હતું, પરન્તુ એકંદરે તો તેમનું કુતૂહલ જ તેમને શેઠની પાસે આવીને પ્રમોદની જ વાત પૂછવા પ્રેરતું હતું! સોમચંદ શેઠ જવાબ આપતાઃ "મને કશી ખબર નથી ભાઇ! છાપામાં આવ્યું હોય તો છાપાવાળો જાણે." પરન્તુ પોતાનો એ ઉડાઉ જવાબ હતો એમ શેઠ સમજતા હતા અને તે હિંમત હારી જતા હતા.

એટલે તે દિવસે બપોરે તે ઘેર ગયા તે ગયા, પાછા દુકાને આવ્યા જ નહિ. લોકોની પૂછગાછનો જવાબ આપતાં તેમને દુઃખ થતું હતું, તે દુઃખનિવારણનો માર્ગ ઘરમાં ભરાઇ બેસવા સિવાય બીજો કોઈ તેમને સૂઝયો નહિ. ઘેર જઇને એ ત્રીજા માળે ખાટલો નાંખીને સૂતા અને લોકપૃચ્છાની સતામણીથી બચ્યા.

શેઠે આશા રાખી હતી કે છાપામાં જે વાત આવી હતી તે પ્રમોદ પોતાને લખ્યા વિના તો નહિ રહે. પણ બે દિવસ રાહ જોયા છતાં તેનો કશો પત્ર ન આવ્યો. શેઠે તાર કરી જોયો, તો તાર પહોંચ્યા વિનાનો લેખાઇને પાછો આવ્યો. પ્રમોદ મુંબઇમાં નહોતો એ તો ખરું જ; તો પછી એ ક્યાં હશે?

શેઠ વિમાસણમાં પડ્યા. ઘેર કોઈ મળવા આવતું તો સુંદર "શેઠને તાવ આવ્યો છે," એમ કહી તેને પાછો કાઢતી. છતાં વેપારની લ્હેણુ-દેણુને અંગે જેમને મળ્યા વિના ચાલતું નહિ

તેમને શેઠ ત્રીજે માળે પોતાના ઓરડામાં બોલાવતા. એવી રીતે શેઠને મળવા જનારાઓને લાગતું કે ત્રણ ચાર દિવસમાં તો શેઠ સુકાઇને ઠુંઠા જેવા બની ગયા હતા.

ગામમાં ચાલતી વાત પોતાની બ્હેનને ત્યાં રહેતી યમુનાએ પણ સાંભળી હતી, અને તે ચમકી ગઈ હતી. વીરમગામમાં આવ્યા પછી તે કોઈ વાર સોમચંદ શેઠને ત્યાં ગઈ નહોતી. ત્યાં જતાં તેનો પગ જ ઉપડતો નહોતો, પરન્તુ મામાજીની માંદગીની વાત સાંભળીને તેને ત્યાં જવાની ઇચ્છા થઈ. સુંદરે તેને આવકારી અને તે તેને પિતાજી પાસે તેડી ગઇ. "બાપુજી, વડોદરાવાળાં જમનાભાભી તમારી તબિયત પૂછવા આવ્યાં છે."

શેઠે ખાટલામાં બેઠા થઈને કહ્યું: "આવો, આજે જ મામાજીને ઘેર આવવાનું સૂઝયું ને?"

"મારો પગ જ ઉપડતો નહોતો." યમુનાએ લાજની આડચ કરીને કહ્યું.

"અને હવે ઉપડયો. તમારે ત્યાં જેવો અંગારો પાકયો છે, તેવો મારે ત્યાંય પાકયો છે તે જાણ્યું એટલે તમારો પગ ઉપડયો!"

મ્હેણું સાંભળીને યમુના સ્થિર–સ્તબ્ધ ઊભી રહી. શેઠ આગળ બોલ્યા: "પણ એમાં તમારો શો વાંક? વાંક મારા પૂરવ ભવનાં પાપનો, કે દીકરાને ભણાવ્યો–ગણાવ્યો, પરણાવ્યો, ત્યારે દીકરો ને વહુ બેય વંઠયાં. એક ભાણેજ સારો ને શાણો હતો તેને પ્રભુએ લઇ લીધો અને અંગારાને પાછળ રાખ્યો: હું તો ચોમેર જોઉં છું અને જગું છું, જમના વહુ! હવે જીવવું ગમતું નથી."

"એમ કલ્પાંત કર્યે કાંઇ વળવાનું છે? હવે તો હિંમત રાખવી જોઇએ. જુઓને, મને પણ જીવવું અળખામણું થઈ પડ્યું છે, તોય જીવવું પડે છે ને?" યમુનાની આંખોમાં

જળજળિયાં ભરાઈ ગયાં.

"પણ હું જીવીને શું કરું ? લોકોને મ્હોં બતાવી શકતો નથી. હવે તો આ ઓરડામાં જ મારી ઠાઠડી બંધાશે ત્યારે હું બહાર નીકળીશ."

"એવું ન બોલો. તમે છો તો સુંદર બહેનને પણ આશરો છે." યમુના આંખો લૂછતી બોલીઃ "દીકરાનું મહેણું બહુ મન ઉપર ન લવાય."

"મારે કયાં પાંચ-સાત દીકરા છે? એક દીકરો ને એક દીકરી. દીકરીનું ભુંસાઈ ગયું અને દીકરાનું પણ..."

સોમચંદ શેઠને ગળે ડૂમો બાઝયો અને તે આગળ બોલી ન શકયા. યમુના થોડી હિંમતની વાતો કરીને સુંદરની સાથે નીચે જવા લાગી, ત્યારે શેઠે સૂચના કરીઃ "હવે આવ્યાં છો તો અઠવાડિયું અહીં જ રહેજો. સુંદર એકલી છે અને મારા તન-મનનું ઠેકાણું નથી, એટલે તે બિચારી મુંઝાય છે."

"વારુ, રહીશ." કહીને તે નીચે ઊતરી.

એટલામાં ટપાલી આવ્યો અને તે એક પત્ર નાંખી ગયો. સરનામાના અક્ષરો ઉપરથી જ સુંદરે જાણી લીધું કે એ ભાઇનો પત્ર હતો. તે તુરત દોડતી મેડે ચઢી અને તેણે પિતાના હાથમાં પત્ર મૂકયો.



## પ્રકરણ ૪૭

## ચોરી પકડાય છે!

આમચંદ શેઠે ધ્રૂજતે હાથે પત્ર ફોડ્યો. પત્રમાં શેઠ માટે કાંઈ અવનવી આશાઓ ભરી નહોતી. એ એક માત્ર ટૂંકો પત્ર હતો.

દિલ્હી રેલ્વે સ્ટેશન, તા. ૧૧

"પૂજ્ય પિતાજી,

"તમારા ઘણાય પત્રોના જવાબ મેં આપ્યા નથી, પણ તેમ કરવાનું કારણ હતું. તે કારણ તમને અત્યારસુધી મેં જણાવ્યું નહોતું. હવે જણાવી શકાય તેમ છે.

"તમે મારું વેવીશાળ કરવાની ઉતાવળ કરતા હતા, પરન્તુ મારે એ વેવીશાળ કરવું નહોતું. હવે મારું લગ્ન થઈ ગયું છે એટલે તમને જણાવું છું કે એક ગ્રેજ્યુએટ દક્ષિણી યુવતીને હું પરણી ચૂકયો છું. તે ઘણી સુશીલ અને લાયક યુવતી છે, ધનવાન કુટુંબની છે અને ખૂબ ચાલાક પણ છે. પરજ્ઞાતિની છે એટલે તમને સંતોષ થશે કે નહિ તે હું કહી શકતો નથી, પણ મારા સંતોષમાં તમે તમારો સંતોષ માની લેશો એવી આશા રાખું છું.

"હાલ તો એક માસ સુધી પ્રવાસ કરવાનો અમારો કાર્યક્રમ છે. પછી અમે કદાચ મુંબઈ આવીશું; અને મુંબઈથી ત્યાં આવવાની ઇચ્છા રાખીએ છીએ. "લિ. પ્રમોદના પ્રણામ."

"પૂજ્ય વડીલશ્રી,

"અમારા લગ્નને તમારા આશીર્વાદ મળે એવી આશા રાખું છું. પત્ર મુંબઇને સરનામે લખશો તો અમે જ્યાં હોઈશું ત્યાં મળશે.

"લિ. પુલીનાના પ્રણામ"

પત્ર વાંચીને શેઠે ગુસ્સામાં ફેંકી દીધો અને મ્હોં છુપાવીને રડતા તે પાછા પથારીમાં પછડાયા. સુંદર પત્ર લઇને વાંચતી વાંચતી નીચે ચાલી ગઈ.

નીચે યમુના બેઠી હતી તેણે પણ પત્ર વાંચ્યો અને ઊંડો નિસાસો નાંખ્યો. સુંદરને તેણે કહ્યું: "ત્યારે છાપામાં આવેલી વાત તો સાચી. પ્રમોદભાઈ પદ્માને બોલાવતા નહોતા તેનું કારણ પણ આ જ હોવું જોઈએ, સુંદર બહેન!"

"શી ખબર!"

"કેટલાય વખતથી બેઉને પરિચય હતો એમ તો છાપામાં આવ્યું હતું, એટલે બીજું શું હોય?"

યમુનાનો એ પ્રશ્ન અનુત્તર રહ્યો, પરન્તુ યમુનાની વિચારમાળા એટલેથી થોભી નહિ. પદ્માએ અપરાધ કર્યો હતો, તો પ્રમોદનો પણ કાંઈ ઓછો અપરાધ નહોતો. પતિ તરફની અવગણનાથી સ્ત્રીઓ અન્યમનસ્ક બનતાં વાર લાગતી નથી, એ તેનું સ્ત્રીહૃદય સમજી શકતું હતું, તે વખતે પહેલી જ વાર યમુનાને પદ્મા પ્રત્યે દયાની લાગણી ઊપજી.

એટલામાં "સુંદર! સુંદર!" એવી શેઠની ચીસો સંભળાઇ. એ ચીસોમાં ભય ગાજતો હતો. સુંદર અને યમુના દોડતાં, મેડા પર ગયાં.

શેઠ વિહ્વળ દશામાં પથારીમાં બેઠા હતા, તે સુંદરને

જોતાં જ બોલ્યા: "સુંદર! તું એ કપૂતને અત્યારે કાગળ લખી નાંખ કે તારું કાળું મ્હોં લઈને તું ઘેર પાછો ન આવીશ."

સુંદર તુરત કાગળ કલમ ને ખડિયો લાવી અને બોલી: "લ્યો, લખો કાગળ."

"હું લખું? ના, હવે હું એને કાગળ નહિ લખું. તું જ લખ. અને લખજે કે આ અવતારે તો હવે તને મારા આશીર્વાદ નહિ મળે! મારી કકળતી આંતરડી તો કહે છે કે મારી આબરુનાં, મારા મોભાનાં અને મારા આ ધોળા વાળનાં ધૂળધાણી કરનારો અંગારો જ્યાં ને ત્યાં બળતો જ રહેશે, ને કયાંય ઠરશે નહિ!"

"મામાજી, એવું લખવા કરતાં તો કાંઈ ન લખવું તે જ સારું." યમુના બોલી.

"પણ હું મશાણે ગયા પહેલાં એ બેઉ અક્કરમી અહીં આવશે તો હું શું કરીશ? એ અહીં ન આવે એવું તો સુંદર, તું લખી નાંખ. હાય, હાય, તે અહીં આવશે તો હું એનું મ્હોં કેવી રીતે જોઈ શકીશ અને લોકોને મ્હોંય શી રીતે બતાવી શકીશ?"

"સારું, હું જ લખી નાખીશ." સુંદરે કહ્યું.

આખો દિવસ શેઠે એવી માનસિક વ્યગ્રતામાં ગાળ્યો. વીસ પચીસ વાર તેમણે સુંદરને ઉપર બોલાવી અને પોતાના આક્રંદના ઊભરા તેની પાસે કાઢયા. યમુનાને લાગ્યું કે આમાંથી કાં તો ડોસાને ઘેલછા લાગુ પડી જશે.

રાત્રે બાજુના જ ખંડમાં યમુના અને સુંદર પથારીઓ કરીને સૂઈ રહ્યાં, પણ ત્યારપછી એ ડોસાએ બે ત્રણ વાર સુંદરને બોલાવી. યમુનાએ પૂછ્યું: "મામાજી રોજ આમ કરે છે?"

"ના, આજે ભાઈનો પત્ર આવ્યા પછી જ તેમને આવું થઈ ગયું છે." સુંદર પથારીમાં સૂતી સૂતી બોલી.

યમુનાને લાગ્યું કે સોમચંદ શેઠ વહેલા કે મોડા ગાંડા થઈ જશે અને ઘેલછા લાગુ પડ્યા પછી બહુ વખત નહિ કાઢે. ત્યાર-પછી તેના મગજમાં પ્રમોદ આવીને ઊભો, અને પ્રમોદની પત્ની કેવી હશે, કેવાં કપડાં પહેરતી હશે, કેવું બોલતી હશે, એવી એવી કલ્પનાઓમાં તે રમી. પછી પદ્મા તેનાં ઊંઘવા મથતાં ચક્ષુઓ સામે આવી પહોંચી, અને એક નિઃશ્વાસ નાંખી યમુનાએ પાસુ ફેરવી ઊંઘવા યત્ન કર્યો.

"સુંદર ! સુંદર ! એને બહાર કાઢ !" સોમચંદ શેઠના ફાટેલા સાદે નીકળેલી ચીસથી યમુના ઝબકીને જાગી અને તે પથારીમાં બેઠી થઈ ગઇ.

"સુંદર બહેન ! કોઈ ચોર પેઠો છે કે શું ?" એમ કહેતી કે યમુનાએ સફાળી ઊઠીને બારણું ઉઘાડયું.

યમુનાએ ધાર્યું હતું કે પોતાની પાછળ સુંદર પણ બહાર આવશે; પણ સુંદર પથારીમાં નહોતી. તે તો બહાર ઓસરીમાં હતી ! યમુનાએ તેને શેઠના ઓરડા તરફ દડબડ દોડી જતી જોઇ.

અને પેલો છજાની બારીમાંથી બહાર કોણ છટકે છે ? તે જ ચોર ! યમુના દોડી અને તેણે એનો પગ પકડીને ખેંચ્યો. પણ પેલાએ જોરથી આંચકો માર્યો અને યમુનાના હાથમાંથી પગ છૂટી ગયો !

યમુના ધડકતી છાતીએ તેને અદૃશ્ય થતો જોઈ રહી. બારી-માંથી તેણે જોયું કે બાજુના ઘરની અગાસીમાં તે ઊતરી ગયો હતો !

"સુંદર બહેન !" યમુનાએ ભયથી ધડકતી છાતીએ બૂમ મારી અને તે શેઠના ઓરડા તરફ દોડી. યમુનાએ સુંદરને તે તરફ

જતી જોઈ હતી.

તત્ક્ષણ સુંદર બહાર આવીને બોલી: "એ તો બાપાજી ઊંઘમાં બોલેલા, ભાભી !"

"પણ છજામાં કોણ હતું ?"

"કોઇ નહોતું, તમે શું કાંઈ જોયું ?"

"અરે, જોયું શું ? મેં તેનો પગ પકડ્યો, પણ તે આંચકો મારીને છોડાવી બાજુની અગાસીમાં છટકી ગયો ! કોણ હતું એ ?"

"શી ખબર !"

"તમને ખબર નથી ? મામાજીએ ચીસ નાંખી ત્યારે તમે ઓસરીમાં હતાં, અને આપણા ઓરડાનું બારણું અમસ્તું બંધ હતું."

"ધીરે બોલો; બાપાજી જાગી જશે." એમ કહેતી સુંદર પથારીઓવાળા ઓરડામાં પેઠી.

સુંદરે જવાબ ઉડાવ્યો, તેની સાથે જ યમુનાને વસ્તુસ્થિતિનો ખ્યાલ આવી ગયો. પ્રમોદ એકલો જ વંઠેલો નથી, પણ તેની બ્હેન પણ વંઠેલી છે !

તેણે ગુસ્સાભર્યા સ્વરે પૂછ્યું: "સુંદર બહેન ! ખુલાસાથી વાત કરો, નહિતો મારા જેવી કોઈ ભૂંડી નથી."

સુંદર એ શબ્દો સાંભળતાં જ ધ્રૂજી ગઈ. તે સાચો જવાબ આપી શકે તેમ નહોતું, ઉડાઉ જવાબથી કાંઇ વળે તેમ નહોતું. સાચુલા અને તેજ સ્વભાવની મોટી ભાભીને કાંઈ પદ્માભાભીની પેઠે સહજમાં ઉડાવી શકાય તેમ નહોતું. તે માત્ર એટલું જ બોલી: "ભાભી, જવા દો એ વાત."

"જવા કેમ દઉં ? દીકરાની દુગ્ધાથી તો બાપ મરવા

પડચા છે, ને તમે વળી આ શું લઇ બેઠાં છો? અને એ લુચ્ચો છે કોણ? સાફ વાત કરો, નહિતો આ ઘડીએ મામાજીને જગાડીને બધી વાત કહું છું."

સુંદરે યમુનાના ખોળામાં માથું નાંખ્યું અને તે રડી પડી. "ભાભી! એ વાત જવા દો, મને જીવતી રહેવા દેવી હોય તો."

"અરે, મરશો તોય બાપાજીનું શું નખ્ખોદ જવાનું છે? તમારા મોતથી કાંઈ કાગડા કાળા નહિ થઈ જાય! એક બાજુએ બિચારા ડોસા આબરુ માટે વલખતા ગાંડા બની ગયા છે, અને તમે કુટુંબની આબરુ ધૂળમાં મેળવો છો, એ મારાથીય જોયું જતું નથી."

સુંદર ખૂબ ગભરાઈ ગઈ. જો આ વાત સોમચંદ શેઠને કાને પહોંચશે તો શું થશે તેની કલ્પના તેને કંપાવી રહી. તે યમુનાની કમરે વળગી પડી અને બોલી: "ભાભી! મારો આટલો વાંક જતો કરો, ફરી કોઈ વાર હું એ રસ્તે નહિ જઉં. આ વાત અહીં જ દાટી દો, અને મને કશું પૂછશો નહિ, નહિતો મારે હવે મૂએ જ છૂટકો છે."

યમુના ખૂબ ઉશ્કેરાઈ હતી ખરી, પરન્તુ આ વાતનો ફજેતો કરવામાં તેને કાંઈ સાર ન દેખાયો. સુંદર મરે કે ન મરે, પણ આ વાત જાણતાં સોમચંદ શેઠ તો વગર મોતે મરે એમાં યમુનાને જરાય શંકા રહેતી નહોતી. ફરીથી ભૂલ ન કરવાના સુંદરના વચનમાં વિશ્વાસ રાખવો કે નહિ તે સવાલ યમુનાના ચિત્તમાં ઊઠચો ખરો, પણ લોહીયાળ હાથે પકડાયલા ખૂનીને પણ આવું જ શ્મશાન–વૈરાગ્ય ક્યાં ઊપજતું નથી?

સુંદરને આશ્વાસન આપવાની પણ યમુનાને ઇચ્છા ન થઈ. માત્ર તેણે એટલું જ કહ્યું: "હવે સૂઈ જાવ" અને તે પણ સૂઇ

ગઈ. ત્યારપછી તેને એવો અંજપો થઈ ગયો કે સ્હવાર પડતાં સુધી ઊંઘ જ ન આવી.

ફરી ત્રણ ચાર વાર સોમચંદ શેઠે સુંદરના નામની બૂમો મારી હતી અને દર વખતે સુંદર પહેલી જ બૂમે ઉઠીને પિતા પાસે ગઈ હતી. તેની ઊંઘ પણ ઊડી ગઈ હતી.

સ્હવારમાં ઊઠીને યમુના પોતાની બહેનને ત્યાં ચાલી અને કહેતી ગઈ: "સુંદર બહેન! મારી રાહ ન જોશો."



## પ્રકરણ ૪૮

## પ્રણયસાધના લગ્ન રૂપે કેમ ન ફળી ?

યમુના પોતાની બ્હેનને ઘેર પાછી ફરી અને ઊંડા શોકથી ઘેરાઈ ગઈ હોય તેમ ઓરડામાં એક ખૂણામાં જઈને બેઠી. શકરીએ સોમચંદ શેઠની તબિયતના સમાચાર પૂછ્યા, પ્રમોદ સંબંધી કાંઈ વધુ જાણવામાં આવ્યું હોય તો તે પૂછ્યું, તેના ઉપલક અને અધૂરા જવાબો આપીને તેણે પતાવી દીધું. કોઈની હીણી વાત બીજાને મ્હોંએ વધારીને કહેવી એ યમુનાને ગમતું નહિ અને એવી વાત કહીને હીણાયલાંઓને વધુ હીણવામાં તેને રસ પણ પડતો નહિ; એટલે બ્હેનને પણ તેણે પૂરી વાત ન કહી. પોતે જાણેલી બધી વાત ગામમાં ને ગામમાં રહેતી બ્હેનને કહેવાથી પણ મામાજીના ઘરની વધુ નિંદા થાય; એવી નિંદાના સાધનભૂત પોતે શામાટે બનવું ? તેમનાં પાપનો ભાર તેઓ ઉપાડશે વહેલાં કે મોડાં, પણ પોતે તેમાં રસ લેવાની કશી જરૂર નથી એમ માનીને તેણે ટૂંકી વાતે પતાવ્યું.

પરન્તુ તેથી તેના દિલને શાંતિ થઇ નહિ. તેને બિચારા મામાજીની દયા આવતી હતી કે ઘરનાં ત્રણે માણસ વંઠયાં ! આ માંદગીમાં જ મામાજી આયખું પૂરું કરી નાખે તો સારું એમ તેના મનમાં થયું: પરન્તુ માણસને માંગ્યું મોત આવતું નથી અને માંગ્યું જીવન પણ મળતું નથી. યમુનાનું વૈરાગ્યવાસિત

અંતર દ્રવ્યું અને આંખોમાં આંસુ ઉભરાઈ આવ્યાં.

તે જ વખતે સાબરમતીના સુશીલના નિવાસસ્થાનમાં એક ઓરડામાં બેઠેલી પદ્માની આંખમાંથી પણ આંસુ વરસતાં હતાં અને કમળાનું અંતર એ જોઈને મૂગું મૂગું દ્રવી રહ્યું હતું. એ કુમારિકા પદ્માને પૂરાં આશ્વાસનનાં વાક્યો પણ કહી શકતી નહોતી. તેણે કોઈનાં આવાં દુઃખો જોયાં નહોતાં, કેવી વાતોથી પદ્માના દિલને શાંત કરવું તે તેને આવડતું નહોતું; તેના અંતરમાં દિલસોજી હતી, પણ એ દિલસોજીને પૂરી વાચા નહોતી. માત્ર પદ્મા થોડું કહેતી, વળી રડતી અને કમળા તેને કહેતી: "રડો નહિ પદ્મા ભાભી! બનવાનું બની ગયું, પછી રડવાથી શું?"

સુશીલ પોતાની માતાને તેડી લાવવા અમદાવાદ ગયો હતો. કમળાને પદ્મા સાથે વાતે વળગેલી જોઈને એલીઝા તેને ત્યાં જ છોડી પોતાને ઘેર ચાલી ગઈ હતી અને કીર્તિદા કૂકર પર દાળ–ભાત–શાક ચડાવીને ચોટલો વાળવા પોતાના ખંડમાં બેઠી હતી. કિરીટ બહાર એક આરામખુરશીમાં એકલો બેઠો બેઠો કોઈ વાર પદ્માને હીબકતી સાંભળતો તો કોઈ વાર કમળાના આશ્વાસનનું ધીરું ગુંજન સાંભળતો.

કીર્તિદાની દૃષ્ટિમાં પોતે નીચો ઊતરી ગયો હતો, તેમ કમળાની દૃષ્ટિમાં પણ પોતે હલકો પડ્યો હતો એમ તેને લાગતું હતું. જે વાતો લોકોમાં ઊડી રહી હતી તે કમળાની જાણ બહાર હોવાનો તો સંભવ જ નહોતો. એક વાર વીરમગામમાં કમળાએ તેની પ્રશંસા કરી હતી, અત્યારે એ જ કમળા પોતાની નિંદા–જાહેરમાં નહિ તો મનનાં તો–જરૂર કરી રહી હશે એમાં કિરીટને સંશય નહોતો.

"કમળાના મન પરની એ છાપ ભૂંસવાનો મારે યત્ન કરવો? ના, ના, એમ કરવાની જરૂર જ શી છે? નિંદાનાં તીરોના

મારા સામે ખુલ્લી છાતીએ ઊભો છું, તો વળી એકાદ તુચ્છ ઢાલ ધરવાની શી જરૂર છે?" અને તે આછેરું હસ્યો.

નિંદા તેને જ વળગે છે કે જેને થોડો પણ ડાઘ હોય છે. કમળની નિર્મળ પાંખડીઓને પાણી પણ વળગી શકતું નથી એવું સમજનારા માણસો નિંદા પ્રત્યે બેદરકાર રહે છે. તેઓ સમજે છે કે વખત વીત્યે કમળ જેવી પોતાની નિર્મળતા દીપી ઊઠશે. પરન્તુ એવું સમજનારાઓ એક કારણે એવી બેદરકારી સેવી શકતા નથી. કાંતો તેઓ વીતવો જોઈએ તેટલા વખત સુધી ધીરજ રાખી શકતા નથી, અથવાતો તેમને ઉતાવળે કાંઈ હેતુ સાધી લેવાનો હોય છે. કિરીટને લગ્ન કરવાનો સ્વાર્થ મનમાં હતો, ત્યાંસુધી તેને થોડી પણ નિંદા અણગમતી લાગતી હતી, પરન્તુ જે ક્ષણે તેણે એ સ્વાર્થને મનમાંથી ફેંકી દીધો તે જ ક્ષણે તેના મન પરનો નિંદાનો ભાર ઊતરી ગયો હતો. એ ભાર ઊતરી ગયો હતો, તેથી તો તે કોઈ કોઇ વાર એ નિંદાનો વિચાર આવતાં સામું હસી શકતો હતો.

એટલામાં તેણે દૂરથી 'કમળા બહેન'ના નામની બૂમ સાંભળી. એલીઝા કમળાને બોલાવી રહી હતી. 'આવું છું' એવો વળતો જવાબ આપીને કમળા પદ્મા પાસેથી ઊઠી, અને બહાર નીકળી. કમળાની તુચ્છકારભરી દૃષ્ટિને ઝીલવા કિરીટે તેની સામે જોયું. કમળાના વદન પર શોકની છાયા હતી, પરંતુ કિરીટના દૃષ્ટિપાતે એ શોકાચ્છાદિત વદન પર પ્રસન્નતા પ્રકટાવી! કિરીટ આશ્ચર્ય પામ્યો.

"આવજો કમળા બહેન!" કમળાને જતી જાણીને ઓરડામાંથી કીર્તિદાએ ઉદ્‌ગાર કાઢ્યો.

પ્રત્યુત્તર આપવાને કમળા જરા થોભી અને પગથિયાં પરથી બોલી: "હવે તો અવાય ત્યારે ખરું. સાંજે તો શહેરમાં જવાની છું."

કિરીટે જ કહ્યુંઃ "સાંજસુધી રહેવાનાં હો તો બપોર પછી આવજો, ને પદ્મા પણ સાંજસુધી તો અહીં જ છે."

"વારુ, ત્યારે આવીશ." કહેતી, સ્મિત કરતી કમળા ઉતાવળે પગથિયાં ઊતરી ગઈ.

કિરીટ ઊઠીને પદ્માના ખંડ તરફ ગયો. તે શેતરંજી પર પડખાભેર સૂતી હતી, બાળકને ધવડાવતી હતી. ત્યાંથી તે પાછો ફર્યો, કીર્તિદાના ખંડ તરફ વળ્યો, અને બોલ્યોઃ "અંદર આવવાની રજા છે કે કીર્તિદાબહેન!"

"હા, આવો ને." માથું ઢાંકતાં કીર્તિદાએ જવાબ આપ્યો.

અંદર જતાં સસ્મિત મુખે તે બોલ્યોઃ "સુશીલ કહેતો હતો કે તમે મને યાદ કરો છો."

"હા, યાદ તો એટલા માટે કરતી હતી કે મેં તમારા એકકે પત્રનો જવાબ આપ્યો નથી, એટલે મારે તમારી માફી માંગવી હતી." કીર્તિદાએ નીચે જોઇને કહ્યું.

કિરીટ એક ખુરશી પર બેસતાં બોલ્યોઃ "એમાં માફી માંગવાની જરૂર નથી. છેવટે પત્નીને બદલે બહેન તરીકે તો તમે મને મળ્યાં જ છો, એ કાંઈ ઓછા સંતોષની વાત નથી."

કેવો ઉદાર મનનો ઉદ્ગાર! કીર્તિદા પ્રસન્ન દૃષ્ટિએ તેના તરફ જોઈ રહી, પણ કશું બોલી શકી નહિ.

કિરીટે વાતને બીજી દિશામાં વાળીઃ "આ પદ્માને તમે ઓળખો છો ને? એ જ મારા ભાઇ પ્રમોદની પત્ની."

"પ્રમોદની વાત મારી પાસે ન કરશો." કીર્તિદાનું મ્હોં ગંભીર બની ગયું.

"ત્યારે હવે સીધી વાત પૂછું: મારા પત્રનો જવાબ પણ તમે કેમ ન લખ્યો? અત્યારે માફી માંગો છો, તો એક પત્રથી જ

તેવી મારી માંગી લીધી હોત તો ?"

"કિરીટભાઈ! એ બધી વાત તમે ભૂલી જઈ શકો નહિ ? મને હવે એ વિષે વાત કરવી ગમતી જ નથી."

"આશ્ચર્યની વાત છે! તમે મને સંભારો છો એવો સંદેશો તમે જ કહાવો છે, અને જ્યારે હું સામે આવીને બેઠો છું ત્યારે તમને વાત કરવી ગમતી જ નથી !"

કીર્તિદાને લાગ્યું કે કદાચ કિરીટને મન અપમાન વસશે, એટલે તેણે કહ્યું: "તમારી સાથે વાત કરવી ગમતી નથી એવો અર્થ ન લેશો. તમારી સાથે વાતો કરતાં હું સુરતમાં અને ડુમ-સમાં ધરાતી જ નહિ, એ તમે ક્યાં જાણતા નથી ? પણ તમારા પત્રનો જવાબ ન લખી શકાયો તેનું કારણ એ હતું કે પિતાજી અને મારી વચ્ચે મતભેદ પડ્યો હતો."

"બનવાજોગ છે; અને શાંત ચિત્તે વિચારવાનો અવકાશ મને અને તમને બેઉને મળે તેટલા માટે જ મેં ડુમસમાં કે સુરતમાં વચન આપ્યું નહોતું. મેં વચન આપ્યું હોત તો તમારી સ્થિતિ કફોડી થાત. ચાલો, એ પણ ઠીક થયું. તમારા પિતાજીના મનમાં મારું મૂલ્ય ઘટી ગયું તેનું કારણ..."

"ના, ના, ના, એવું કશું નહોતું..."

"તો પછી તમારા મનમાં જ હું ઊતરી ગયો છું એવું મને વારંવાર લાગ્યા કર્યું હતું, એ જ ખરું."

"એમ પણ નહિ. મને જ એમ લાગ્યું હતું હું કે તમારે માટે યોગ્ય નથી..."

કિરીટ હસ્યો: "એ તો વિનયની ભાષા થઈ!"

"નહિ, એ વિનયની ભાષા નથી, મારા મનની જ ભાષા છે.

મને એમ લાગતું હતું કે તમારી સાથેના લગ્નથી હું તમને કદાચ દુઃખ ઉપજાવનારી બનું."

કિરીટ આશ્ચર્યથી આંખો વિકસાવી રહ્યોઃ "તમને એમ લાગતું હતું! મને તેથી જૂદું જ લાગતું હતું, તેથી તો મેં તમને પત્રો લખ્યા હતા." ક્ષણભર થોભીને તે બોલ્યોઃ "તમે મને દુઃખ ઉપજાવનારાં બનત! શાથી? તમે વારંવાર માંદાં પડતાં હતાં, પણ રોગિષ્ઠ નહોતાં તે હું જાણતો હતો. તમારું આરોગ્ય અને અનારોગ્ય માનસિક હતાં તેની મને ખબર હતી, તેની ચાવી મારા હાથમાં આવી ગઇ હતી. સુગીતાનો મારા પ્રતિનો પક્ષપાત તમને ગમતો નહોતો તેમાં જ મારા પ્રતિની તમારી લાગણી હું જોઇ શકતો હતો. છતાં મને તમે દુઃખ ઉપજાવનારાં બનત, એમ તમે માનવા લાગ્યાં. ખરેખર, ન માની શકાય એવી જ એ વાત છે."

કીર્તિદા બેઠી બેઠી પોતાના પગના અંગૂઠા સાથે રમત કરતી હતી, કોઇ વાર તે આંખો ઉંચી કરીને કિરીટને જોઈ રહેતી અને તત્ક્ષણ આંખોને નીચી ઢાળી દેતી હતી. તેના વદન પરની લાલાશ વધતી જતી હતી, હૃદય વધારે જોરથી ધડકતું હતું, છતાં તે એક અક્ષર પણ વધુ બોલી શકતી નહોતી.

"તમે ખોટી ગણત્રી કરી છે, કીર્તિદા બહેન! હું પ્રમોદનો ભાઈ હતો તે જ કારણે તમે મારા પત્રોના જવાબમાં મૌન સેવ્યું, તે હું સમજી શકું છું."

"નહિ, નહિ, નહિ! કિરીટભાઈ! હું તમને પ્રમોદ જેવા ન જ માની શકું..."

"પણ તમે મને ઓળખી તો ન જ શક્યાં. પ્રમોદ અને તમારી વચ્ચેનો કોઈ પણ પ્રસંગ મારી જાણ બહાર રહ્યો નહોતો, છતાં મારું દિલ તમારા દિલને ચાહતું હતું. એકાદ અનિષ્ટ

પ્રસંગમાં અટવાઈ જવાથી સ્ત્રી સ્ત્રી મટીને ચૂડેલ બની જાય છે એવું હું નથી માનતો." એટલું બોલતાં કિરીટ આવેશમાં આવી ગયો.

કીર્તિદાની આંખોમાં આંસું ધસી આવ્યાં.

"તમારે રડવાની કશી જરૂર નથી; રડવાનું તો મારે છે. ટૂંકી પ્રણયસાધનાને અંતે હું લગ્નદ્વારા જીવનસંબંધ બાંધી એક પ્રેમાળ જીવનસખીને પ્રાપ્ત કરી શકીશ, એ મારું સ્વપ્ન તેથી વણસી ગયું છે; અને મારા દિલને નહિ પિછાણનારી તમારી શંકાશીલતાએ મને રડાવ્યો છે."

"માફ કરો, હવે મારી મૂર્ખાઈ મને વધુ ન કહો!"

"મૂર્ખાઇ કહો, શંકાશીલતા કહો, ભીતિ કહો, ગમે તે કહો, પણ સ્ત્રીઓ ચોર તો હોય છે જ! તમે દિલનો મર્મ પ્રકટ જ ન કર્યો."

"હા, અમે સ્ત્રીઓ ચોર છીએ!" કીર્તિદા આંખો લૂછતાં જરા આવેશમાં આવીને બોલી: "દિલ તો જે તમારામાં છે, તે અમારામાં છે, પરન્તુ સમાજે અમારી સ્થિતિ કેટલી નાજૂક કરી મૂકી છે તે તમે નથી જાણતા? તમે બેફામ બનીને દોડી શકો છો; પણ અમને તો જમીન પર ડગલાં ભરતાંય સંભાળવું પડે છે કે પગ કાદવથી ખરડાતો નથી ને? એથી અમે ભીરુ જ રહીએ છીએ, શંકાશીલ બનીએ છીએ, સાવધાન રહીએ છીએ; છતાં પગ ખરડાતાં તમે અમારી કેવી સ્થિતિ કરો છો તે પદ્માને જ પૂછો ને! એણે દિલ ન ચોર્યું અને પતિને બધી વાત કહી......"

"અરર! કીર્તિદા બહેન! આવેશે મને ભાન ભુલાવ્યું હતું. માફ કરજો! મારા હાથમાં જ આરસી હતી, છતાં મેં તેમાં મ્હોં

જોવાની જ દરકાર ન કરી અને કાંઈ કાંઈ બોલી નાંખ્યું !"

"તમારો પણ શો દોષ ? તમારા જેવા અપવાદો કોઈ જ હોય છે, પણ સમાજ તો જૂદા જ રુધિરનો બનેલો છે. અપવાદોને ઓળખવા મુશ્કેલ છે, એટલે જ સારા માઠા બેઉ પ્રકારના અપવાદો સમાજના એક જ પ્રવહમાં ઘસડાતાં હોય એમ સ્ત્રીઓને તેમજ પુરુષોને દેખાય છે. હું તમોને સંપૂર્ણ રીતે ન પિછાણી શકી, તે આ જ કારણથી. હવે તો ક્ષમા આપશોને ?"

"આપણે બેઉએ પરસ્પરને ક્ષમા કરવી જોઇએ." કહી કિરીટ ઉઠ્યો. બહાર કોઈ આગંતુકનો પગરવ સંભળાયો. સુશીલ કપિલાને તેડીને આવી ગયો હતો.

★

## પ્રકરણ ૪૯

## કિરીટને વિચારમૂઢ કરનારાં સૂચન

સુશીલે માર્ગમાં જ માતાને પદ્મા સંબંધે બધી વાત કહી હતી અને તેને આશ્રમમાં મૂકવાની હોઈ તે માટે કેવી રીતે ગોઠવણ કરવી તે જાણવા તથા તે સંબંધે કિરીટ સાથે વાતચીત કરવા તે માતાને બોલાવી લાવ્યો હતો. કપિલા કિરીટને ઓળખતી તો હતી, પણ સુશીલે કરેલી વાત પછી તેને લાગ્યું હતું કે કિરીટને પોતે પહેલાં જેટલો ઓળખતી હતી તે કરતાં હવે વધુ સારી રીતે ઓળખી શકતી હતી.

પુરુષરૂપી સર્પનો ડંખ કપિલાએ વેઠ્યો હતો, તેથી અને એવા જ સર્પોનો ડંખ વેઠીને આશ્રમમાં આવતી બીજી બાઈઓના અનુભવ ઉપરથી તે પુરુષોને સર્પો જ માનવા લાગી હતી. સર્પો સુંદર હોય છે, દૂધ પીએ છે કે વાયુ ઉપર પણ જીવે છે, પરન્તુ તેઓ ભયંકર હોય છે કારણકે તેમની દાઢમાં ઝેર રહેલું હોય છે. પુરુષો પણ એવા જ હોય છે એવી માન્યતાને હમેશાં કપિલાએ પોષ્યા કરી હતી. પોતાના પુત્રનો અનન્ય, સદ્‌ગુણી અને ઉદાર મનનો મિત્ર કિરીટ દૂધ અને વાયુ ઉપર જીવવા છતાં દાઢમાં ઝેર છુપાવી રહેલા સર્પ જેવો હતો, એમ માનવાને હવે તેને કારણ મળ્યું હતું.

પદ્માની બાબતમાં કિરીટ જરાએ દોષપાત્ર નથી, એમ તો

સુશીલે માતાને કહ્યું જ હતું, પરન્તુ નવજુવાન પુત્રને દાઢમાં ઝેર છુપાવી રહેલા પુરુષના સ્વભાવનો શો અનુભવ હોય ? તેની સમજ તો પોતે જેટલી ધરાવતી હતી, તેટલી એ સર્પથી ડંખાયલી પદ્માને પણ કદાચ નહિ હોય, એમ કપિલા માનતી હતી. એટલે આવતાં સાથે જ કિરીટને કીર્તિદાના ખંડમાંથી બહાર નીકળતો જોતાં કપિલાના વદન ઉપર ગુસ્સો તરી આવ્યો, પરન્તુ તે કશું બોલી નહિ. સાસુને આવેલાં જાણીને કીર્તિદા બહાર નીકળી અને તેના પ્રસન્ન વદનના સત્કારનો પણ કપિલાએ ચડેલા મ્હોંએ સ્વીકાર કર્યો.

કિરીટ, સુશીલ અને કપિલા વાતો કરવા બેઠાં ત્યારે પણ કપિલાનું મ્હોં ગંભીર જ રહ્યા કર્યું. કિરીટે જે કાંઈ માહિતી મેળવવા માંગી તે બધી કપિલાએ તેને આપી ખરી, પણ જાણે પૂછેલા સવાલનો નીરસ રીતે જવાબ આપતી હોય એમ કિરીટને લાગ્યું. તેણે કહ્યું: "તમે આશ્રમમાં રહો છો, એટલે જો પદ્માને ત્યાં રાખી હોય તો તમારી દેખરેખ અને હૂંફ હેઠળ એને ત્યાંનું જીવન વસમું ન લાગે, તેટલા માટે તમને આટલી તસ્દી આપવાની મને જરૂર પડી છે."

"હું કાંઈ આશ્રમની કોઈ અમલદાર નથી કે બધાંની દેખરેખ રાખતી હોઉં. છતાં હું ઓળખતી હોઉં તેટલા પૂરતી તેને હૂંફ રહેતી હોય તો ભલે આશ્રમમાં મૂકો. પણ આશ્રમ એ કાંઈ ઘર નથી એ તો તમે જાણતા જ હશો." કપિલાએ કહ્યું.

"એ તો જાણીએ જ છીએને. તેટલા માટે તો મેં પદ્માને બહુએ કહ્યું, પણ તે વડોદરે રહેવાની ના કહે છે. ખરું ને સુશીલ ?"

સુશીલે કિરીટની વાતને ટેકો આપ્યો: "સાચી વાત. પણ તે ના કહે છે, કારણકે તેથી કિરીટની અપકીર્તિ થાય, અને પછી તે પરણી શકે નહિ. તેની જીંદગી ખરાબ થાય તે પદ્માને નથી રૂચતું."

"ઠીક, ઠીક. હુંય તેની સાથે થોડી વાતચીત કરીશ; તેને રુચે તેવું હોય તો આશ્રમ કરતાં વડોદરા તેને માટે વધુ ઠીક છે."

ભોજન પછી કપિલાએ પદ્મા સાથે એકાંત સાધી. કમળા સાથે જેટલી છૂટથી પદ્મા વાતચીત કરી શકી હતી, તેટલી છૂટથી તે પોતાની માતા જેવી આધેડ બાઈ સાથે વાતચીત ક્યાંથી કરી શકે? પણ પદ્મા સાથેની વાતચીતમાં કપિલા એટલું જ જોઈ શકી કે કિરીટ પરણી શકે તેટલા માટે જ પદ્મા તેનું ઘર છોડતી હતી; નહિતો કિરીટ તેને સારી પેઠે રાખતો હતો અને રાખવા તૈયાર પણ હતો.

એટલી વાતચીત ઉપરથી કપિલાએ કાંઈ કાંઈ ગણત્રીઓ ગણી નાંખી! એટલે ફરીથી જ્યારે કપિલા અને કિરીટ વચ્ચે વાતચીત થઈ, ત્યારે એણે સીધી જ વાત કરવા માંડીઃ "પદ્માને તમે તમારે ત્યાં રાખવા ઈચ્છો છો, પણ તેની સલામતીની જામીનગીરી તમે ન આપો ત્યાંસુધી તે કેમ હા પાડે?"

"સલામતીની જામીનગીરી? એ વળી શું? શું અત્યારસુધી તે મારે ત્યાં બીનસલામત હતી?"

"હાસ્તો. તમે તેની સાથે લગ્ન કરી લ્યો તો એ બીનસલામતી ટળી જાય, અને હું કહું છું કે તમે બેઉને તેથી સુખ મળશે."

કિરીટ કપિલાની સામે ટગર ટગર જોઈ રહ્યો. પદ્માની સાથે એકાંતમાં વાતચીત કર્યા પછી કપિલા પોતાની સાથે વાત કરતી હતી તે તેના ખ્યાલમાં જ હતું. તેને શંકા પડી કે કપિલાના ઉદ્દગારોમાં પદ્માના મનોભાવનો રણકાર જ હશે શું? તે અસ્વસ્થ બની ગયો. વડોદરામાં એક વાર પ્રસૂતિગૃહની પેલી નર્સ ચંદ્રાએ તેને એવું જ કાંઈ આડકતરું સૂચન કર્યું હતું, પણ તેણે તે

ઉડાવી દીધું હતું. પરન્તુ અત્યારે તો કપિલા એ સૂચન સ્પષ્ટ રીતે કરતી હતી અને એ સૂચન કર્યા પૂર્વે તેણે પદ્મા સાથે વાત કરી હતી. તે કપિલાને કશો જવાબ ન આપી શકયો.

થોડી વાર થઈ અને એલીઝા આવી. કિરીટની દૃષ્ટિ તેના ઉપર પડતાં તેને સાંભર્યું કે કમળા પણ તેની સાથે આવી હશે, કારણકે તે આવવાની હતી. પરન્તુ કમળા આવી નહોતી. તેણે એલીઝા સાથે કિરીટ ઉપર એક ચિઠ્ઠી લખી મોકલાવી હતીઃ

"શ્રી. કિરીટલાલ!

"વચન આપ્યા છતાં હું ફરીથી ત્યાં આવી શકતી નથી, કારણકે આવું છતાં મારે તમને જે કહેવાનું છે તે કહેતાં હું સંકોચાઈશ, એમ મને લાગ્યું. એટલે આ ચિઠ્ઠી જ લખું છું.

"પદ્મા ભાભીને સમજાવીને તમે આશ્રમમાં ન જવા દેશો; તમે તેમને પાછાં વડોદરે લઈ જાઓ અને તમારે ત્યાં જ આશ્રય આપો, એવી મારી વિનંતિ છે. તમે એમને સમજાવી શકશો કે તેથી તમારું અહિત નહિ થાય. લી. કમળા."

"આ શું! કમળા સૂચવે છે તેનો મર્મ પણ શું કપિલા કહે છે તે જ છે? શું પદ્માનો એ જ મનોભાવ છે? શું તેનો એ મનોભાવ મારા દિલ અને દૃષ્ટિથી આજસુધી કેવળ દૂર જ રહ્યો, અને કમળા તથા કપિલા જે કાંઇ સમજી શકયાં તે હું ન સમજી શકયો?"

કિરીટ વિચારના વંટોળમાં ઘુમરીઓ ખાવા લાગ્યો. તેણે પદ્માને બ્હેન લેખીને આશ્રય આપ્યો હતો, અનેક વાર તેને બ્હેન કહીને સંબોધી હતી, અને તેથી જ તેને કિરીટે શાતા વળતી જોઇ હતી. એ પદ્માના દિલમાં પોતા પ્રત્યે સ્નેહ ન હોવા છતાં કેવળ આશ્રય માટે જ શું તે પોતાને ત્યાં રહેવા માંગતી હતી અને તે માટે પત્નીપદ અંગીકારવા ઇચ્છતી હતી? કિરીટથી કશું

સમજી શકાતું નહોતું, કશો નિર્ણય થઈ શકતો નહોતો.

હા, પદ્મા ઉપર તેને દયાની લાગણી હતી; વીરમગામમાં જ્યારે તેની સ્નેહદ્રવતી આંખો ઉપર તે મીટ માંડી રહ્યો હતો ત્યારે એ આંખોની તે અંતરમાં પ્રશંસા કરતો હતો, એના સ્નેહ-ઝરણથી તે આર્દ્ર થતો હતો, પરન્તુ એ જ આંખોની કદર તેનો પતિ કરતો નહોતો તેથી તેને પદ્માની દયા આવતી હતી. પદ્માની સ્નેહદ્રવતી આંખો અને તેની મીઠી વાણી તેને તે વખતે ખૂબ આકર્ષતી હતી અને મામાના ઘરમાં જો કોઈની સાથે ખૂબ વાતો કરવાનું તેને ગમતું હોય તો તે એક પદ્મા જ હતી: આજે પદ્મા પ્રતિ જે ભાવ હતો તે શું તે વખતના આકર્ષણના જ પરિણામરૂપ હતો ? પદ્મા પ્રત્યે તેણે દાખવેલી અવિરત મમતાના ઉંડાણમાં જો આકર્ષણ હતું તો તે આકર્ષણ શું ઉંડા અંતરનું હતું અને પોતે એ અંતરને ઠગી રહ્યો હતો ?

ખૂબ ખૂબ વિચાર કર્યા છતાં તે કશા નિર્ણય ઉપર ન આવી શક્યો, ત્યારે તેને એક સાહસ કરવાનો જ વિચાર સૂઝ્યો. તે એકદમ ઊઠ્યો અને પદ્માની સામે જઈને ઊભો.

"કેમ ?" પદ્માએ સહેજ પ્રશ્ન કર્યો.

કિરીટ તેની સમીપે નીચે બેઠો અને કેટલીક ક્ષણોસુધી તે કશો ઉદ્‌ગાર કાઢી શક્યો નહિ. પદ્માએ જ પૂછ્યું: "કેમ કાંઈ પૂછવાં આવ્યા છે ?"

"હા, હું પૂછું છું કે કોઇ પણ શરતે તમે વડોદરે પાછાં આવીને મારે ત્યાં રહેશો ?"

"ના !" પદ્માએ સ્પષ્ટ ઉદ્‌ગાર કાઢ્યો.

કિરીટને કપિલા તથા કમળાના સૂચનનું મૂળ શોધવું હતું, પરન્તુ પદ્માએ એવા ભાવથી એ નકાર કાઢ્યો હતો કે તેનાથી વધુ એક પણ પ્રશ્ન પૂછી શકાયો નહિ અને તે તુરત ઉઠીને

બહાર ચાલ્યો ગયો.

કપિલાની સાથે પણ તેણે કશી વધુ વાત ન કરી. જો તેણે તેને કહ્યું હોત કે પદ્માની તો પોતા સાથે લગ્નની ઇચ્છા જ નથી તો કદાચ કપિલાએ હસીને કહ્યું હોત કે "એમ કોઇ સ્ત્રી સીધી હા પાડે ખરી ? સ્નેહના ચુંબક વિના લોહ પોતાનો સ્વભાવ પ્રગટ કરતું જ નથી ! તમે તમારો સ્નેહ દાખવ્યો હોત, તો તે જરૂર હા પાડત." પરન્તુ એવો કશો બોધ કિરીટના કાનમાં પેસી શકયો નહિ કારણકે તેણે કપિલાને કશું પૂછયું જ નહિ.

કપિલાએ એ મૌનનો એવો જ અર્થ કર્યો કે કિરીટ પોતે જ પદ્માને પરણવા ઇચ્છતો નથી, અને માત્ર ઘરમાં આશ્રય જ આપવા ઇચ્છે છે. એ આશ્રય આપવાની ઇચ્છા પણ પોતાના જ અપકૃત્યથી ડંખતું હૃદય જ ઉપજાવી રહ્યું હશે ! એટલે કપિલાએ ફરીથી તેને એ વિષે પૂછયું જ નહિ.

તેણે સુશીલને કહ્યું: "ત્યારે સુશીલ, આઠ વાગ્યાની ગાડીમાં હું અમદાવાદ જઇશ. પદ્માને સાથે આવવું હોય તો તૈયારી કરી રાખે."

"હું અને કિરીટ સાથે આવીએ ?"

"અત્યારે નહિ આવો તો ચાલશે. સ્હવારે આવીને પૈસા સંબંધી બધી વ્યવસ્થા કરી જજો. અત્યારે તો ફારમ-બારમ ભરવું પડશે તે બધું હું તૈયાર કરી આપીશ."

"તો ભલે." સુશીલે જવાબ આપ્યો.

અને રાત્રે કપિલા પોતાની સાથે પદ્માને તેડી પણ ગઈ. કિરીટ મૂઢની જેમ સુશીલની સાથે મૂગો મૂગો સ્ટેશન પર ગયો, અને સુશીલની સાથે જ મૂગો મૂગો ઘેર પાછો ફર્યો.



## પ્રકરણ ૫૦

### દોડાદોડ અને નિરાશા

આજે દિવસે કિરીટ આશ્રમમાં જઈને પદ્માને દાખલ કરાવવાનો બધો વિધિ કરી, બારેક માસના પૈસા ભરી દઈ, પાછો ફર્યો અને તુરત વડોદરા પાછો જવાને તૈયાર થયો.

સુશીલે તેને સૂચના કરીઃ "હવે તું અહીંથી જ યમુના ભાભીને પત્ર લખી નાંખ, કે હવે તે પાછાં વડોદરે આવે. જે કારણસર તે વડોદરેથી વીરમગામ ચાલ્યાં ગયાં છે, તે કારણ હવે રહેતું નથી."

"વારુ, વડોદરે જઇને જ લખીશ."

"હું તો એમ કહું છું કે તું બે દિવસ અહીં વધુ રોકાઈ જા અને પત્ર લખી યમુના ભાભીને અહીં બોલાવ; પછી બેઉ સાથે વડોદરા જજો."

"ના, ના, મને હવે અહીં વધુ નહિ ગમે. હું તો આજે જ જઇશ."

"તો જેવી તારી ઇચ્છા."

તે જ દિવસે બપોરે કિરીટ ચાલ્યો ગયો અને ત્રીજે દિવસે સહવારે 'સુશીલભાઈ ક્યાં રહે છે?'ની પૃચ્છા કરતી યમુના ત્યાં આવી પહોંચી.

સુશીલ તેને ઓળખી શક્યો નહિ. વડોદરામાં સુશીલ અને કિરીટ સાથે અભ્યાસ કરતા, ત્યારે સુશીલે તેને જોએલી. અત્યારે તો તે વિધવા હતી; જુવાનીમાં પણ પ્રૌઢ વયની રેખાઓ તેના વદન ઉપર પથરાઈ ગઇ હતી, પણ યમુનાએ તો સુશીલને અણસાર ઉપરથી ઓળખી કાઢ્યો: "મને ન ઓળખી, સુશીલભાઇ? હું યમુના. કિરીટભાઇ ક્યાં છે?"

"યમુના ભાભી! હા, હા, આવો. ઘણે વર્ષે તમને જોયાં, એટલે ઓળખી ન શક્યો. પણ કિરીટ અહીં નથી. તેણે તમને વડોદરેથી પત્ર લખ્યો હશે. અહીં તમે નકામો ફેરો ખાધો." સુશીલે જવાબ આપ્યો.

"તેમના પત્ર ઉપરથી હું અહીં આવી નથી. તેમનો પત્ર પણ મને મળ્યો નથી. હું તો મારી મેળે આવી છું. અને પદ્મા ક્યાં છે?"

"તેમને આશ્રમમાં મૂક્યાં."

"બસ?" યમુના પગથિયાં ઉપર જ સ્તબ્ધ બનીને ઊભી રહી.

"આવોને, અંદર તો આવો. કિરીટે તમને પત્ર લખ્યો નથી, તો તમે કેવા રીતે જાણ્યું કે કિરીટ અને પદ્મા અહીં આવ્યાં છે?"

"જાણ્યું, બધું જાણ્યું અને મારી આંખનાં પડળ ઊતરી ગયાં, ભાઈ! ત્યારે શું કિરીટભાઇ વડોદરે જ ગયા કે?"

"હા."

"અને પદ્માને મૂકીને ગયા?"

"હા."

"ત્યારે હવે મારે વડોદરા જવું પડશે."

"પણ વડોદરામાં જવાની ગાડી તો હવે તમને બપોરે મળશે. અંદર આવો, જમીને જજો."

વિનાછૂટકે સુશીલનું આમંત્રણ યમુનાને સ્વીકારવું પડયું. તે અંદર આવી ખરી, પરન્તુ વડોદરા જવાની ઉતાવળ તેની પ્રત્યેક ક્રિયામાં દેખાતી હતી. અગિયાર વાગ્યે ગાડી મળવાની હતી, છતાં દસ વાગતાંમાં સ્ટેશન પર જવાને તે ઉતાવળ કરવા લાગી. તે જમવા ન રોકાઇ; માત્ર ચાહ પીને જ સ્ટેશને દોડી.

આંખનાં પડળ કેવી રીતે ઊતરી ગયાં અને યમુનાએ શું નવું જાણ્યું, તે જાણવાનો સુશીલે યત્ન કરી જોયો, પણ યમુનાએ તેને પોતાના મનનો તાગ આવવા દીધો નહિ. ગાડી આવી કે તુરત તે અંદર બેસી ગઇ અને "સુશીલભાઈ! તકલીફ માફ કરજો હોં! હું જમવા રોકાઇ નહિ તેથી મનમાં ઓછું ન લાવશો."

"તમને જવાની ઉતાવળ છે એટલે હું કશો વધુ આગ્રહ પણ નથી કરી શકતો. કિરીટ અહીં હોત તો તમને બે દિવસ જરૂર રોકી રાખત."

"અને કિરીટભાઇને અને મારે હજી ફરીથી અહીં આવવુ પડશે."

"ત્યારે તો ઠીક. ક્યારે આવશો ?"

"એકાદ બે દિવસમાં."

"ત્યારે તો બહુ સારું."

ગાડી ઉપડી ગઇ. વડોદરા ઝંખતી યમુનાની સમીપે બે વાગતાં વડોદરાનું સ્ટેશન આવીને ઊભું. ભાડાની ગાડીમાં તે જલ્દી ઘેર પહોંચી. પણ ઘેર તાળું હતું.

યમુનાએ પડોશમાં તપાસ કરી, તો જણાયું કે બે દિવસ પહેલાં કિરીટ આવ્યો હતો, તેણે પૂંજી ડોસીને રજા આપી દીધી હતી અને પછી તે ક્યાં જતો રહ્યો હતો તેની કોઇને ખબર નહોતી.

યમુનાએ પૂંજી ડોસીને શોધી કાઢી અને તેને પૂછયું. તેણે જવાબ આપ્યો: "મને કશી ખબર નથી કે તે કયાં ગયા છે. તે તો અમદાવાદથી આવ્યા અને મને કહ્યું કે મને હવે તમારી જરૂર નથી અને મારે બહારગામ જવું છે. મારી પાસે તેમણે પૂરીઓ કરાવી અને મારો પગાર ચૂકવીને રજા આપી. પછી તે ક્યારે ગયા તેની ય મને ખબર નથી."

"બહારગામ જવું છે એમ કહેલું ?"

"હા, પણ ગામનું નામ નહોતું આપ્યું. ઘરની ચાવી પડોશમાં કોઇને આપી ગયા હશે; તમારે ઉઘાડીને રહેવું હોય તો રહોને, ઘર તેમનું છે અને તમારું ય છે."

"ચાવી કોઇને આપી ગયા નથી અને મારે રહેવું હોય તો તાળું ઉઘડાવીને રહેતાં મને કોણ રોકવાનું છે ? પણ મારે તો જાણવું છે કે એ ગયા કયાં ? મુંબઈ તો નથી ગયા ?"

"શી ખબર બાઇ ! કાંઇ કહી ગયા હોય તો ખબર પડે ને ?"

યમુના નિરાશ થઇને પાછી ફરી. કેટલીક વાર સુધી તે વિચારમાં ને વિચારમાં ઘરનાં બંધ બારણાં સામે જોઈ રહી અને તુરત પાછી સ્ટેશને પહોંચી.

રાત્રે તે પાછી સાબરમતીમાં સુશીલને ત્યાં પહોંચી. સુશીલ આશ્ચર્ય પામ્યો અને કિરીટ ઘર બંધ કરીને કયાંક ચાલ્યો ગયો છે એ જાણીને ભયભીત પણ થયો.

"કિરીટભાઈ કયાં ગયા હશે તેની તમે કાંઈ કલ્પના કરી શકો છો ?"

"ના. મુંબઇ પ્રમોદ પાસે કદાચ ગયો હોય..."

"પણ પ્રમોદ મુંબઇમાં કયાં છે ? એ તો વૈરીને લઇને ભટકવા નીકળ્યો છે."

"કિરીટના જાણવામાં કદાચ તે ન હોય અને પોતે ત્યાં ગયો હોય."

"તો હું મુંબઈ જઉં! મને ઉચ્ચાટ થાય છે. તેમનું મન ડામાડોળ થઈ ગયું હશે, તે વિના તે આવું કરે નહિ."

"તે અહીંથી ગયો ત્યારે જ તેના મનની સ્થિતિ એવી હતી."

"ખરેખર? પદ્માને આશ્રમમાં મૂકતાં એમને બહુ લાગી આવ્યું હશે, નહિ?"

"લાગી આવે એમ જ હતું. તે તો તેને આશ્રમમાં મૂકવા રાજી નહોતો, પણ પદ્માએ જ હઠ લીધેલી. તે સમજતી હતી કે પોતે કિરીટના ઘરમાં હશે, તો તેની કીર્તિને કલંક લાગશે અને તે પરણી શકશે નહિ."

યમુનાની આંખમાંથી દડદડ કરતી આંસુની ધારા વહી નીકળી. તેનાં આંસુ જોઈ સુશીલ ચૂપ બની ગયો. યમુનાએ કહ્યું: "પદ્મા આવી શાણી અને ચોખ્ખા મનની હશે તેની મને ખબર નહિ, સુશીલભાઈ!"

"તો પછી તેની આવી સ્થિતિ શાથી થઇ એ ગૂંચવણ ઉકેલી શકાતી નથી."

"મારા મનમાં એ ઉકેલાઇ ગઈ છે."

"કેવી રીતે?"

"એ ન પૂછશો. તમે મને પદ્માની સાથે મેળાપ કરાવી આપો. મારે તેને મારી સાથે લઈ જઇને વડોદરે રાખવી છે."

સુશીલ આશ્ચર્ય પામ્યો. યમુનાના મનનો પલટો થવામાં કાંઈ છૂપો મર્મ રહેલો છે એટલું અનુમાન તે કરી શક્યો, પરંતુ યમુના મર્મ ખોલવા ઇચ્છતી નહોતી, એટલે તેણે તેને વધારે કશું ન પૂછ્યું.

બીજે દિવસે સ્હવારમાં સુશીલ યમુનાને લઇને આશ્રમે જઇ પહોંચ્યો. સુશીલે પદ્માને મળવા માટે બોલાવવા સુપરિન્ટેન્ડન્ટને વિનંતિ કરી, અને સૂચવ્યું કે યમુના ભાભી આવ્યાં છે તે મળવા માંગે છે એમ કહેજો.

થોડી વારમાં જવાબ આવ્યો કે પદ્મા યમુનાને મળવા ઇચ્છતી નથી! સુશીલ અને યમુના તર્કવિતર્ક કરતાં એક બીજાની સામે જોઇ રહ્યાં.

કદાચ પદ્માની કાંઈ ગેરસમજ થઈ હોય એમ સુશીલને લાગ્યું, એટલે તેણે ફરીથી કહાવ્યું: "યમુના ભાભી તમને વડોદરે પાછાં તેડી જવા માટે આવ્યાં છે," પણ તેણે વળતો જવાબ કહાવ્યો: "કિરીટભાઇનું લગ્ન થયા પહેલાં હું નહિ આવું."

સુશીલ અને યમુના વીલે મ્હોંએ પાછાં ફર્યાં. યમુનાને હવે કોઈ દિશા સૂઝતી નહોતી. તેની ઇચ્છા હતી કે જો પદ્મા આવે તો તેને સાથે રાખીને પોતે વડોદરાના ઘરમાં રહે અને કિરીટની તપાસ કરી તેને ઘેર પાછો બોલાવી તેને પગે પડી તેની માફી માંગે. તેને પસ્તાવો થતો હતો કે જે દિયરને પોતે નાનાથી મોટો કર્યો હતો અને જેનામાં એકકે ખરાબ લક્ષણ પોતે જોયું નહોતું, તેના પર પોતે અણઘટતા આરોપો મૂકયા હતા અને એ આરોપનો તેનો ઇનકાર સાચો માનવાની ના કહી હતી. એ અપકૃત્યનું પ્રાયશ્ચિત્ત કરવાને જ તે પદ્માને પણ પોતાના ઘેર લઈ જઈ રાખવા માંગતી હતી.

દેહ અપવિત્ર થયા છતાં મન અપવિત્ર નથી થયું હોતું એમ માનવાને યમુના એક વાર ના પાડતી હતી: આજે તે માનતી હતી કે એમ પણ હોય શકે છે અને પદ્મા અપવિત્ર મનની નથી. એવી જ રીતે પદ્મા અને કિરીટ નિકટ પરિચયમાં રહેવા

છતાં પવિત્ર મનવાળાં હતાં એમ માનવાની એક વાર ના પાડનાર યમુના આજે માનતી હતી કે પોતાનો દિયર ખરેખર દેવ જેવો જ પવિત્ર હતો અને કિરીટ તથા પદ્મા સંબંધી પોતાનો સંશય અનુચિત હતો.

એ સમજ તેનામાં કેવી રીતે ઊગી હતી? સુંદરના દુશ્ચરિત્ર ઉપરથી તેને સાચી વસ્તુસ્થિતિનો જે ખ્યાલ આવ્યો નહોતો, તે ખ્યાલ તેને એક પત્રથી આવ્યો હતો.

એ પત્ર કમળાએ યમુનાને તેની બહેન શકરીના ઘરના સરનામે લખ્યો હતો. પદ્મા જે બનાવની સ્પષ્ટતા કિરીટ પાસે પણ કરી શકી નહોતી, તે સ્પષ્ટતા તેણે કમળા પાસે કરી હતી. કમળાએ એ રહસ્ય યમુનાને લખી જણાવ્યું હતું અને પદ્મા આ બનાવમાં કેવી નિર્દોષ છે તે સમજાવ્યું હતું. યમુના આ પત્ર ઉપરથી જ કદાચ એ બનાવને સાચો ન માનત, પણ સુંદરના ચરિત્ર વિષે તેણે જે કાંઈ જોયું–જાણ્યું હતું તે ઉપરથી તેને એ બનાવ સાંગોપાગ સાચો લાગ્યો અને પદ્માની નિર્દોષતા તેને સાફ સાફ દેખાઇ આવી; અને તે સાથે જ તેની આંખો પરનાં પડળ ઊતરી ગયાં. કિરીટ ઉપર કેવી રીતે આરોપ આવ્યો, છતાં કિરીટ કેટલો નિર્દોષ છે, પહેલાંના જેટલો જ તે આજે પવિત્ર છે, તે યમુનાને તુરત સમજાઈ ગયું અને તેનું અંતર પસ્તાવાથી બળવા લાગ્યું. પોતાની બહેન પાસે પણ ખુલાસાથી કશી વાત કર્યા વિના તે એકદમ સાબરમતી દોડી ગઈ, પણ તેને બધી બાજુએથી કેવળ નિરાશા સાંપડી. પદ્માએ તેને મળવાની પણ ના કહી, કિરીટ ક્યાંક ચાલ્યો ગયો, અને પોતે હવે ક્યાં જવું અને શું કરવું તેનો તેને વિચાર થવા લાગ્યો.

"સુશીલભાઇ! મારે કિરીટભાઈને શોધી કાઢવા છે, હવે હું શું કરું?" લાંબા વિચાર પછી એ પ્રશ્ન કરતાં તેનો સાદ ગળ-

ગળો થઇ ગયો.

"કશી માહિતી વિના કિરીટને શોધવાની દોડાદોડી કરવી નકામી છે. તમે અહીં નિરાંતે રહો. હું પહેલાં મુંબઇ પત્ર લખું, હવે કદાચ પ્રમોદ પાછો પણ ફર્યો હોય તો તેનો જવાબ મળશે; કાંઇ ખબર મળે તો તેને આધારે તપાસ થાય: બાકી આંધળી દોડનો કશો અર્થ નથી." સુશીલે સલાહ આપી.

યમુના રડી પડી. નાનું બાળક ખોવાઈ ગયું હોય અને માતાને જેવી અધીરતા વ્યાપે તેવી મનઃસ્થિતિ સુશીલે યમુનાની જોઇ. તે એક દિવસ તો સુશીલને ઘેર રહી, પણ બીજે દિવસે તે પાછી વીરમગામ ચાલી ગઈ.



## પ્રકરણ ૫૧

# નિશાળમાંથી તુરંગમાં

છોકરીઓને ભણાવવા માટેનો માબાપોનો ઉત્સાહ વધ્યો છે અને વધી રહ્યો છે. મધ્યમ સ્થિતિનાં કુટુંબો પોતાનાં સાધનસંપત્તિની ઉપરવટ થઇને પુત્રીને તો ભણાવે છે, પરન્તુ કેટલાંક કુટુંબો તો પુત્રીઓને પણ મધ્યમ અને ઉંચી કેળવણી આપે છે. પુત્રોને ભણાવવા પાછળ મુખ્યત્વે આજીવિકાની દૃષ્ટિ રહેલી હોય છે, પરન્તુ પુત્રીઓને ભણાવવા પાછળ એ દૃષ્ટિ કોઇ જ વાર હોય છે. બહુધા ભણેલી છોકરીને સારી પેઠે ભણેલો અને સુખી વર મળી જાય, એ જ દૃષ્ટિ પ્રધાનપણે રહેલી હોય છે.

પરન્તુ છોકરી હાઇસ્કૂલમાં કે કોલેજમાં ભણે છે, તે કેવળ ચોપડીઓનું જ ભણતર ભણતી નથી; તે એ ભણતરની સાથે નવા વિચારોનું, નવા આદર્શોનું, નવી જીવનદૃષ્ટિનું ભણતર પણ સહાધ્યાયિનીઓના સંગમાં રહીને શાળાની બહાર ભણે છે. એ વિચારો, આદર્શો અને દૃષ્ટિ કુટુંબના મર્યાદિત વાતાવરણમાં ક્રાન્તિકારક લેખાય છે અને રૂઢ જીવન જીવવાને ટેવાયલાં કુટુંબીઓને એ ક્રાન્તિ ઉચ્છૃંખલતાના આવિષ્કારરૂપ લાગે છે. પોતાની પુત્રી પોતા જેવી જ કુળવધૂ બને, માત્ર પોતા કરતાં તે વધુ ભણી હોય એટલું જ : એવી આશા રાખીને પુત્રીને ભણાવતી માતા કુટુંબની

રૂઢ મર્યાદાની બહાર પુત્રીને એકાદુ ડગલું પણ ભરતી જોતાં ચોંકી ઉઠે છે, ગભરાઈ જાય છે, અને એમ પણ વિચારવા લાગ જાય છે કે " અરર! આ કરતાં તો પુત્રીને ન ભણાવી હો તો જ સારું હતું!"

કમળાની માતાની સ્થિતિ પણ એવી જ થઈ હતી. કમ અમદાવાદ ભણવા ગઇ ત્યારે જેવી કહ્યાગરી, ડાહી અને વિનયવા હતી, તેવી જ તે મેટ્રીક સુધી ભણીને પાછી પોતાને ઘેર આ એવી ડાહીબાઈની સમજણ હતી, તે હવે નાશ પામી હતી. અમદાવાદમાં રહીને ઉછાંછળી અને માબાપનો ય અવિનય તેવી બની ગઈ હતી એમાં ડાહીબાઈને જરાય શંકા રહી નહોત

નગીનલાલ અને ડાહીબાઈ બેઉને કમળા માટે કિરીટ ગમ હતો, પરન્તુ હવે તેમનું મન કિરીટ પરથી ઊતરી ગયું હતું. કિ ટને પોતાનું ઘર પસંદ પડયું હતું એ વાતની નગીનલાલ નાણાવટ ખબર પડી ગઈ હતી, પરન્તુ હરિલાલ ડેપ્યુટીને ત્યાં કિરી વેવીશાળ કરવાનો સોમચંદ શેઠનો આગ્રહ હતો અને મામા-ભાણે વચ્ચે મતભેદ પડયો હતો તેથી કિરીટ ચાલ્યો ગયો હતો, એ સુધીની વાત જાણ્યા પછી તેમણે જે કાંઈ વધુ વાત સાંભળી હ તેથી તેમનું મન કિરીટ ઉપર રહ્યું નહોતું. કયાંથી રહે? કિરી બદનામીની વાતો સાંભળનાર માતપિતા પોતાની પુત્રી એ આપવાનો વિચાર પણ કેમ સહી શકે? તેમને એમ પણ લાગ્યું એ વખતે વેવીશાળ ન થયું તે ભગવાને સારા માટે જ કર્યું; નહિ વેવીશાળ કર્યા પછી જમાઈનાં આવાં આચરણની વાત જાણી હે તો શું થાત? બિચારી કમળાનો અવતાર જ બળી જાતને!

પણ આંખો ચોળી ચોળીને કમળાનો એક પત્ર ફરીફ વાંચતાં નગીનલાલ નાણાવટીને ગભરામણ થતી હતી. શાણી, કહ્યા અને વિનયી કમળા જેવી દીકરી આવો પત્ર પોતાને લખે

નગીનલાલ કે ડાહીબાઇ માની શકતાં ન હતાં, છતાં એ કમળાનો જ પત્ર હતો, એમાં જરાએ શંકા નહોતી. પત્રમાં કમળાએ લખ્યું હતું કે "કિરીટલાલ તમને નાપસંદ ભલે હોય, પણ મને તે પૂરી રીતે પસંદ છે, માટે તમે તેમની પાસે જઇને વેવીશાળનું નક્કી કરી આવો. તેમના ઉપર કલંકના ખોટાં આળ ચડયાં છે, તે પવિત્ર મનના છે એ માટે મને શંકા નથી અને તમારા વહેમો ખોટા છે. અવિનય માફ કરજો, પણ મારે જેની સાથે જીંદગી ગાળવી છે તેને હું પોતે જ પસંદ કરીને હા કહું છું તો તમારે ચિંતા કરવાની જરૂર નથી." આ ઉપરાંત બીજું ઘણુંય લખ્યું હતું; પરન્તુ દિકરી ઉઠીને આવું આવું માબાપને લખે એ તે ડહાપણ કે ઉછાંછળાવેડા ? 'પરણવું' અને 'પતિ' એ શબ્દો સાંભળતાં જ જેણે લજાઇને આડું જોવું જોઈએ અને તેમાં જ એક કુંવારી કન્યાની વિનયશીલતા લેખાય, તેને બદલે કમળા પોતે જ આવું આવું લખે, ને પોતે કોને પરણવા માંગે છે એ વાત ઉઘાડી રીતે વડીલોને સંભળાવે, એ તો બગડી જવાનાં જ લક્ષણ ! આજ આવું લખે, ને કાલ કોઇને લઇને નાસી જાય અને પરગામમાં પરણી જાય તો ? હાય હાય બાપ ! તો માબાપને જીવતાં જીવત ફાંસો જ ખાવો પડે ને ! છાપામાં આવા ઘણાય બનાવો છપાતા હતા એવું ડાહીબાઈએ સાંભળ્યું હતું, પરન્તુ એ તો વંઠી ગએલાઓના ધંધા ! વળી હલકી ન્યાત–જાતવાળાઓ તેમ કરે તો તેમને તે પોષાય, પણ નગરશેઠની દિકરીનું કાંઇ આવું-તેવું વેતરાઈ જાય તો લોકોમાં મ્હોં જ કેમ બતાવી શકાય ?

કમળાનો એ પત્ર વાંચતાં જ ઓરડાને છાને ખૂણે બેસી શેઠ–શેઠાણીએ કાંઈક મસલત કરી. ઘરમાં કોઇને કશી વાતની ખબર પડવા દીધી નહિ. દેરાણીઓ એ વાત જાણે તો હોઠ બહારની વાત કોટ બહાર જતાં વાર ન લાગે, એવી ગણત્રીથી

શેઠાણીએ પતિની સંમતિપૂર્વક નિશ્ચય કર્યો કે કમળાને ગમે તેમ કરીને અમદાવાદથી લઈ આવવી અને ભણતર બંધ કરાવી દેવું. ડાહીબાઈને તો કમળા ઉપર એટલો ગુસ્સો ચડેલો કે ન પૂછો વાત! એ સોળ વરસની દિકરીને લાકડીથી ફટકારવાનો વિચાર પણ ડાહીબાઈને થએલો પણ નગીનલાલ શેઠે કહ્યું: "જો સાંભળ, એવું કાંઈ કરતી નહિ. એક તો લોક જાણે તો ફજેતી થાય, અને બીજું દિકરી બહુ મુંઝાય તો કાંઈનું કાંઈ કરી બેસે!"

"કાંઈનું કાંઈ કરી બેસે" એ શબ્દોની ફડક ડાહીબાઈને તે જ ક્ષણે લાગી ગઈ હતી, એટલે મનમાં ધુંવાપુંવા હોવા છતાં બહારથી ક્રોધ ન દાખવતાં કમળાને સમજાવી-ફોસલાવીને નિશાળ છોડાવી ઘેર તેડી લાવવી એવો નિશ્ચય કરીને તે અમદાવાદ ગયાં. નગીનલાલ શેઠ પણ સાથે ગયા હોત, પણ ડાહીબાઈએ કહ્યું: "એમાં તમારું કામ નહિ, એ તો અમારું બૈરાંનું કામ."

કમળાના પત્ર ઉપરથી જે કાંઈ ડાહીબાઈ નહોતાં જાણી શક્યાં, તે અમદાવાદ ગયા પછી અને કમળા સાથેની વાતચીત ઉપરથી જાણી શકયાં કે કમળા સાબરમતીમાં પોતાની ખ્રિસ્તી બહેનપણીને ત્યાં ગએલી, ત્યાં પાસે કિરીટનો મિત્ર રહેતો હતો તેને ત્યાં કિરીટ અને પદ્મા આવેલાં અને કિરીટ પદ્માને આશ્રમમાં મૂકવા આવ્યો હતો પણ ઘણું કરીને પદ્માને લઈને તે પાછો વડોદરા જ ગયો હશે.

આ વાત સાંભળતાંની સાથે ડાહીબાઈનું મગજ કાબૂ ગુમાવી બેઠું. વધુ વાતચીત સાંભળવાની તેમની ધીરજ જ નાશ પામી. કમળા અને કિરીટ બેઉ ત્યાં મળેલાં, બેઉ વચ્ચે વાતચીત થયેલી, કિરીટે કમળાને ભોળવેલી અને આ કાગળ તેના કહેવાથી જ કમળાએ લખેલો, તે વિના કમળા કોઈ દિવસ મર્યાદા લોપીને

માબાપને આવું લખે જ નહિ, એવી ગણત્રી તેમણે તુરત કરી નાંખી. "મેં તને મામાને ઘેર ઠેક-ઠેકાણે ભટકવા જવા માટે નથી રાખી, ભણવા રાખી છે, સમજી ને? એવા કિરસ્તાનવેડા મારે ત્યાં નહિ ચાલે; ઉઠ, મારે તને ઘેર લઈ જવી છે."

"પણ હું મામાની રજા લઇને ગઇ'તી અને સાંજે પાછી આવતી રહી હતી."

"તે હું જાણું છું. મામા તો ભોળા છે એટલે તને રજા આપે. ત્યાં જઇને તું એ વડોદરાવાળા સાથે વાતો કરી આવી તેય હું સમજું છું. પરણવાની લટપટ તારે કરવાની ન હોય, એ બધું અમે સંભાળી લઇશું. તું કિરસ્તાનની છોડી નથી, વાણીયાની દીકરી છે અને તારો બાપ નગરશેઠ છે: લાજ-મરજાદ રાખવાની અક્કલ જરા રાખ!"

માતાના વદન પર ક્રોધની રેખાઓ તરી આવેલી જોઇને કમળા ચૂપ થઇ ગઈ. કિરીટની નિર્દોષતાની વાત કહેવાની તક પણ હવે તેને રહેલી જણાઈ નહિ. ઓશિયાળું મ્હોં કરીને તે નીચું જોઈ રહી.

"પાંચ ચોપડીઓ ભણી તે ઘણું બધું છે. આપણે વધુ ભણીને કામ પણ શું છે? હું તને તેડી જવા જ આવી છું અને તને લીધા વિના પાછી જવાની નથી."

"પણ પરીક્ષાને બે જ મહિનાની વાર છે. મારું આખું વરસ બગડશે."

"પરીક્ષા પાસ કરવાથી વરસ સુધરી કેવી રીતે જશે? તને કાંઈ મારે નોકરી કરાવવી નથી કે ધોરણ અધૂરું રહેવાથી વરસ બગડી જાય."

"જા, હું તો અત્યારે નથી આવવાની." અકળાઇને કમળાએ છણકો કરી જવાબ આપ્યો.

"આ શું ? મારી સામે છણકો ? ખબરદાર, નહિતો મારા જેવી કોઈ ભૂંડી નથી ! લાકડીએ ને લાકડીએ ઝૂડી નાંખીશ અને હાથ-પગ બાંધીને ઘેર લઇ જઈશ ! આ બધાં ભણતરનાં ને અમદાવાદમાં રહેવાનાં ફળ. મને શી ખબર કે ભણી ભણીને તું આવી ચબાવલી થઈ જઈશ, નહિતો ઉંબરાની બહાર પગ જ ન મૂકવા દેત !"

કમળાની આંખમાં જળજળિયાં ભરાઈ આવ્યાં. એટલામાં કમળાના મામા દામોદરદાસ આવ્યા અને બોલ્યાઃ "ભાણીને કેમ વઢો છો, મોટી બહેન ?"

"અમસ્થી."

"ના, કાંઈક લાગે છે. કમળાને તમે રોવડાવો છો, એવો શો તેનો વાંક થયો છે ?"

કમળાની આંખોમાં વધુ આંસુ ધસી આવ્યાં, અને તે એકદમ ઉઠીને ચાલી ગઈ. તેની ચાલમાં ગુસ્સો હતો. દામોદરદાસે પૂછ્યું: "શું છે મોટી બહેન ?"

ડાહીબાઇએ ભાઈને બધી વાત કહી. ભાઈબહેન બેઉ જુદા જુદા વાતાવરણમાં વસતાં હતાં, એટલે દામોદરદાસને મન કમળાનું વર્તન ખાસ વાંધાપડતું ન લાગ્યું, પણ ડાહીબાઇના મનની અકળામણ, તેમને લાગેલો ભય, છોકરીઓના વર્તન ઉપર અંકુશ ન રહે તો કેવાં માઠાં પરિણામ આવે તેના તેમણે આપેલા દાખલા, એ બધાની અસર દામોદરદાસના મન ઉપર કેટલીક વારે થઈ. તેમણે બહેનને કહ્યું કે હવે પછી પોતે કમળા ઉપર વધુ દેખરેખ રાખશે અને કોઈ બહેનપણીને ત્યાં જવાની રજા નહિ આપે, પણ તેથી ડાહીબાઈ પુત્રીને બે માસ સુધી પણ રાખવાને તૈયાર ન થયાં. તેમને હવે ભણતર સામે જ વાંધો હતો, કારણકે એ ભણતર જ છોકરીઓને અમર્યાદ,

નિરંકુશ, મનસ્વી અને દોઢડાહી બનાવતું હતું!

બે દિવસ સુધી ખૂબ ઘડભાંજ ચાલી. દામોદરદાસ જ્યારે કમળાની વાતો સાંભળતા ત્યારે તે કમળાનો પક્ષ લેતા અને ડાહીબાઈની વાતો સાંભળતા ત્યારે તેમનો પક્ષ લેતા. બેઉ પક્ષની દલીલોમાં તેમને સત્ય લાગતું હતું, પરન્તુ એ દલીલોનું તોલન કરીને પોતાનો નિશ્ચિત અભિપ્રાય ઉચ્ચારવા જેટલી તેમનામાં શક્તિ નહોતી. નવા વિચારોની ભરતીથી ધસડાતા, છતાં જૂના સંસ્કારોથી પાછા હડસેલાતા અનેક મધ્યમ વયના પુરુષોના જેવા દામોદરદાસ હતા; એટલે તે સ્થિતિચુસ્ત ગણાવા ઇચ્છતા નહોતા છતાં નવા પ્રવાહમાં વહેવા જેટલો વાયુ તેમના ચિત્તરૂપી સઢમાં ભરાતો નહોતો.

છેવટે સૌને ડાહીબાઈના આગ્રહને વશ થવું પડ્યું, દામોદરદાસ પણ મોટી બહેનના પલ્લામાં બેસી ગયા, કમળાની દલીલો અને આંસુ નકામાં ગયાં, કમળાને નિશાળ અને અમદાવાદ બેઉ છોડવાં પડયાં અને માતાની સાથે ખેંચાઇને વીરમગામ જવું પડ્યું.

વેકેશનના દિવસમાં કમળા જ્યારે ઘેર આવતી, ત્યારે તે કેવી ઉલ્લાસમાં રહેતી! અને આજે તો જાણે પોતે એક અપરાધિની હોય અને તેથી તુરંગમાં જઈ વસી હોય, તેમ તે આખો દિવસ ઓરડામાં પુરાઈ રહેતી, ગમગીન પડી રહેતી, અને અભ્યાસનાં પુસ્તકો વાંચીને વખત ગાળ્યા કરતી. દિકરીને નિશાળ છોડાવ્યાથી તેના મનને થએલો આઘાત નગીનલાલ સમજતા હતા, એટલે તે તેને કશું કહેતા નહિ અને પત્નીને પણ તેમણે કહી રાખ્યું હતું કે "કમળાનું મન હેઠું બેસે નહિ, ત્યાંસુધી તે ભલે નવરી બેસી રહે કે વાંચ્યા કરે, તેને ઘરકામ માટે વારંવાર ટોંચીશ–ટપારીશ નહિ."



## પ્રકરણ ૫૨

## વિષમતાના ઢગલામાં સમાનતાની શોધ

સંસારની પાઠશાળામાં દાખલ થવાની કિરીટની ઉમેદવારીને લગભગ એક વર્ષ થયું હતું. એટલા સમયમાં તેને તરેહ તરેહના અનુભવો થયા હતા, અનેક પ્રકારનાં દૃશ્યો તેણે જોયાં હતાં, અને ચિત્રવિચિત્ર લાગણીઓનું સંવેદન કર્યું હતું. એ અનુભવો અને સંવેદનોનું સરવૈયું કાઢતાં ય તે કેટલીક વાર ગુંચવાઈ જતો હતો અને એક પછી એક પ્રસંગોને સંભારતાં તે અધવચમાં જ એવો રોકાઇ જતો કે છેવટસુધી પહોંચી શકતો નહિ.

સર્વત્ર સુખ માટેનો તરફડાટ ચાલી રહેલો તેણે જોયો હતો, પરંતુ સુખની સમાન વ્યાખ્યા તેણે કોઈ સ્થળે જોઈ નહોતી. પોતે, સુશીલ, જગતપ્રસાદ, પ્રમોદ, પદ્મા, કામંદકી, કીર્તિદા, પુલીના, હરિલાલ ડેપ્યુટી, સોમચંદ શેઠ, યમુના, સુંદર, નગીનલાલ નાણાવટી, સરિતા, સતીશચંદ્ર વકીલ, સુભદ્રા, ચંદ્રા એ બધાંની લગ્નસુખની ગણત્રીઓમાં પુષ્કળ વિવિધતા હતી. કોઈ કોઈ ગણત્રીમાં નાના ભેદો હતા તો કોઈમાં મોટા ભેદો હતા. યુવક અને યુવતીના જીવનનું જોડાણ એ જ બધાંયને મન લગ્નનું બાહ્ય સ્વરૂપ હતું અને એટલી સમાનતા હોવા છતાં તે લગ્નની

પાછળની સુખની ભાવનામાં બહુ વિવિધતા હતી. દરેકનાં આંતર બાહ્ય વાતાવરણો જુદાં જુદાં હતાં, દરેકના માનસિક વ્યાપારો જુદા જુદા હતા, દરેકની તોલનશક્તિમાં ન્યૂનાધિક્તા હતી, અને એ બધી વિવિધતા સુખની ભાવનાને ઘડતી હતી, એટલે તેમ પણ વિવિધતા આવે જ. આટલી બધી વિવિધતાઓની વચ્ચે પરિપૂર્ણ સમાનતા શોધી કાઢવી કેવી રીતે? અને એવી સમાનતાનો નિર્ણય થયા પછી જ લગ્ન કરવાનું વ્રત કોઈ લે તો એ વ્રત પરિપૂર્ણ થાય ખરું?

કિરીટને એ પ્રશ્ને આગળ વિચાર કરતો રોકયો. એક વાર તેને એમ લાગ્યું કે કીર્તિદા અને પોતે લગ્નસુખની ગણત્રીમાં સમાનતાની છેલ્લી મર્યાદા સુધી પહોંચી ગયાં હતાં, છતાં છેલ્લી ઘડીએ એ ગણત્રીમાં ભેદ પડ્યો. તત્ક્ષણ પ્રમોદ અને પુલીના તેની દૃષ્ટિ સામે આવીને ઊભાં રહ્યાં. વર્ષો સુધી પરિચય અને પ્રેમ કેળવીને પરિપૂર્ણ સમાનતા હોવાની ખાત્રી કરીને અને લગ્નસુખના સંપૂર્ણ ભાનપૂર્વક જ તેમણે લગ્ન કર્યું હતું. તેઓ પોતાની ધારણામાં જેવાં પાર પડયાં, તેવાં બધાં દંપતીઓ જોડાઇને પાર પડે તો કેવું સારું? અલબત્ત, પુષ્કળ વિવિધતામાંથી સંપૂર્ણ સમાનતા જન્મવી બહુ મુશ્કેલ છે, તે માટે કદાચ અનેક યુગો પણ જોઇએ, છતાં એવી સમાન સુખભાવના અશકય નથી એમ કિરીટને લાગ્યું. પ્રમોદને એક લગ્ન છોડીને બીજું લગ્ન કરવું પડ્યું, લગ્ન છોડવામાં તેણે અન્યાય અને ક્રૂરતાનો આશ્રય લીધો, એ બધો તેનો વાંક કિરીટને મન ઓછો ઘૃણાપાત્ર નહોતો. પરંતુ પોતાના લગ્નસુખની ગણત્રીએ તેણે કરેલું પુલીના સાથેનું લગ્ન અનુચિત હતું એમ તો કિરીટની ન્યાયવૃત્તિ માની શકી નહિ. પ્રમોદે પહેલાં એક સ્ત્રી સાથે લગ્ન કર્યું, પછી તેને છોડવાને ફાંફાં મારવા પડયાં, એક એવો અકસ્માત થયો કે જેથી પ્રમોદને

લગ્નમાંથી છૂટવાની સરળતા મળી ગઈ અને બીજું લગ્ન કરવાનો માર્ગ મોકળો થયો, એવું બધું કિરીટને ગમે તેવું નહોતું. પહેલેથી જ એવું લગ્ન કરવું જોઇએ કે જ્યાં વિષમતા જન્મે જ નહિ, અને તેવા લગ્ન માટે વર્ષોસુધી રાહ જોવી પડે તોપણ શું ?

અજમેરથી છૂટેલી રેલ્વે ટ્રેન આગળ દોડય જતી હતી. કિરીટ પોતાના વિચારમાં લીન બની એક ખૂણે બેઠો હતો. થોડો વખત વડોદરા છોડીને બહાર ફરી આવવાને તે નીકળ્યો હતો. તેના મન ઉપર ઉપરાછાપરી જે ભાર આવી પડ્યો હતો, તેમાંથી હવે જ તેને મુક્તિ મળી હતી. યમુનાને વડોદરે પાછી બોલાવવી અને પોતે ઘેર રહેવું એ પણ પોતા પરનો એક ભાર હતો એમ તેને લાગ્યું હતું. ભાભી આવે અને પાછાં તે પોતાના લગ્નની જ વાતો કર્યા કરે, એ બધામાંથી કેટલોક વખત છૂટા રહેવાના મનોભાવથી કિરીટે થોડા પ્રવાસમાં નીકળી પડવાનું જ યોગ્ય માન્યું હતું; તેથી તેણે વીરમગામ પત્ર લખીને યમુનાને બોલાવી લેવાની સુશીલની સૂચનાનો અમલ કર્યો નહોતો.

ગાડી એક નાના સ્ટેશન પર થોભી અને ડબામાં ટિકેટ ઈન્સ્પેટકરે પ્રવેશ કર્યો. 'ટિકેટ, ટિકેટ'નો ઉદ્‌ગાર તેના મુખમાંથી નીકળતાં ઊતારુઓ ટિકેટો કાઢી બતાવવાને સજ્જ થયાં. ગાડી આગળ ચાલવા લાગી અને ટિકેટ ઈન્સ્પેકટર સામે છેડેથી ટિકેટો તપાસતો કિરીટવાળા ભાગ તરફ આગળ વધતો હતો.

કિરીટની બાજુમાં એક મોટું મારવાડી કુટુંબ બેઠું હતું. તેની ટિકેટો જોવા માંગતાં ચાલીસેક વર્ષની વયના પુરુષે ઇન્સ્પેકટરના હાથમાં સાત ટિકેટો મૂકી. ઈન્સ્પેકટરે માણસો ગણીને કહ્યું: "અર્ધી ટિકેટ ઓછી છે."

"ઓછી કેમ છે ? બરાબર છે !" પેલા ઊતારુએ કહ્યું: "એ પાંચ લુગાઈ, એક હું, એક નોકર, અને એક આ છોકરો. ગણી

જુઓ બરાબર."

"ગણીને જ હું કહું છું. સાત તમે અને આ છોકરાની અર્ધી ટિકેટ."

"નહિ, નહિ, એ લુગાઇ બાર વર્ષની છે, તેની અર્ધી ટિકેટ લીધી છે; એટલે સાત જ થાય."

"બાર વર્ષની લુગાઈ!"

"હાં, હાં, બાર વર્ષની છે; ઊભી થા રે તું!" પુરુષે હુકમ કર્યો અને ઘુમટાદાર પાંચ સ્ત્રીઓની વચ્ચેથી એક બાઈ ઊભી થઈ. તેણે પણ ઘુમટો ખેંચેલો હતો, અને ઉંચાઈ ઉપરથી કાંઈ ઉંમરનુ માપ નીકળી શકે તેમ નહોતું.

ઇન્સ્પેકટરે વાંધો લીધો: "એને બાર વર્ષ હોય જ નહિ."

"મારી લુગાઇને કેટલાં વર્ષ થયાં તે હું જાણું કે તમે જાણો? અરે મારા સાહેબ, એને પૂછો તો એ પણ બાર જ કહેશે."

ઇન્સ્પેકટરને હવે થોડી મજાક કરવાનું મન થયું એટલે તેણે કહ્યું: "પણ તમે આવડા મોટા થઇને બાર વર્ષની છોકારીને પરણો એ માની શકાય જ કેમ?"

"તમે માનો નહિ તો હું શું કરું? જુઓ, પેલી લીલી ઓઢણીવાળી મારી પહેલી ઓરત છે, તેને જ પૂછી જુઓ."

"ત્યારે તમે બે પરણ્યા છો, શેઠ?"

"જી હા."

"એવું શામાટે કર્યું?"

"મારો વિચાર તો બહુ નહોતો, પણ જૂનીએ બહુ આગ્રહ કર્યો એટલે બીજી કરી. જુનીને ત્રણ છોકરીઓ થઈ, એકને પરણાવી છે અને બે મરી ગઈ."

શેઠનો કહેવાનો આશય એ હતો કે જુનીથી પુત્ર થવાની આશા તેમણે છોડી હતી એટલે પુત્ર માટે તેમણે બીજી ઓરત

કરી હતી, અને તે માટે પોતાની ઇચ્છા કરતાં પહેલી સ્ત્રીની ઇચ્છા વધુ જવાબદાર હતી.

ઇન્સપેક્ટર હસ્યો અને બોલ્યોઃ "તમે પહેલી સ્ત્રીની ઇચ્છાને માન આપ્યું તે તો ઠીક, પણ બીજી સ્ત્રીની ઇચ્છા પૂછેલી ખરી ?"

શેઠ કંઈ જવાબ આપી શક્યા નહિ એટલે ઇન્સ્પેકટર અને બીજા કેટલાક ઊતારુઓ હસી પડયા. કિરીટને તેથી હસવું આવ્યું નહિ, પણ માત્ર મૂગો તુચ્છકાર દાખવીને તેણે આડું જોયું. ઇન્સ્પેકટર હસતો હસતો ચાલ્યો ગયો.

થોડી વારસુધી ઊતારુઓમાં આવાં લગ્નો વિષે વાતો ચાલી. એક બાઇએ કહ્યું: "લગ્નમાં દીકરીની ઇચ્છા કોઈ પૂછે છે જ કોણ, બાઈ? મારી દીકરીને મારે પરણાવવી નહોતી, તોય મારી પડોશમાં રહેતો એક લુચ્ચો માણસ તેને ઉપાડી ગયો અને પરણી ગયો. હવે શું થાય ?"

"ઠગીને પરણી ગયો કે તમારી દીકરીની ઇચ્છા હતી ?" કિરીટે પ્રશ્ન કર્યો.

"દીકરીની ઇચ્છા નહોતી. તે રડતી રહી અને તેણે લગ્ન કરી લીધું. પછી મેં કોરટમાં ફરીયાદ કરી, તો કોરટે છોકરીને ઉપાડી જવા માટે એને વરસ દહાડાની કેદમાં પૂર્યો પણ લગન ફોક ન કર્યું. કાયદો ય એવો કપરો છે."

"પણ તે કેદમાંથી છૂટે ત્યારે તમે લગ્ન ફોક કરાવી શકશો. હવે એવો કાયદો થવાનો છે."

"કાયદો તો થાય ત્યારે ખરો, પણ વકીલ કહે છે કે એમ પણ લગન ફોક નહિ થાય. છોકરીને મારે–ઝૂડે કે એવું કાંઇ કારણ હોય તો કાંઇક થાય, પણ એમ તો છોકરીને એ સારી રીતે રાખે તેવો છે, પછી ફરિયાદે કેવી રીતે થાય ?"

કિરીટને એ કાયદાએ વિચારમાં પાડી દીધો. છોકરીનું

અપહરણ કરીને લગ્ન કરે, અપહરણ માટે સજા થાય, લગ્ન રદ ન થાય, અને અનિચ્છાએ છોકરીને પતિગૃહે રહેવું પડે, છૂટા થવાનુંય કાંઈ કારણ ન મળી શકે, તો પછી કરવું શું ? સંપૂર્ણ વિષમતામાંથી સામાનતા પ્રાપ્ત કરવી કઈ રીતે ?

કિરીટે પૂછ્યું: "ત્યારે માજી! તમે હવે શું કરશો?"

"હવે શું થાય ? છોકરીને એ સારી રીતે રાખે તેવો છે, એટલે જતે દહાડે છોકરીનું મન માનશે એવી આશા ઉપર હું તો બેઠી છું, ભાઈ !"

"છોકરીનું મન માનશે, એમ તમે માનો છો ખરાં ?"

"હા, માનું છું. સાથે રહેવા માંડે એટલે ધીરે ધીરે મન મળે. ઘણીય વાર એવું બને છે. એવું આનું બને તો છોકરીને નિરાંત થાય. નહિતો બિચારીનો ભવ બળ્યો."

સંસારના કાયડાઓની વિવિધતા અને વર-વધૂની વિષમતા કિરીટની દૃષ્ટિ સમક્ષ હજી વધુ ને વધુ વિસ્તાર પામતી જતી હતી. એ બધી વિવિધતા અને વિષમતાની વચ્ચે સમાનતા નીપજાવવાનું કાર્ય કેટલું દુષ્કર છે, તેનો વધુ ખ્યાલ કિરીટને આવતો જતો હતો.

કેટલીક વારે જયપુરનું સ્ટેશન આવ્યું. કિરીટને ત્યાં જ ઊતરવું હતું, એટલે તે પોતાનો સામાન ઊતરાવીને બહાર નીકળતો હતો. બીજા પ્લેટફૉર્મ પર સામેની ગાડી પણ આવી હતી અને તેનાય ઊતારુઓ બહાર નીકળવા ધસી રહ્યા હતા, એટલે ગિર્દી વધી હતી.

ગિર્દી જરા શમે તેની રાહ જોતો તે ઊભો રહ્યો અને પોર્ટરને પણ તેણે થોડી વાર થોભવા કહ્યું. એટલામાં સામેથી તેણે બૂમ સાંભળી: "કિરીટ !"

કિરીટે નજર ફેરવી તો પ્રમોદ અને પુલીનાને જોયાં !

બેઉ સેકંડ ક્લાસના દરવાજા તરફ જતાં હતાં, એટલામાં પ્રમોદની નજર તેની ઉપર પડી હતી અને તેણે બૂમ મારી હતી.

પ્રમોદ ઉતાવળો ઉતાવળો કિરીટની તરફ આવ્યો અને કિરીટ પણ તેની તરફ થોડાં ડગલાં આગળ વધ્યો.

"તું અહીં ક્યાંથી ?" પ્રમોદે પૂછ્યું.

"સહેજ, જયપુર જોવાની જરા ઇચ્છા હતી."

"ત્યારે ચાલ, અમો પણ વળતાં જયપુર જોવા ઊતર્યાં છીએ." એમ કહેતો પ્રમોદ તેનું બાવડું પકડીને પોતાની સાથે લઈ ચાલ્યો.



## પ્રકરણ ૫૩

## જયપુરની ધર્મશાળા

પ્રમોદ અને પુલીના લગ્ન કરીને મધુરજની માણવા પ્રવાસે ઉપડી ગયાં છે, એ તો કિરીટ જાણતો હતો, એટલે તેને અને પુલીનાને સાથે જોઈને કિરીટને કાંઈ આશ્ચર્ય થયું નહિ. પુલીનાએ તેને નમસ્કાર કર્યા એટલે તેણે પણ સામા નમસ્કાર કર્યા તે વખતે કિરીટે જોયું કે પુલીનાના વદન ઉપર પહેલાંની લાલીને બદલે કાંઈક પાંડુતા હતી.

"પુલીના ! કિરીટને તું ઓળખે છે તો ખરીને ?" પ્રમોદે પૂછ્યું.

"હા, હા, ઓળખું છું. તે એક વાર તમારા મહેમાન થયા હતા, પછી કેમ ન ઓળખું ?"

"અને મારે ને તારે તેનો ખૂબ ઠપકો સાંભળવાનો છે, તેનો તને ખ્યાલ નહિ હોય !" પ્રમોદ મજાકમાં હસીને બોલ્યો.

"કશી ફિકર નહિ..."

"અને ઠપકો સાંભળવા તો હું તેને સાથે ખેંચી જઉં છું."

"તો એ ઠપકો પણ મીઠો જ હશે."

અને પ્રમોદ ખડખડાટ હસી પડ્યો.

કિરીટ ગંભીર વદને બોલ્યોઃ "તું મોટો છે, હું નાનો છું, તને હું કયા હિસાબે ઠપકો આપી શકું ? મારી દૃષ્ટિ મુજબ

જેઓ ન વર્તે તેઓ બધાંને હું ઠપકો આપતો ફરું છું એમ શું તું માને છે?"

"નહિ, નહિ, કિરીટ! એમ માઠું ન લગાડીશ. હું તો સહજ મજાક કરું છું. ચાલો હવે, આપણો સામાન બહાર ગયો."

બધાં સ્ટેશન બહાર નીકળ્યાં. કિરીટના જોવામાં આવ્યું કે પ્રવાસમાં બે નહિ પણ ત્રણ જણ હતાં. એક દાસી જેવી દેખાતી છોકરી પણ હતી, તે બધા સામાનને એક ભાડાની ટેક્સીમાં ગોઠવતી હતી. કિરીટનો સામાન પણ તેમાં જ ગોઠવાયો. પછી ચારે અંદર બેઠાં.

જયપુર એક સોહામણું શહેર છે. તે જોવા માટે હિંદના અને હિંદની બહારના અનેક મુસાફરો આવતા જ હોય છે. ભાડૂતી ગાડી અને ટેક્સીવાળાએ આવા મુસાફરોને ક્યાં ઊતારવા અને શું શું બતાવવું તે જાણતા હોય છે; એટલે પ્રમોદની એક સૂચનાની સાથે જ ટેક્સીવાળાઓ બધાંને એક સરસ સગવડવાળી ધર્મશાળામાં લઈ જઈને ઊતાર્યાં.

પૈસા ખર્ચનારને માટે અહીં કોઈ સગવડની ખામી રહેતી નહિ. આવા મુસાફરો મોટા મનના હોય છે તે જાણનારાઓ બધી જાતની સગવડ સામે ધરે છે, ચારગણા દામ પડાવે છે, અને જેઓને દામ કરતાં સુખસગવડની જ વધારે તમન્ના હોય છે, તેઓ થોડા દિવસ પણ પોતાના ઘરના જેવી જ સુખ-સગવડોની વચ્ચે રહી શકે છે. આ પ્રવાસીમંડળ માટે પણ જોતજોતાંમાં એવી સગવડ થઈ ગઈ.

બે ઓરડા તેમને મળ્યા, સામાન ગોઠવાઈ ગયો, શેતરંજીઓ પથરાઈ ગઈ, સ્નાન માટેની વરધી મળી, નાસ્તો આવ્યો, પાણી આવ્યું અને સાંજને માટે તાજી રસોઇની પણ તૈયારી થઈ ગઈ.

કિરીટે પૂછ્યું: "આ છોકરીને રસોઈયણ તરીકે સાથે

લીધી છે ? આપણી બાજુની તો નથી લાગતી."

"નહિ, નહિ." પ્રમોદે ખુલાસો કર્યો: "છે તો બ્રાહ્મણની છોકરી, પણ એને અમે કલકત્તેથી સાથે લીધી છે. બંગાળી છે. ભૂખે મરતી હતી અને તેના બાપે અમને બહુ આજીજી કરી એટલે દાસી તરીકે પ્રવાસ દરમ્યાન સાથે રાખી છે. પુલીનાને પણ લાગ્યું કે સાથે એકાદ નોકર હોય તો ઠીક, એટલે પછી રાખી લીધી. મુંબઈ જઈને પછી તેના બાપ પાસે મોકલી આપીશું."

સોળેક વર્ષની એની વય હતી. બદામાકૃતિનાં મોટાં ચક્ષુઓ અને ગોળ મ્હોં કહી રહ્યાં હતાં કે તે ખરેખર બંગાળી છે. તે બહુ ઓછું બોલતી અને બોલવામાં હિંદી ભાષામાં બંગાળી પ્રયત્ન ઊતર્યા વિના રહેતો નહિ. પણ કામમાં તે ખૂબ જ કુશળતા અને તત્પરતા દાખવતી. પ્રમોદ પુલીનાને વગરમાંગ્યે જે જોઈએ તે લાવી આપવામાં જ તેનું બધું ધ્યાન રોકાઈ રહેતું હોય એવું કિરીટે અત્યારસુધીમાં અનેક વાર જોયું હતું. આવી જુવાન છોકરીને પરદેશમાં અજાણ્યા પ્રવાસીઓની નોકરી કરવા મોકલનાર પિતા કેટલો દુઃખી અને ગરીબ હશે તેની કલ્પના સહજ કરી શકાતી હતી. કિરીટે એ ગરીબાઈ ઉપર છૂપો નિઃશ્વાસ નાંખતાં કહ્યું: "પરણેલી નથી લાગતી."

"નહિ, નહિ, વિધવા છે, બાળવિધવા છે. પણ આપણા રિવાજ મુજબ બંગાળામાં એવી વિધવાઓને સાસરામાં ભાગ્યે જ કોઈ પોષે છે એટલે તેમને બાપને ઘેર રહેવું પડે છે અને બાપ ગરીબ હોય તો જાતે પરાયાં કામ કરીને નિર્વાહ કરવો પડે છે." વાતને પલટાવતાં પ્રમોદે પૂછ્યું: "હવે મને કહે, પદ્મા ક્યાં છે ?"

આ પ્રશ્ન સાંભળતાં જ કિરીટના વદન પર લોહી ધસી આવ્યું. થોડી ક્ષણોસુધી તેણે જવાબ ન આપ્યો. દરમ્યાનમાં પ્રમોદ જોઈ રહ્યો કે કિરીટમાં રોષ જાગતો હતો. ખૂબ ગંભીરતાથી

કિરીટે સામો પ્રશ્ન કર્યો: "તને એ પૂછવાની શી જરૂર પડ

"જરૂર તો હવે કશી જ રહી નથી, પણ સહેજ જા
ઇચ્છા થઈ તેટલા માટે પૂછું છું."

"તો એ તને જાણવાનો અધિકાર જ નથી, અને
કશું કહેવાનો નથી. તારે તો એમ જ માની લેવું કે તે મર
છે; મરણ પામેલાના સમાચાર કાંઈ આપણે જાણવા ઇચ્છતા

"અને તેં પદ્માને કહ્યું હશે કે પ્રમોદ મરી ગયો એ
માની લેવું."

"તેં જેને સંપૂર્ણ વિધવા બનાવી છે, તેને
કશું કહેવાની મારે માટે જરૂર જ ક્યાં રહી હતી?"

"એ વાત તને ન ગમતી હોય, તો છોડી દઇએ,
તારી પોતાની વાત કરીએ. તેં કોઈ કન્યા પસંદ કરી કે ન

"એ પણ જાણવાની તને શી જરૂર પડી?"

"કેમ, તારાં સુખદુઃખ જાણવાનો પણ મારો અધિકાર ન

"ના. આપણે ભાઇઓ છીએ, દુશ્મનો નથી, પણ
બીજાનાં સુખદુઃખ જાણવાનો અધિકાર આપણે હવે
જોઇએ છે."

પ્રમોદ હસીને બોલ્યો: "બસ, આપણે શું એટલા બધ
જઈ બેઠા છીએ? નહિ, નહિ, કિરીટ! મેં એક આવું
કર્યું, તેટલા ખાતર હું સગાંઓથી પણ છૂટીને દૂર જઈ
છું એવું માનવાની કશી જરૂર નથી. ન્યાત-જાતની મને
નથી, પણ સગાં-આપ્તજનોનો સ્નેહ-સંબંધ છૂટી જતો
તુ કેમ આવો કઠોર અને ઉદાસીન જેવો બની ગયો છે?"

"કેમ, આજે શો પ્રોગ્રામ ઠરાવ્યો છે?" એમ
સુશીલા સ્નાન કરીને અંદર આવી એટલે વાતચીત અટકી.

"આજે તો પહેલાં વેધશાળા જોઈ આવીએ; મોડેથી

આવશે, અને શહેરનાં મકાનો વગેરે રસ્તા પરથી જોવાશે." પ્રમોદે કહ્યું.

"તમારે કોઇને નહાવું નથી ?" પુલીનાએ પૂછ્યું.

"ના, આજે તો ચલાવીશું. મુસાફરીમાં તો એમ ચાલે. તારે નહાવું છે કિરીટ ?"

"હા, સગવડ હોય તો નાહી લઉં, નહિતો ચાલશે." કિરીટ કહ્યું.

"અરે અરુણા !" પુલીનાએ બૂમ મારી.

"આવી જી !" કરતી ક્ષણાર્ધમાં બીજા ઓરડામાંથી અરુણા આવી. તેણે સાદી કાળી કિનારવાળી સફેદ સાડી બંગાળી ઢબે પહેરી હતી. પુલીનાની ભીની સાડી હજી તેના હાથમાં હતી. તે કયાં સુકવવી તેની તે તપાસ કરતી હતી, એટલામાં પુલીનાએ હાક મારી હતી.

પુલીનાએ તેને ફરમાવ્યું: "જા, કિરીટભાઇનું ધોતીઉં ટુવાલ લઈ જા, અને તેમને નહાવાની જગ્યા બતાવ. પાણી લાવી આપજે અને સાબુ કાઢી આપજે."

"વારુ જી." કહી ભીની સાડીને ખુંટી પર ભેરવી તે ચાલી.

કિરીટ તેની પાછળ પાછળ ગયો. નહાવાની એક સાંકડી ઓરડી હતી અને તેમાં ખાલી બાલદી હતી. ધર્મશાળામાં કૂવો હતો તેમાંથી ઘડે ઘડે સીંચીને પાણી લાવવાનું હતું. અરુણા એક પછી એક ઘડો લાવતી અને બાલદી ભરતી.

"અરુણા ! તું બ્રાહ્મણની દીકરી છે, કેમ ?" કરીટે પૂછ્યું.

"જી હા."

"પ્રમોદભાઈ શો પગાર આપે છે ?"

"પંદર રૂપિયા આપે છે." અરુણાના વદન ઉપર ઉત્સાહની સહેજ ચમક આવી. પંદર રૂપિયા તેને માટે કેવડી મોટી રકમ

હતી તેનો તે ઉપરથી કિરીટને ખ્યાલ આવ્યો.

"તને નોકરીમાં રહ્યે કેટલો વખત થયો ?"

"દોઢ માસ થઈ ગયો. એક પંદર રૂપિઆના મનીઓ
પહોંચ પણ મારા બાબા તરફથી આવી ગઈ."

પોતે કમાઇને ગરીબ પિતાને મદદ કરતી હતી તે મ
ઉમંગ તેના વદન પર છવાયો. એ ઉત્સાહ અને ઉમંગ
ચંપકવર્ણા વદન પરની રેખાઓ ઉપરથી જ જોઈ લેવાનો
એના જવાબમાંથી એનો રણકાર સાંભળવાનો ન હતો;
ઓઠ કે આંખમાં તેનો સ્મિતરૂપ પ્રતિધ્વનિ પણ જોવા
તેમ નહોતું.

"ત્યારે તું હવે મુંબઈમાં પણ પ્રમોદભાઈને ત્યાં
તરીકે રહેવાની ને ?"

"એ તો શી ખબર ! મુંબઈ પહોંચતાંસુધી તો
રાખવાની હા કહી છે."

"પણ પછી રાખે તો રહીશ ને ?"

"હા, રહીશ. મારે તો પગારનું કામ–મારા બાબા બિ
બહુ દુઃખી છે.. હવે વધુ પાણી જોઇશે ?"

"નહિ, નહિ, આટલું બસ છે." એમ કહી કિરીટ
બેસી ગયો અને અરુણા ચાલી ગઈ.

તે નાહીને નીકળ્યો કે તુરત અરુણા પાછી આવી.
પાણી લાવી ધોતિયું–ટુવાલ બોળી નાંખ્યાં અને તે સ
લઈ ચાલી.



## પ્રકરણ ૫૪

## આગ સાથેનો ખેલ

ભોજન પછી પ્રમોદ, કિરીટ, પુલીના અને અરુણા ટૅક્સીમાં બેસી જયપુર શહેર જોવા નીકળ્યાં. જોવાનો રસ જેટલો પુલીનાને હતો, તેટલો કિરીટને હતો, બાકી પ્રમોદ તો માત્ર સહેલ કરવા જ નીકળ્યો હતો. પુલીના ટૅક્સીમાં બેઠી બેઠી ઊંચાં ઊંચાં સફેદ મકાનો જોતી, તે ઉપરથી પસાર થતા મેઘખંડો જોતી અને 'મેઘદૂત'ના યક્ષની દૃષ્ટિએ એ દૃશ્યો જોઇને અનેરો રસ માણતી. કિરીટ નગરરચના, શ્રેણીબદ્ધ મકાનો અને બાગ–બગીચાઓ ભણી દૃષ્ટિપાત કરતાં જાણે કોઇ મધ્યયુગના શહેરમાં પોતે ફરતો હોય એવી કલ્પના કરતો. પ્રમોદ કેવળ ખુશનુમા હવા માણતો ટૅક્સીમાં દોડતો હતો અને "ઉતરો, હવે વેધશાળા આવી" એવા ટૅક્સી ડ્રાઇવરના સૂચનની રાહ જોતો બધાં દૃશ્યોને ભૂલી જઈ રહ્યો હતો. અરુણા આંખોથી ગમે તે જોતી હોય, પણ ટૅક્સીમાંથી ઊતરતી વખતે પુલીનાની બૅગ અને શાલ ભૂલી ન જવાય માટે પાસામાં દબાવીને બેઠી હતી અને વારંવાર તે સંભાળ્યા કરતી હતી.

વેધશાળા જોવામાં રસ પણ કિરીટ અને પુલીનાએ જ લીધો. પ્રમોદને તેમાં કાંઈ રસ નહોતો. અરુણા તેમાં કાંઈ સમજે તેમ નહોતું. વેધશાળા જોઇ નગરનાં પરાંઓમાં ફરીને તેઓ સાંજે

ધર્મશાળામાં પાછાં ફર્યાં, ત્યારે ખરું કામ તો અરુણાને શિરે જ હતું. બાકીનાં બધાંને વાણીવિલાસ સિવાય બીજું કશું કામ નહોતું; એટલે તુરત એક ખંડમાં અરુણાએ સ્ટવ સળગાવી રસોઈ કરવા માંડી.

પુલીના અને કિરીટ જયપુરની નગરરચના, મકાનો, માર્ગો અને બાગ–બગીચાની વાતોએ વળગ્યાં અને પ્રમોદ કોઈ વાર તેમાં ભળતો–ન ભળતો હાથમાં લાકડી રમાડતો આમતેમ ફરવા લાગ્યો.

"તમે જોયું પુલીના ? જયપુરમાં મને ત્રણે યુગની સ્થાપત્ય-કલાઓનું મિશ્રણ લાગ્યું: મોગલ કાળની, રાજપૂત કાળની અને અંગ્રેજી કાળની. જો એ મિશ્રણ ન થયું હોત તો પ્રત્યેક યુગની સ્થાપત્યકલા જુદે જુદે સ્થળે જુદી જુદી વિકસીને અદ્યતન સ્થિતિએ પહોંચેલી આપણને દેશમાં જોવા મળત. પરન્તુ આજે તો જ્યાં ને ત્યાં બધી કલાઓનું મિશ્રણ જ થયાં કરે છે."

પ્રમોદે કહ્યું: "નગરરચનાની અંદર પણ રાજકીય ઇતિહાસ વાંચી શકાય છે. દરેક રાજકારણ એ અસર મૂકી જાય છે."

પુલીના બોલી: "શિલ્પ–સ્થાપત્યની બધી અસરોનું મિશ્રણ થાય કે ન થાય, પરન્તુ પ્રત્યેક દેશની કલામાં જો સૌંદર્ય રહેલું જ હોય છે, અને એવી કલાઓના મિશ્રણથી વિવિધતા આવે છે, તો તે મિશ્રણમાં પણ સૌંદર્ય જ રહેલું નથી હોતું ?"

"વિવિધતામાં તમે સૌંદર્ય જુઓ એ એક વાત છે, અને પ્રત્યેક દેશની કલાનું વ્યક્તિત્વ પૂરેપૂરું વિકસે ત્યારે તેનું જે સૌંદર્ય નીપજે એ જુદી જ વાત છે. બેઉ પ્રકારોમાં સૌંદર્ય જોનારી દૃષ્ટિઓ જુદી જુદી હોય છે."

"આપણા દેશના શિલ્પમાં આપણે સૌંદર્ય જોઈએ, મુસલમાનો પોતાના શિલ્પમાં સૌંદર્ય જુએ, અંગ્રેજો પોતાના શિલ્પમાં સૌંદય જુએ, એ તો પૂર્વગ્રહદૂષિત દૃષ્ટિ કહેવાય. દરેક શિલ્પનિ-

ર્માતાની દૃષ્ટિમાં જે સૌંદર્યની ભાવના અંતર્ભૂત હોય છે, તેની કદર કરવી જોઈએ." પુલીનાએ દલીલ કરી.

કિરીટ બોલ્યો: "એ તો કોણ કહી શકે છે કે દરેક દેશના શિલ્પ-સ્થાપત્યના વિકાસ પાછળ કેવળ સૌંદર્યભાવના જ હશે. પહેલાં સૌ પોતપોતાના દેશનાં હવાપાણીને માટે અનુકૂળ અને જરૂરીઆત પૂરતાં શિલ્પ-સ્થાપત્ય યોજે છે અને તેમાં પછી તેઓ પોતાની સૌંદર્યભાવના કેળવે છે. ધીરે ધીરે એ સૌંદર્યમાં વ્યક્તિત્વ આવતું હશે તેથી તે અમુક દેશનું વિશિષ્ટ શિલ્પ-સ્થાપત્ય કહેવાતું હશે. એવી જ રીતે આપણા દેશનું શિલ્પ-સ્થાપત્ય પણ ચોક્કસ વ્યક્તિત્વવાળું જ હોવું જોઇએ."

આમ શિલ્પ-સ્થાપત્યની ચર્ચામાં કિરીટ અને પુલીના ગુંથાયાં હતાં, ત્યારે પ્રમોદ ઓરડામાં આમથી તેમ ફરતો બહાર નીકળીને અરુણા પાસે પહોંચી ગયો હતો. તેને એવી વાતોમાં રસ પડતો નહિ. અરુણા પૂરીઓ તળતી હતી. તેના મ્હોં પરથી સ્ટવના તાપથી પરસેવાના રેલા ઊતરી રહ્યા હતા.

"અરુણા ! તું રડે છે કે શું ?"

"નહિ બાબુજી !"

"ત્યારે મ્હોં પર આ આંસુના રેલા શા ?"

પરસેવાના રેલાને આંસુના રેલા માનનાર પ્રમોદની સામે જોઈને તે વખતે અરુણાએ સ્મિત કર્યું હોત, અને એ સ્મિતની આશાએ જ પ્રમોદે ટોળ કરી હતી, પરન્તુ અરુણાના વદન પર સ્મિતની રેખા પણ દેખાઈ નહિ. તેણે માત્ર સરળ જવાબ આપ્યો: "એ તો પરસેવાના રેલા છે, આંસુના નથી."

અરુણાના જીવનમાં ઉલ્લાસને સ્થાન જ નહોતું રહ્યું. જ્યારે તે જીવનને કાંઈક સમજતી થઈ હતી ત્યારે તે વિધવા થઈ હતી અને ત્યારથી તે કેવળ કચડાયલી દશામાં જ મોટી

થઈ હતી. તેને પંદર રૂપિયાના પગારની નોકરી મળી તે જ વખતે તેને માત્ર અંતરમાં ઉલ્લાસ વ્યાપ્યો હતો, પરન્તુ થોડા દિવસ પછી એ ઉલ્લાસ પણ નાસી ગયો હતો. તેણે જોયું હતું કે પોતાની નોકરી માત્ર રસોઈ કરવાની કે કહ્યું કામ કરવાની નહોતી પણ પ્રમોદનાં અડપલાં મૂગે મ્હોંએ વેઠી લેવા માટેની પણ હતી!

અરુણાને પ્રમોદનું વર્તન કે ટોળ કે તેની પોતા પ્રત્યેની ઉદારતા પણ ગમતાં નહિ. છતાં તે એવું ય ચલાવી લેતી. પ્રમોદ પગાર આપતો હતો અને એ પગારની અરુણાને જરૂર હતી; એ પગારના બદલામાં પ્રમોદને પોતા પાસેથી જે કાંઈ જોઇએ તે અરુણાને આપવું પડતું, પરન્તુ એ અર્પણક્રિયામાં તેણે જરાએ રસ લીધો નહોતો, જરાએ ઉલ્લાસ અનુભવ્યો નહોતો, જરાએ વિરોધ કરવાનું ધૈર્ય તે બતાવી શકી નહોતી. યાંત્રિક પણ જીવતી પૂતળીરૂપે જ તે પ્રમોદની નોકરી કર્યા કરતી હતી, અને જ્યાંસુધી પ્રમોદ પગાર આપ્યા કરે ત્યાંસુધી નોકરી કરવાને તે તત્પર પણ હતી.

અરુણા કેટલી સરલ, સુંદર અને આજ્ઞાંકિત હતી, તે પ્રમોદ જોઇ ચૂક્યો હતો. તેના એ ગુણો તેને ગમતા અને તેની પ્રત્યે તેનો પક્ષપાત બંધાયો હતો. પરંતુ એ પક્ષપાતની કદર અરુણા કેમ કરતી નહોતી, તે તેને સમજાતું નહોતું. પગાર ઉપરાંત પણ પ્રમોદ તેને ઘણી વાર બે ચાર રૂપિયા આપી દેતો—અલબત્ત, પુલીનાથી છૂપી રીતે જ. અરુણા તે લેતી, પરન્તુ તે વખતે પણ પ્રમોદે તેના વદન પર આનંદ કે સંતોષની એક રેખા પણ જોઇ નહોતી. અરુણાનું ભાવહીન પણ સુંદર વદન જોઇને પ્રમોદ ઘણી વાર વિચારમાં પડી જતો. તેને એમ પણ લાગતું કે બચપણથી જ દુઃખમાં ઉછરી હોવાથી તેની

આનંદની વૃત્તિ જ મરી ગઈ છે, પરન્તુ વખત જતાં એ વૃત્તિ ખીલ્યા વિના નહિ રહે.

તળાતી પૂરીઓને ફેરવતાં પૂરીઓ તરફ તાકી રહેલી અરુણાની દૃષ્ટિ તેણે જોઈ. એની ઢળેલી આંખો પ્રસ્વેદના રેલા અને બિંદુઓથી ઘેરાયલી હોવા છતાં પ્રમોદને સુંદર લાગી. તેણે પાછળ જઈને નીચા નમી, તેની આંખ પર ચુંબન લીધું...

"પ્રમોદ!" તત્કાળ કિરીટે બારણામાં દાખલ થતાં સંબોધન કર્યું, અને તે સ્થિર થઇ ગયો.

"અરુણાને ગુજરાતી પદ્ધતિએ પૂરીઓ તળતાં શીખવે છે કે શું?" કિરીટે જે દૃશ્ય જોયું હતું તે તરફના તુચ્છકારને બદલે કટાક્ષ જ કર્યો.

પ્રમોદ હસી પડ્યો. તેણે વાતને બીજી જ રીતે ઉડાવવા માટે ખૂબ હાસ્ય કર્યું અને પછી કહ્યું: "પ્રમોદ! બંગાળી બ્રાહ્મણો કિરીટ કેવા ચોખલિયા હોય છે તે મેં કલકત્તામાં જોયું છે. કાચી કે પાકી રસોઈ કરતાં કરતાં કોઇને અડકે નહિ, પરન્તુ અરુણાને તો મેં ગુજરાતી રસોઇયણ આજે બનાવી દીધી છે!"

"એટલે?"

"એટલે બંગાળી બ્રાહ્મણની દૃષ્ટિએ અરુણાને અડકીને મેં બધી રસોઈ અભડાવી દીધી છે. હવે જોઇએ છીએ કે અરુણા આ રસોઇમાંથી કાંઈ ખાય છે કે નહિ!"

"પણ અરુણાને ઉપવાસી રહેવું પડે તેવું તેં શામાટે કર્યું?

"પણ કોણે કહ્યું કે તે ઉપવાસી રહેશે? કેમ અરુણા! આજે તું આ રસોઈમાંથી ખાઇશ કે?"

અરુણાએ મૂગા રહીને માથું હલાવી હકાર સૂચવ્યો અને પ્રમોદ તાળી પાડીને હસી રહ્યો.

અરુણાને ગંભીર જોઇને કિરીટ પણ ગંભીર જ રહ્યો.

પ્રમોદની ટ્રોળ કે હાસ્ય જેમ અરુણાને સ્પર્શી કરી શકયાં નહિ, તેમ કિરીટને પણ સ્પર્શ કરી શકયાં નહિ. તેણે જોયું કે ખરી વાત છુપાવવાને પ્રમોદ વિદગ્ધતા વાપરતો હતો, પણ તેની વિદગ્ધ વાણી ફિક્કી પડી જતી હતી.

કિરીટે ગંભીર રહીને જ કહ્યું: "ઠીક, પણ પુલીના તને બોલાવે છે."

"શું છે વળી ?"

"સોલ્ટની બાટલી કયાં છે એમ પૂછે છે."

"સોલ્ટની બાટલી ? ચામડાના ટ્રંકમાં જ છે. પેટમાં આંકડી આવતી હશે." એમ કહેતો પ્રમોદ તુરત પાસેના ખંડમાં આવ્યો.

પુલીના વાળેલા બિસ્તરને તકિયાની પેઠે અઢેલીને પડી હતી. તુરત પ્રમોદે સોલ્ટની બાટલી કાઢી, એક પ્યાલમાં થોડું સોલ્ટ નાંખીને ઉપર પાણી રેડ્યું, ઊભરો આવ્યો કે તુરત પ્યાલો પુલીનાની સામે ધર્યો. પુલીના તે પી ગઇ અને પાંચેક મિનિટમાં તેને ઠીક લાગ્યું.

"પેટનું કાંઇ દર્દ છે કે શું?" કિરીટે પૂછયું.

"દર્દ તો કશું નહોતું." પ્રમોદે કહ્યું: "પણ અમે દિલ્હી આવ્યાં ત્યારે તેને પહેલી વાર આંકડી આવી. પછી બે ત્રણ દિવસે એકાદ વાર દર્શન દઇ જાય છે; બહુ પજવતી નથી. સોલ્ટના ડોઝની સાથે જ બેસી જાય છે."

"તો કોઈ ડોકટરની સલાહ લેવી જોઇતી હતી."

"દિલ્હીમાં સલાહ લીધી હતી. ડોકટરે એમ કહ્યું હતું કે શરીરમાં જરા લોહી ઘટયું છે, પાચન જરા મંદ પડ્યું છે અને સહેજ અશક્તિ છે, એટલે કોઇ વાર આમ થાય, બીજું કશું ખાસ દર્દ નથી."

પુલીના બોલી: "મને બે કારણો લાગે છે. એક તો પ્રવાસનો શ્રમ અને બીજું ઠેર–ઠેરનાં હવાપાણી."

પ્રમોદ બોલ્યો: "હા, એમ જ છે. મુંબઈ પહોંચીશું અને આરામ મળશે એટલે તબિયત ઓલરાઇટ થઈ જવાની."

સાંઝ પડી ગઈ હતી. રસોઈ તૈયાર થઈ હતી એટલે સૌએ જમી લીધું. પ્રમોદ નજીકમાં થોડું ફરી આવવા ગયો, પણ કિરીટ સાથે ન ગયો. તેના ચિત્તમાં પ્રમોદનું અનિષ્ટ વર્તન તર્યા કરતું હતું; એટલું જ નહિ પણ પુલીના જેવી મનમાની પત્ની મેળવ્યા છતાં પ્રમોદ પહેલાંના જેવો જ દુર્વર્તનશીલ રહ્યો છે એમ જોઇને તેને લાગી આવ્યું હતું. તેને પ્રમોદ ઉપર તિરસ્કાર આવી ગયો હતો.

પ્રમોદની મંડળી તો હજી અહીં બે દિવસ રહેવાની હતી, પણ કિરીટને અહીં વધુ રહેવું નહોતું, એટલે સ્હવારમાં તેણે સ્ટેશન પર જવાની તૈયારી કરવા માંડી. પ્રમોદે તેને રોકવા આગ્રહ કર્યો પણ તેણે ન માન્યું.

પ્રમોદ સ્ટેશનસુધી સાથે ગયો. કિરીટ ટ્રેનમાં બેઠો ત્યારસુધી પ્રમોદે અનેક વાતો કરી. પણ કિરીટના માત્ર ટૂંકા જ જવાબ તે મેળવી શકતો. ગાડી ઉપડવાનો વખત થયો એટલે તે બોલ્યો: "કિરીટ ! માત્ર એક જ દિવસના અમારા સાથમાં પણ તને બરાબર આનંદ પડેલો લાગતો નથી."

"શા ઉપરથી કહે છે ?"

"જાણે કે તને કશામાં રસ જ પડતો નથી. ઉંચા મને બોલતો–ચાલતો હોય એવું જ જાણે લાગ્યા કરે છે."

કિરીટ ફીકકું હસ્યો અને મૂગો રહ્યો. વ્હીસલ વાગી અને ગાડી ઉપડી એટલે તે બોલ્યો: "પ્રમોદ ! મારું મન ઉંચું થઈ ગયું છે એ ખરું છે; પરન્તુ તેનું કારણ એ છે કે તું આગ સાથે ખેલી રહ્યો છે, તેનું તને જરાએ ભાન નથી !"

પ્રમોદના વદન પરથી જાણે લોહી ઉડી ગયું.



## પ્રકરણ ૫૫

## દુઃશીલનો મૃત્યુદંડ

બે માસ વીતી ગયા. બ્હેનને ત્યાં બેસી રહીને રોટલા ખાતાં યમુનાને મૂંઝવણ થવા લાગી, ત્યારે એક સ્હવારે કિરીટનો પત્ર આવ્યો. કિરીટે એ પત્ર ઠેઠ હરદ્વારથી લખ્યો હતો અને તેમાં તેના કુશળ વર્તમાન સિવાય માત્ર એટલું જ લખેલું હતું કે પોતે હવે વળતી મુસાફરી શરુ કરવાનો છે અને થોડા દિવસમાં વડોદરે પહોંચવાનો છે. એ પત્ર વાંચીને યમુના ખુશ-ખુશ થઈ ગઈ, કહો કે તેને શેર લોહી ચઢયું.

એ બે માસ તેણે કેવી ચિંતાથી હીજરાતાં ગાળ્યા હતા, તે તેનું મન જ જાણતું હતું. તેને કાંઈ કાંઈ કુશંકાઓ થયા કરતી હતી. કિરીટ કાંઇ બાળક નહોતો કે તે ક્યાંય ખોવાઈ જાય. તે નિર્ધન નહોતો કે પરદેશમાં તેને કાંઈ મૂંઝવણ ઉપજે. પરંતુ યમુનાને કિરીટના મનનો જે પરિચય હતો, તે ઉપરથી તેને એમ લાગ્યા કરતું હતું કે તે પેલા સરસ્વતીચંદ્રની પેઠે કોઈ મઠ કે આશ્રમમાં જઇને બેસી જાય તો? તેને એવું શાન્ત અને સેવાભાવી જીવન ગમતું હતું તેથી જ યમુનાને એવી શંકા રહ્યા કરતી હતી. ત્યાંથી તેને પાછો ઘેર લાવવા માટે કેવી મુસીબત પડે તેનો ય યમુનાને ખ્યાલ હતો અને સતત નવરાશની

વેળાએ યમુનાએ વિચારી પણ રાખ્યું હતું કે કિરીટને ઘેર પાછો લાવવા માટે તેને કેવી રીતે સમજાવવો, પોતાના થએલા અપરાધ માટે તેની કેવા શબ્દોમાં ક્ષમા માંગવી અને તેને પરણાવવા...

પણ હજી કોઇ કન્યા તેણે પસંદ જ ક્યાં કરી હતી? કન્યા પસંદ કરવા જતાં તો અનેક પ્રકારની ભાંજગડો ઊભી થઈ હતી. થોડા દિવસથી તેણે નગીનલાલ નાણાવટીના ઘરનો ભેદ પણ જાણ્યો હતો. કમળાને એકદમ કેમ ઘેર લાવવામાં આવી, તેનો અભ્યાસ કેમ અધૂરો રાખ્યો, કમળા ઘરમાં જ બેસી રહીને કેમ ચોપડીઓ વાંચ્યા કરે છે અને બિલકુલ બહાર પણ નીકળતી નથી, શકરીને ત્યાં રોજ બબ્બે કલાક વાતો કરવાને બેસવા આવનારી કમળા આ વખતે અમદાવાદથી આવ્યા પછી કેમ એક દિવસ પણ ત્યાં આવી નહોતી, એ વાત કેટલાક વખત સુધી એક કોયડા જેવી રહી હતી, પણ છેવટે યમુનાએ એક વાત પોતાની બહેન પાસેથી જાણી હતી કે કમળાએ કિરીટ સાથે પરણવાની માંગણી કરી હતી, તેથી ગભરાઇને અને ગુસ્સે થઇને તેની માતા તેને નિશાળ છોડાવીને ઘેર તેડી લાવી હતી. આટલી ઉપલક વાત પણ શકરી પાસે ક્યાંથી આવી તે યમુના જાણી શકી નહિ અને તેનો સ્વભાવ કોઇની વાતનો તાગ લેવા જેવો કુતૂહલભર્યો પણ ન હતો, પણ માત્ર તે એટલું અનુમાન કરી શકી કે નગીનલાલ નાણાવટીના ઘરમાંથી જ એ વાત બહાર આવી હશે, અને કદાચ કમળાની કાકીએ જ શકરીને એ વાત કહી હોય. પણ કમળા આવું ઇચ્છતી હોય, તોએ પોતાનો દિયર ક્યાં કમળાને પસંદ કરીને ઝટપટ પરણી જાય તેવો સરલ હતો? યમુનાને તે બહુ જ ચીકણા સ્વભાવનો લાગ્યો હતો. પણ પરણવાની વાત પછી; તે એક વાર ઘેર

આવ્યાની ખબર પોતાને મળે તો પોતે તુરત જ વડોદરે જાય એટલું જ હવે તો યમુના ઇચ્છતી હતી.

આવી મનઃસ્થિતિમાં લાંબો વખત ગાળ્યા પછી કિરીટનો પત્ર આવ્યો હતો તેથી તેના અંતરમાં આનંદમાં ઊભરો આવ્યો હતો. શકરી કાંઈ કામે બહાર ગઈ હતી, શકરીનો પતિ નોકરી પર ગયો હતો એટલે ઘરમાં તે એકલી જ હતી. શકરી આવે કે તુરત તેને આ આનંદજનક પત્રની ખબર આપીને હર્ષનો ઊભરો ઠાલવવા તે આતુર બની ગઇ હતી.

ત્યાં તો શકરી ઉતાવળે ડગલે ઘેર આવી. તેને જોતાં જ યમુના બોલી: "કિરીટભાઈનો પત્ર આવ્યો, શકરી !"

"ઠીક..." શકરી પગથિયાં ચડીને ઓસરીમાં આવતી દબાયલે સ્વરે બોલી: "પણ તને ખબર પડી ? તારા મામાજીની દીકરીને કાંઈક થઈ ગયું છે !"

"કોને ? સુંદરને ? શું થઈ ગયું છે ?"

"ઘેર પોલીસનાં માણસો આવ્યાં છે !"

"હેં ! કેમ ?"

"સાંજે તો સાજી-સારી હતી અને રાત્રે એકદમ મંદવાડ થઈ ગયો, એવું મેં તો સાંભળ્યું. બીજી કશી મને ખબર નથી."

"હાય ! હાય !" યમુનાને ધ્રાસ્કો પડ્યો. તેણે અનેક કલ્પનાઓ કરી વાળી.

તુરત જ તે સાડલો બદલાવીને સોમચંદ શેઠને ઘેર દોડી. જઈને જુએ છે તો આખો ખાંચો માણસોથી ભરાઈ ગયો છે, બધાંય કાંઈ છાની-છાની વાતો કરે છે, પોલીસ ગોઠવાઈ ગઈ છે અને અંદર કોઈને જવા દેવામાં આવતું નથી. તેને પણ પોલીસે અટકાવી અને તેણે પોતાની ઓળખ કહી, પોલીસે અંદર ફોજદારને પુછાવ્યું, ત્યારે તેને અંદર જવા દેવામાં આવી.

તેણે શું જોયું? સોમચંદ શેઠ ઓસરીમાં બેઠા બેઠા બૂમો પાડતા હતાઃ "નીકળી જાઓ હરામખોરો! મારા ઘરમાં કેમ પેઠા છો? મારી દીકરીની આબરુ લેવા આવ્યા છો!" "પ્રમોદને તાર કરો!"

શેઠના શરીરનું ઠેકાણું નહોતું અને બોલવાનું પણ ઠેકાણું નહોતું.

પડોશમાંથી બે જણાને બોલાવીને પોલીસ પંચનામું કરતી હતી. એક જણે શેઠનું બાવડું પકડીને તેમને કહ્યું: "સોમચંદ કાકા! તમે ઉપર ચાલો. અમે ઊભા છીએને, કશું નુકસાન નહિ થવા દઈએ, હો!"

યમુના તો બહાવરી બનીને આ દૃશ્ય જોઈ રહી. શું બન્યું છે, પોલીસ કેમ આવી છે, પંચનામું શાનું થાય છે, તેની તેને કશી ખબર નહોતી. પંચમાંનો પેલો માણસ સોમચંદ શેઠને ઉપર લઈ જઈ ઓરડાને સાંકળ ચડાવી નીચે પાછો આવ્યો, ત્યારે યમુનાએ તેની પાસે જઈને પૂછ્યું: "હેં ભાઈ! સુંદર બહેનને શું થયું છે?"

"તમે કોણ છો?"

"સોમચંદ શેઠ મારા મામાજી થાય."

"જમનાબાઈ કે? સુંદર તો મરી ગઇ!"

"હેં! એકદમ શાથી?"

"ઝેર ખા...ધું!" ધીમો ઉત્તર મળ્યો.

"ઓય બાપ!" સુંદરે કેમ ઝેર ખાધું એ યમુનાએ ન પૂછ્યું. તેણે માત્ર પૂછ્યું: "પણ આ પોલીસ કેમ આવી છે?"

"પોલીસ પંચનામું કરે છે, પછી મુડદાને ઇસ્પીતાલે લઇ જશે..."

"ઓ માડી! બાઈ માણસનું શરીર ડાક્ટર ચૂંથશે! હવે શું થાય?" યમુનના વદન પર ભયસૂચક પ્રેતકળા જાણે પ્રસરી ગઇ.

"હવે શું થાય ? કશુંય ન થાય. કાયદો પોતાનું કામ કર્યે જાય એમાં આપણું કંઈ ચાલવાનું છે ? બિચારા તમારા મામાજીનો અવતાર બગડી ગયો. જમનાબાઈ! ભર્યું ભાદર્યું ઘર, દીકરાની વહુએ ખોટું કામ કર્યું, દીકરાએ ખોટું કામ કર્યું અને દીકરી......"

યમુનાએ દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં. આ ઉદ્વેગકારક દૃશ્ય તેનાથી જોયું જતું નહોતું. તે ઉપર જતી રહી. એક ઓરડામાંથી સોમચંદ શેઠની બૂમો સંભળાયા જ કરતી હતી. શેઠનું ચિત્ત અસ્થિર બની ગયું હતું, એટલે અત્યારે તેમને સાંકળ ઉઘાડીને બહાર કાઢવાની હિંમત પણ તે ચલાવી શકી નહિ. તે બંધ ઓરડાના બારણા પાસે જ બેસી રહી, જાણે મામાજીનું રખવાળું કરતી હોય. બિચારા વૃદ્ધ મામાજીનું પોતા સિવાય બીજું કોઈ સગું અત્યારે અહીં હાજર હોય એમ તે જોઈ શકતી નહોતી.

અર્ધા કલાક પછી એક મોટરનો ખટારો આવ્યો. પથારી સુદ્ધાંત સુંદરના મુડદાને પોલીસના માણસોએ ઉપાડ્યું અને તેઓ લઈ ચાલ્યા તેને ખટારામાં મૂકવા. યમુના જરા બારીએ ડોકાઈ, એ ભયાનક દૃશ્ય તેણે જોયું, અને તે ભયભીત થઈને પાછી હઠી ગઈ.

મુડદું લઈ ગયા પછી તે નીચે ઊતરી. પોલીસ હજી ઘરની જડતી લેવા રોકાઈ હતી. પંચની સમક્ષ પોલીસે સુંદરની ડોકમાંનો સોનાનો છેડો કાઢી લીધેલો તે ખાત્રી કરીને પોલીસે યમુનાને સોંપ્યો. પંચના માણસો સમક્ષ ઘરની જડતી લેવાઈ પણ કશું હાથ લાગ્યું નહિ. સુંદરની પથારી હેઠળથી એક કાગળનો કકડો હાથ લાગ્યો હતો પણ તે કાંઈ કોઈ પત્ર કે ચિઠ્ઠીનો નહોતો. એ તો સાધારણ પસ્તીનો ટુકડો હતો પણ

તેમાંથી કાંઈ મુદ્દો હાથ લાગવાનો સંભવ પોલીસે માન્યો હતો.

જડતી થઈ ગઈ એટલે ન્યાતીલાઓ અને પડોશીઓ ઇસ્પીતાલે દોડયા અને યમુનાને ઘર ભળાવ્યું. પડોશનાં બૈરાં એકઠાં થયાં. હવે ઇસ્પીતાલેથી મુડદું ઘેર લાવશે કે નહિ તેની વાતો થવા લાગી. પણ એ પ્રકટ વાતોના પડદા પાછળ દબાયલા સ્વરની બીજી કાંઈ કાંઈ વાતો થતી હતી, એ યમુના જોઇ શકતી હતી.

મધ્યાહ્નને ખબર આવી કે ડાકટરે મુડદું સોંપી દીધું છે અને ઇસ્પીતાલેથી જ પરભાર્યું સ્મશાને લઈ જવાનું છે, એટલે બૈરાંમંડળ ઉઠીને ઇસ્પીતાલ તરફ ઉપડ્યું. બીજી બાઈઓ બહાર રહી, ચાર બાઈઓ અંદર ગઈ અને તેમણે સુંદરનાં મુદડાંનાં જૂનાં કપડાં કાઢી નાંખી નવાં પહેરાવ્યાં અને પછી તે મુડદું નનામીમાં બાંધવા માટે પુરુષોને સોંપ્યું.

જે વખતે વારમગામના શ્મશાનમાં સુંદરનું મુડદું બળી રહ્યું હતું, ત્યારે આખા ગામમાં વાત પ્રસરી રહી હતી કે સુંદરે સોમલ ખાધું હતું, પેલો કાગળનો કકડો સોમલ બાંધવાના પડીકાનો હતો અને સુંદરના પેટમાં ચાર માસનો ગર્ભ પણ હતો ! ગર્ભાશય અને હોજરી ડાકટરે મુંબઇ મોકલવા માટે કાપીને કાઢી લીધાં હતાં.

યમુનાએ આ વાત સાંભળી ત્યારે તે હીબકી ગઈ. સુંદરની ભૂલ થતી હતી, તે યમુના જાણી ચૂકી હતી, ફરીથી ભૂલ નહિ કરવાના તેના વચનથી તેણે તેને માફી પણ આપી હતી અને એ વાત દાબી દીધી હતી. સુંદરે એ વચન પાળ્યું હશે એમ પણ યમુના માનતી હતી, પરન્તુ તે પહેલાં જ સેવેલું દુઃશીલ સુંદર સામે મૃત્યુદંડ ઉગામી રહ્યું હતું તેની સુંદરને પોતાને પણ તે વખતે ખબર નહોતી.

પડોશની બાઈઓએ યમુનાને ન્હવરાવી અને એક બે ડોશીઓ સોમચંદ શેઠને નીચે લઈ આવી. “સુંદર મરી ગઇ, સોમચંદ શેઠ ! તમે નાહી લ્યો” એવું સાંભળતાં જ સોમચંદ શેઠ ચીસ નાંખતાં બેભાન થઇને પડયા.



## પ્રકરણ ૫૬

## પુત્રી પાછળ પિતા!

રાતનો પહેલો પહોર વીતતાંસુધી સોમચંદ શેઠને ત્યાં ન્યાતીલાઓ, પડોશીઓ અને સ્નેહી-સંબંધી બૈરાંની આવજા ચાલુ રહી. એ આવજા શોકપ્રદર્શનની હતી; પારકી વાતો જાણવાની અને ચર્ચવાની મોજ માટેની પણ હતી. પણ ત્યારપછી ઘરમાં એક પથારીવશ પડેલા સોમચંદ શેઠ અને બીજી યમુના, એ બે સિવાય કોઇ રહ્યું નહિ. જ્યાંસુધી ઘર લોકોની આવજાથી ભર્યુંભર્યું દેખાતું હતું, ત્યાંસુધી યમુનાને કશું સાંભર્યું નહિ, પણ રાત્રે પોતે અને મામાજી એ બેઉ ઘરમાં એકલાં! યમુનાની સામે બીક ડોળા ઘુરકાવતી ઊભી.

સોમચંદ શેઠના હૃદય ઉપર કારમો આઘાત થયો હતો. તેમની બેભાન દશા વળી હતી, પરન્તુ ત્યારપછી તેમનું બોલવું, બડબડાટ અને બૂમાબૂમ એકદમ બંધ થઇ ગયાં હતાં. તેમની આંખમાં ભયંકર ઘેન દેખાતું હતું અને તેથી પણ યમુનાને બીક લાગતી હતી.

બપોરે તેણે પ્રમોદને મુંબઈ તાર કરાવ્યો હતો, તે આવે તો પોતે ઘરના ભારમાંથી કાંઈક મુક્તિ અનુભવે એવી તે આશા રાખતી હતી, પણ એકાદ દિવસ મોડો કે વહેલો પ્રમોદ આવે,

ત્યાંસુધી યમુના ઘરમાં એકલી કેમ રહી શકે? તેને મૂંઝવણ થયા કરતી હતી.

એટલામાં પડોશમાંથી એક ડોસી આવ્યાં અને બોલ્યાં: "જમના! શું કરછ બાઇ?"

યમુના તેમને ઓળખતી નહોતી પણ તેમણે પોતાને નામ દઇને બોલાવી એટલે તે ક્યાંક પડોશમાં જ રહેતાં હશે એવું યમુનાએ માન્યું અને તેણે કહ્યું: "આવો, મામીજી!"

"તું એકલી છે ઘરમાં?"

"હાસ્તો."

"એટલા માટે જ હું આવી બાઈ! સોમચંદ શેઠ ખાટલાવશ રહ્યા, બીજું કોઈ ઘરમાં નહિ, એટલે પડોશીદાવે મને લાગ્યું કે પ્રમોદ આવે ત્યાંસુધી હું તારી પાસે સૂઈરહું તો તું મૂંઝાય નહિ."

"સાચું કહ્યું મામીજી! મને ક્યારની એ વાતની જ મૂંઝવણ થતી'તી અને મનમાં થતું'તું કે અત્યારે હવે કોને બોલાવું? પણ એટલામાં પ્રભુએ જ તમને મોકલ્યાં. સારું થયું, તમે અહીં સૂઈ રહેશો તો મને હીંમત રહેશે અને મામાજીનું શરીર સારું નથી એટલે કામકાજમાં ય મદદ મળશે."

"તેટલા માટે તો હું આવી છું. એમાં મૂંઝાવું નહિ. અમારા વીરમગામમાં તો સગાં કરતાંય પડોશી વધે. અરધી રાત્રે ખપમાં ન આવીએ તો પછી પડોશી શાનાં?"

યમુનાને આ પાંસઠ વર્ષની ડોસીના પડોશીભાવ માટે મનમાં માન ઉપજ્યું અને ધીરજ પણ મળી.

યમુનાએ નીચેનો ઓરડો બંધ કરીને મેડા પર પોતાની તથા ડોસીની પથારીઓ કરી. રાત્રે વારંવાર ઉઠીને સોમચંદ શેઠને દૂધ અને પાણી પાવું પડતું અને તેમની સંભાળ લેવી પડતી. સોમચંદ શેઠ હવે બડબડાટ કરતા નહિ. માત્ર કોઈ વ.૨

ઉંકારો કરતા અને ખાટલામાં આમ તેમ આળોટતા. એમની સંભાળ લેવાને વારંવાર ઉંઘમાંથી ઉઠવાની તકલીફ યમુનાને લેવા ન દેતાં ડોસી પોતે જ ઓરડામાં જઇને ખબર કાઢતાં.

સ્હવાર પડયું એટલે યમુના નીચે ઊતરી કામે વળગી. મામાજીને માટે તેણે દૂધ ઊનું કર્યું અને પોતે તે આપવા ઉપર ગઈ એટલે ડોસી નીચે આવ્યાં. થોડી વારે તે દૂધ પાઇને નીચે આવી એટલે ડોસીએ કહ્યું: "જમના, હવે હું જઉં છું. જરૂર પડે તો બોલાવજે હોં; મૂંઝાઇશ નહિ, સમજી? ખાંચામાં ચોથું ઘર મારું."

"સારું, જાઓ! પાછો રાત્રે ફેરો ખાશોને?"

"હા, હા, આવીશ." કહેતાં ડોસી ગયાં.

નવેક વાગતાં પ્રમોદ ઘેર આવી પહોંચ્યો. તેને તારથી જ સુંદરના મૃત્યુની ખબર પડી ગઈ હતી અને તેણે ઝેર લીધું હતું એ વીગત પણ તારમાં હતી; પરન્તુ તેને કશી વધુ વીગતની ખબર નહોતી.

તેને ઘેર આવેલો જોતાં જ પડોશીઓ પણ આવ્યાં અને સૌ તેને ઘેરી વળીને બેઠાં. સૌ એ રોમાંચક બનાવની વાત કરવા લાગ્યાં. કોઈ તેમાં ઉમેરો કરતું, કોઈ એ વખતે પોતે આગળ પડીને બજાવેલી કામગીરીની વાત કરી પોતાની પ્રશંસા પ્રમોદને મુખેથી સાંભળવા ઇચ્છતું, તો કોઈ વાતમાં એવી કરુણા ભેળવતું કે પ્રમોદને પણ રડવું આવે. અલબત્ત, એ બધો સહાનુભૂતિનો આવિષ્કાર હતો, પણ તેમાં કેટલી નક્કરતા હતી અને કેટલી પોકળતા હતી, તે તો સહેજે સમજી શકાય તેમ હતું.

ધીરે ધીરે બધાં ઉઠયાં અને યમુના તથા પ્રમોદ એકલાં રહ્યાં ત્યારે યમુનાને મુખેથી પ્રમોદે જાણ્યું કે સુંદરને ચાર માસનો ગર્ભ હતો, અને તેથી જ તેણે આપઘાત કર્યો હતો.

સુંદરના આપઘાતના કારણ તરીકે તેણે અનેક કલ્પનાઓ કરી હતી; પણ જે કલ્પના તેને આવી નહોતી, તે જ વાત તેણે યમુનાને મુખેથી સાંભળી હતી.

"યમુના ભાભી! સુંદર શું એવી હતી?" તેણે ધીરેથી પૂછ્યું.

અને યમુનાએ બધી વાતનો સ્ફોટ કર્યો. પોતે જોએલી વાત, પદ્માના ગર્ભાધાનની તેણે કમળાના પત્રથી જાણેલી વાત, અને તે સાથે જ બોલાઈ રહેલું એક ચમન નામના જુવાનનું નામ, એ બધું તેણે આજસુધી પોતાની બહેનને પણ કહ્યું નહોતું, તે અત્યારે તેણે પ્રમોદને કહ્યું.

પ્રમોદ અને યમુના બેઉની આંખોમાંથી ચોધાર આંસુ વહી નીકળ્યાં. પ્રમોદને સાંભરતું નહોતું કે પોતે કોઈ વાર રડ્યો હોય; કદાચ રડ્યો હોય તો પુલીનાના સંવનન પ્રસંગના કોઈ અભિનય માટે તે રડ્યો હશે; પરંતુ જુવાનીમાં તો અત્યારે તે પહેલી જ વાર રડ્યો હતો.

થોડી વારે પ્રમોદ આંખો લૂછીને સ્વસ્થ થયો અને તેણે પિતાની ખબર પૂછી: "પિતાજી ઉપર હશે."

"હા, ઉપર સૂતા છે, પથારીવશ છે, ભાઈ! તેમને એવડો આઘાત લાગ્યો છે. તમારા લગ્નની વાત જાણી ત્યારે આઘાત થએલો અને ત્યારથી પડ્યા છે તે ઘરની બહાર નીકળ્યા નથી. તેમાં વળી બીજો આઘાત થયો. આજસુધી તો સુંદર હતી, એટલે કશી ચિંતા નહોતી, પણ કાલે મેં વાત જાણી અને હું અહીં આવી, ત્યારથી હું રહી છું. બીજું શું થાય?"

"તમે એ ઠીક કર્યું; પિતાજી એકલા અને ઘર રેઢું. તમારા વિના બીજું કોણ ઘર સંભાળે તેવું છે?"

"પણ મારાથી અહીં ઝાઝા દિવસ કાંઈ રહેવાશે ભાઈ! કિરીટભાઇનો કાગળ આવ્યો છે, તે થોડા દિવસમાં વડોદરા પહોંચશે."

"પણ તે વડોદરે આવે, ત્યાંસુધી તો રહેશો ને ? પછી વળી કાંઈ બીજી સગવડ કરીશું. તમે પોતાનાં કહેવાઓ."

"એ તો ખરી વાત. પણ બાપાજીની ચાકરી કરવા કોઈ પોતાનું નહિ તો પોતાના જેવું તો જોઈશે જ. હા, ઠીક સાંભર્યું. સુંદર બહેનની કોટમાં એક છેડો હતો, તે મારી પાસે છે. તમે તેને ઠેકાણાસર મૂકી દો."

એમ કહી તે ઓરડામાં ગઈ. એક નાના હાટિયામાં કાગળનું પડીકું વાળીને યમુનાએ છેડો મૂક્યો હતો, પણ અત્યારે તે પડીકું ત્યાં નહોતું ! તેણે ખૂબ તપાસ કરી. ક્યાંક બીજે મુકાઈ ગયો હોય એમ ધારી બીજાં હાટિયાં જોયાં, કબાટ જોયું, પટારા પરની બૅગ જોઈ, પણ ન મળે ! તે જાણે ખસિયાણી પડી ગઈ.

"ભાભી ! એ પછી સંભાળી લઈશ; અત્યારે તો બાપાજી પાસે જઈએ."

"પણ ભાઈ ! છેડો જરૂર ચોરાઈ ગયો. સાંજસુધી મેં પડીકું જોયું હતું."

"સાંજ પછી કોઈ આવેલું ?"

"બૈરાં મારી પાસે બેસવા આવેલાં, પણ તે તો ઓસરીમાં જ બેઠેલાં. પણ...પણ...રાત્રે મારી પાસે પડોશનાં એક ડોસી સૂઈ રહેલાં, પણ તે તો ઉપર સૂતેલાં."

"તે ગયાં ક્યારે ?"

"સ્હવારે જ; પણ હા, હું ઉપર દૂધ આપવા ગઈ ત્યારે તે નીચે હતાં : જરૂર એ ડોસી જ ચોરી ગયાં ! કેવું મીઠું બોલતી'તી રાંડ !"

"ડોસીને તમે ઓળખો છો ?"

"હા, રુખી ડોસી."

"થયું, ભાભી ! એ છેડો હવે પાછો આવવાનો નહિ. બળ્યો,

બ્હેન જેવી બ્હેન ગઈ, પછી છેડાની શી વિસાત છે!"

"પણ ભાઈ! આ તો મારા હાથ કાળા થયા!"

"કશું ય નહિ. તમે જરાએ મૂંઝાશો નહિ. જે થયું તો થયું; ચાલો ઉપર!"

યમુનાએ ઓરડો બંધ કર્યો, ખડકી વાસી, અને પછી તે તથા પ્રમોદ ઉપર ગયાં. તેણે ધીરેથી બારણું ઉઘાડ્યું.

સોમચંદ શેઠ પાસું ફેરવીને સૂતા હતા. બારણું ઉઘાડીને કોઈ આવ્યું તેની પણ તેમને ખબર હશે કે કેમ તે સમજાયું નહિ. પ્રમોદે ખાટલાની ઇસ પર હાથ મૂકી નીચા નમી ઉદ્‌ગાર કાઢ્યો: "બાપાજી!"

કશો જવાબ ન મળ્યો. શ્વાસ ચાલતો હતો–જરા જોરથી ચાલતો હતો, એટલે તે ઉંઘતા હશે એમ માની પ્રમોદે જરા ઉતાવળે ઉદ્‌ગાર કાઢ્યો: "બાપાજી! હું પ્રમોદ છું!"

એ અશક્ત દેહમાં જાણે અજબ ચૈતન્ય સ્ફુર્યું હોય, તેમ શેઠે એકદમ પાસું ફેરવ્યું અને જોરથી આંખો ઉઘાડી. એક ક્ષણ તીવ્ર દૃષ્ટિએ તેમણે પ્રમોદ સામે જોયું. મ્હોં પર લોહી ધસી આવ્યું, નસો તંગ થતી દેખાઈ, કપાળ પર કરચલી વળી, અને જોરથી શ્વાસ નીચો ઢાળી આંખો મીંચી–કાયમને માટે મીંચી દીધી!

પહેલાં તો પ્રમોદને સમજાયું નહિ કે એ છેલ્લો શ્વાસ હતો, પણ જ્યારે મ્હોં પરની હીલચાલ ફરીથી જોવામાં આવી નહિ, ઉપરાઉપરી પિતાને કરેલાં સંબોધન તેમણે સાંભળ્યાં હોય તેમ જણાયું નહિ, ત્યારે પ્રમોદે પિતાનો હાથ પકડ્યો, નાડી બંધ જોઈ અને આંખમાં આંસુની ધારા વહાવતાં તે બોલ્યો: "યમુના ભાભી! પિતાજી પણ ચાલ્યા ગયા!"



## પ્રકરણ ૫૭

## કમળા ઓચિંતી ગુમ થાય છે

"દીકરીની વાત જાણીને સોમચંદ શેઠ અવાચક થઈ ગયા હતા તે દીકરાનું મ્હોં જોતાં વાંત ચાલી નીકળ્યા:" એટલી લોકવાણીમાં જ સોમચંદ શેઠના મૃત્યુની દુર્ભાગ્યકથા સમાઈ જતી હતી. એ ઘર ઉપર જાણે દુર્ભાગ્ય ઉપરા-ઉપરી વજ્રપાત કરી રહ્યું હોય, કારમો કાળ રુઠ્યો હોય, કોઇ પૂર્વ ભવનાં પાપ ઉભરાયાં હોય, એવું જ લોકોને લાગતું હતું. એ વિચાર આવતાં લોકોની આંખોમાં પણ જાણે કાળભય ડોકિયું કરતો દેખાતો હતો અને 'અરેરાટી' પોકરાવતો હતો: અલબત્ત, એ માત્ર સ્મશાનવૈરાગ્યથી આગળ જતી કોઈ ભાવના નહોતી જ.

પ્રમોદ પોતાને એક ઉદ્વેગકારક વાતાવરણથી ઘેરાયલો જોતો હતો. તે વાતાવરણમાંથી નાસી છૂટવાનું તેને મન થતું હતું પણ નાસી છૂટવું કેવી રીતે તે તેને સમજાતું નહોતું.

શેઠ મૃત્યુ પામ્યા અને ત્રણ દિવસસુધી દિલસોજીની રેલ ચાલી, પરંતુ ચોથો દિવસ શરુ થયો કે તુરત શેઠના લહેણદારોની રેલ ચાલી! સોમચંદ શેઠ લાખોની આબરુ ધરાવતા હતા, પરન્તુ તે કેવળ પોકળ આબરુ હતી. ઘર ખાલીખમ થઈ ગયું હતું, તે તો એ લહેણદારોની લહેણી રકમો ઉપરથી પ્રમોદ જોઈ શકતો

હતો. વેપાર અને સટ્ટો બેઉએ ખોટમાં પોતાનો ભાગ ભજવ્યો હતો. નાણાંની આપ લે કરવામાં આડા-ઊભા વળ ઊતારવે સોમચંદ શેઠ કુશળ હતા, તેથી જ્યાંસુધી તે જીવતા હતા, ત્યાંસુધી તે ઘરનો મોભો જાળવી શક્યા હતા, પરન્તુ તે ગયા કે તુરત મોભો વાયુવેગે ઉડી જતો પ્રમોદને દેખાતો હતો.

પ્રમોદે ઘરમાં તપાસ કરી તો રોકડ બહુ જ થોડી હાથ લાગી. ચોપડા તપાસ્યા, તો લહેણું થોડું અને દેવું વિશેષ એવી વસ્તુસ્થિતિ જણાઈ. તે વકીલ હતો, પરાયા કેસો લડી જાણવામાં કુશળ હતો, પરન્તુ જાત ઉપર જોખમ ઊભું થાય ત્યારે શું કરવું તેની તેને સમજ પડતી નહોતી. દિલ ખોલીને કોઈની સલાહ લેવાનુ તેને મન થયું, પણ એવી સલાહ કોની લેવી? બહારથી જેઓ પોતા પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા દેખાતા હતા, તેઓ અંતરથી વેપારના હરીફ અને પ્રતિષ્ઠાની સ્પર્ધામાં ઊતરેલા હતા. તેઓ આ કુટુંબનું બૂરું થએલું જોઇને રાજી થતા હતા!

એક વાર તો પ્રમોદના મનમાં આવ્યું કે આ બધો મામલો એમનો એમ રહેવા દઇને પોતે મુંબઈ નાસી જાય. પણ તેની વકીલની બુદ્ધિ કહેતી હતી કે એમ નાસી છૂટવાથી કશો આરો આવે તેમ નહોતું. લહેણદારો દાવા કરે, દેણદારો દેણું ન આપે, પછી મીલકત જાય અને આબરુએ જાય. તે કરતાં સામે આવેલી મૂંઝવણને સામનો આપીને જ નિવારવી એ વધારે સારું છે.

ખંડેરની જેમ ખાવા ધાતા આ ઘરમાં પ્રમોદને માયાળુ સ્વભાવની જમના એક આપ્તજન જેવી લાગી એટલે તેણે યમુના પાસે દિલ ખોલ્યું. યમુના પણ જાણતી નહોતી કે મામાજીનું ઘર તદ્દન પોકળ છે, અને માથે કરજના ડુંગર ઊભા છે. યમુના થોડી વાર સ્તબ્ધ બેસી રહી અને પછી બોલી: "તમારી વકીલાત સારી ચાલે છે તો સારી જેવી બચત તમારી

પાસે હશેને ? અત્યારે જેમતેમ કરીને વળ કાઢો; હવે પછી જે કાંઈ મામાજીનું છે તે તમારું જ છે ને."

"ભાભી ! મારી પાસે થોડું હતું તે તો હમણાં મુસાફરીના ને બીજા ખર્ચમાં તણાઈ ગયું. ધંધો સારો ચાલે છે એ ઠીક છે, પણ અત્યારે આ કરજદારોને ચૂકવવા દસ–બાર હજાર જોઈએ છે તે ક્યાંથી લાવું ?"

"ભાઈ, માઠું ન લગાડો તો માર્ગ બતાવું."

"કહોને."

"કહે છે કે તમારી સાસુ પૈસાદાર છે; માંગોને, ના નહિ પાડે !"

પ્રમોદ કશું ન બોલ્યો. તેના વદન ઉપર જરાએ ઉત્સાહ પ્રકટેલો યમુનાએ જોયો નહિ.

ત્યારપછી ત્રણેક દિવસ પ્રમોદ વીરમગામમાં રહ્યો. તેણે એક પછી એક લહેણદારોને અને દેણદારોને બોલાવીને કાંઈ સમજુતી કરવા માંડી. યમુનાને સમજ ન પડી કે તે શું કરતો હતો. તેણે માત્ર એટલું જ જાણ્યું કે ઘરમાં ઘરેણું હતું તે બધું તેણે લ્હેણદારોને આપી દીધું હતું.

બીજે દિવસે પ્રમોદ ઘરને તાળાં વાસી મુંબઈ ચાલ્યો ગયો અને યમુના બહેનને ઘેર પાછી ફરી. લોકોએ અને યમુનાએ પણ પ્રમોદને ઘણું કહ્યું કે ઘરના મોભીના મરણ પછી તેર દિવસ તો ઘર ઉઘાડું રાખવું જોઇએ અને મરનારની સદ્‌ગતિ માટે કાંઇ ક્રિયાઓ પણ કરવી જોઈએ, પરન્તુ પ્રમોદે તે માન્યું નહિ. તેને તો વીરમગામમાંથી નાસી છૂટવાનું જ મન હતું અને તે જતો રહ્યો.

યમુના હવે કિરીટના બીજા પત્રની રાહ જોઈને દિવસો ગાળવા લાગી. કિરીટ વડોદરે પાછો આવે કે તુરત પોતે પણ

ત્યાં ચાલી જવા આતુર બની ગઈ હતી, પણ તે આવ્યો હોવાના હજી કશા સમાચાર નહોતા. હવે તેને પણ વીરમગામ ખાવા ધાતું હતું, અને મનમાં મૂંઝવણ થયા કરતી હતી.

"શકરી !" તેણે એક વાર બહેનને કહ્યું: "કિરીટભાઈ તો જ્યારે આવવું હશે ત્યારે આવશે, પણ હું તો હવે વડોદરે જઉં અને ઘર ઉઘાડીને રહું, એમ મનમાં થયા કરે છે."

"એટલી શાની ઉતાવળ છે ? કિરીટભાઇનો પત્ર આવ્યાને દસ બાર દિવસ થઈ ગયા, હવે બહુ તો આઠ-દસ દિવસમાં આવી જશે, પછી જ જજોને."

"આ અકારાં મરણાં થયાં ત્યારથી મારું મન ઉંચું થઈ ગયું છે. મને જરાય ગોઠતું નથી." યમુનાએ આંસુ લૂછયાં.

એટલામાં ડાહીબાઈ ધીરે ડગલે આવ્યાં અને ચોપાસ નજર ફેરવતાં બોલ્યાંઃ "શકરી વહુ ! કમળા અહીં આવી છે ?"

"ના કાકીજી, હમણાં તો કમળા બહેન અહીં આવતાં જ નથીને !" શકરીએ જવાબ આપ્યો.

ડાહીબાઈ પાછાં ચાલ્યા ગયાં. એને કલાકેક થયો, એટલામાં શકરીએ પાડોશમાંથી સાંભળ્યું કે કમળા ઘેરથી નાસી ગઈ છે !

કમળા ઘરમાં નહોતી, એ વાતની ખબર તો તેની માતાને વહેલી સ્હવારમાં જ પડી ગઈ હતી, પરન્તુ તે ઘરમાં જ ક્યાંક હશે, કે મેડા પર વાંચતી બેઠી હશે, એવાં એવાં અનુમાનો કરવામાં બે કલાક વીતી ગયા હતા, અને આજુબાજુમાં, બહેનપણીઓને ત્યાં તપાસ થઈ ગયા પછી આ વાત બહાર આવી હતી. નગીનલાલ નાણાવટી અને ડાહીબાઈ એમ તો ઠાવકાં માણસ હતાં. જ્યાંસુધી બને ત્યાંસુધી ઘરની વાત બહાર નહિ જવા દેવામાં કુશળ હતાં, પરન્તુ જ્યારે કમળાનો કયાંય પત્તો ન લાગ્યો ત્યારે જ તેમનો ગભરાટ બહાર આવ્યો હતો અને તે

માત્ર પૂછનારને એટલું જ કહેતાં કે "કમળા ક્યાંક ગઈ છે, પણ હજી ઘેર આવી નથી."

કમળા ઘર છોડીને જાય કેમ? એ પ્રશ્નનો ઉકેલ તેઓ માત્ર એક જ રીતે કરતાં હતાં. કમળાને કિરીટની સાથે લગ્ન કરવું'તું એ વાત હવે તેનાં માબાપથી અજાણી રહી નહોતી: એ વાત જાણીને તો તેનું નિશાળનું ભણતર છોડાવી દેવામાં આવ્યું હતું, અને જ્યારે તે કોઇને કહ્યા વિના ઘર છોડીને જતી રહી હતી ત્યારે તેનાં માબાપને બીજી શંકા પણ શાની આવે? તેમણે માની લીધું કે જરૂર કમળા ને કિરીટે કાંઇ પેત રચ્યો હશે અને એ પેત પાર પાડવા-લગ્ન કરી નાંખવાની કાંઈ છૂપી ગોઠવણ કરી હશે. એ પેત અને એ ગોઠવણ કેવી રીતે થઇ હશે તેનો વિચાર પણ એ અધીરાં માબાપને આવતો નહોતો. "આજકાલના છોકરા અને આજકાલની છોકરીઓ જે ન કરે તે થોડું" એટલેથી જ એમની કળાકુશળતાનું માપ મોટેરાંઓ આંકે છે. એ મોટેરાંઓએ ઘણા જમાના જોયા હોય છે. દરેક જમાનાનાં લક્ષણો તેમના મગજમાં ખૂંચેલાં હોય છે. આજના જમાનામાં શું શું બની રહ્યું છે તે પોતાના ધ્યાન બહાર નથી એમ તેઓ માનતાં હોય છે. ફલાણો છોકરીને નસાડી ગયો અને પેલી પેલાના ઘરમાં સિવિલ મેરેજ કરીને બેસી ગઈ, એવી પારકી વાતોમાં રસ લેનારાંઓ જ્યારે પોતાને આંગણે અવનવો પ્રકાર જુએ છે ત્યારે તેઓ ગભરાય છે તો ખરાં જ અને એ હીણપતમાંથી બચવાનાં ફાંફાં પણ મારે છે. નગીનલાલ નાણાવટી અને ડાહીબાઈ પણ કમળાના ગુમ થવામાં બીજો કાંઈ ભેદ જોતાં નહોતાં. તેઓ પુત્રીને આ સાહસમાંથી બચાવી લેવાને આકાશ-પાતાળ એક કરવા પણ તૈયાર હતાં, પરન્તુ પહેલાં તો પત્તો જ લાગતો નહોતો

કે કમળા ગઇ છે ક્યાં? કિરીટ છૂપો-છૂપો વીરમગામમાં આવીને તેને ફોસલાવી ઉપાડી ગયો હશે? બેઉ વચ્ચે અગાઉથી છાનો પત્રવહેવાર થયો હશે અને પછી ગોઠવણ નક્કી થઇ હશે?

એ બધી નગીનલાલ નાણાવટીની શંકાઓ હતી, પણ ડાહીબાઇને તો બીજી જ ગંધ આવતી હતી. કિરીટની ભાભી યમુનાએ જ આ કાવતરું ગોઠવ્યું હોવું જોઇએ એમ તેમને સોએ સો ટકા લાગતું હતું. કિરીટની સાથે સંબંધ ધરાવનારું બીજું કોઇ પોતાની પડોશમાં નહોતું, એટલે યમુનાએ જ કમળાને નસાડી હોવી જોઇએ, એવી ડાહીબાઇને ખાત્રી હતી. પતિએ પૂછ્યું: “પણ એ જમના આપણે ત્યાં આવતી જતી ખરી?”

“ના, ભલેને આવતી દેખાતી ન હોય, પણ કમળા જ એને ત્યાં આપણી નજર ચુકાવીને જતી હોય તો આપણે શું જાણીએ?”

આટલી વિચારણાને અંતે ડાહીબાઇએ શકરીને બોલાવી અને મેડા પર એકાંતમાં લઈ જઇને કહ્યું: “સાંભળ શકરી વહુ, મારી વાત પેટમાં રાખજે. કમળા કોઇને કહ્યા વિના આજ સવારની ક્યાંક ગઈ છે અને તેનો પત્તો નથી. તું કાંઈ જાણે છે?”

“હું શું જાણું કાકીજી? મને મારા સોગંદ, મને કશી ખબર નથી.”

“જો બાઈ! માઠું ન લગાડીશ. વાત એમ છે કે કમળાને તારી બહેનના દિયર પેલા કિરીટ વેરે લગન કરવાનું મન હતું અને અમે ના કહેતાં હતાં. એટલે અમને વહેમ આવે છે કે તારી બહેને તેને કિરીટ પાસે છાનીમાની મોકલી દેવાની ગોઠવણ કરી હોય.”

“અરરર! મારી બહેન એવું કામ કરે? કાકીજી! મારી બહેન તો પરમેશ્વરનું માણસ છે. એવું એ કોઈ દિવસ ન કરે. અરે, પણ મારી બહેન અને કમળા કોઈ વાર મળ્યાં જ નથીને!”

ડાહીબાઇએ આંખમાંનાં આંસુ લૂછતાં કહ્યું: “જો, બીજું

તો કશું નથી, પણ અમારે મન આ વાત મોત બરાબર છે. તારા કાકાજી તો એટલેસુધી કહે છે કે તે કિરીટને પરણવા છાનીમાની ગઈ હોય તોય ભલે, કિરીટ કાંઈ પરનાતનો કે હલકો માણુસ નથી, એની મરજી હોય તો અમે અમારે હાથે પરણાવી દઇએ, પણ આમ નાસી–ભાગીને જાય એમાં અમારી આબરુ શી? અને વળી અમારા છોરુના નામને લાંછન લાગે. એટલે જો કમળા આ લગન માટે જ ગઈ હોય તો અમે તો રાજી છીએ, પણ અમારે ચોક્કસ જાણવું છે કે એ ગઈ છે ક્યાં?"

ડાહીબાઇએ આશા રાખી હતી કે હવે શકરીની પાસેથી સાચી વાત નીકળશે, પણ તે આશા પાર ન પડી. શકરીએ કહ્યું: "પણ હજી કિરીટભાઈ ક્યાંક દૂરદૂરની મુસાફરીએ ગયા છે તે પાછા ઘેર જ આવ્યા નથી ને! એ વડોદરે ક્યારે આવે એની રાહ જોઇને તો મારી બહેન અહીં રોકાયાં છે, નહિતો તેમને ય હવે ઝટ વડોદરે જવું છે."

ડાહીબાઇએ પૂછ્યું: "તે આજકાલ વડોદરે આવવાના હતા?"

"હા, મારી બહેન તેમના આવી પહોંચવા બાબતના કાગળની રાહ જુએ છે."

શકરીના આ જવાબનો અર્થ ડાહીબાઈ સમજી ગયાં. કિરીટ વડોદરે આવી ગયો હોવો જોઇએ અને યમુનાની જાણમાં કે જાણ બહાર તેણે જ કમળાને કોઈ ઉપાયે વડોદરે બોલાવી લીધી હોવી જોઇએ એવી વાત તેમના મનમાં હવે બરાબર બંધ બેસતી હતી.

શકરીને વિદાય કરીને ડાહીબાઇએ તુરત જ પતિને કહ્યું: "તમે ઝટ વડોદરા ઉપડો!"



## પ્રકરણ ૫૮

## કિરીટને પ્રમોદનો પત્ર મળે છે

નગીનલાલ નાણાવટી કાંઈ કાંઈ સંકલ્પ-વિકલ્પ કરતા વડોદરા પહોંચ્યા ત્યારે લગભગ મધરાત થઈ હતી. માત્ર અઢાર કલાકમાં શું થઈ ગયું હશે તેની ગણત્રી તેમણે અનેક રીતે કરી જોઈ હતી અને એ ગણત્રીને અંતે તેમને લાગતું હતું કે હજી લગ્ન થઈ ગયું નહિ હોય. છતાં બ્હીતાં બ્હીતાં તેમનાથી એ ગણત્રી પણ થઇ જતી હતી કે કદાચ લગ્ન થઇ ગયું હોય તો?

તો પોતાની પુત્રી આ રીતે લગ્ન કરે એ માત્ર પોતાની ન્યાત-જાતમાંની આબરુ-પ્રતિષ્ઠાને હાનિ કરે; બાકી કિરીટ સાથે લગ્ન કરવાથી કમળા પોતે પાછળથી પસ્તાય એવું હવે તેમને લાગતું નહોતું. કિરીટના ચારિત્ર્ય ઉપરની તેમની શંકા હવે દૂર થઈ ગઈ હતી. આખું વીરમગામ કહી રહ્યું હતું કે સુંદરનું પાપ બિચારી પદ્માને પણ આડું આવ્યું હતું, નહિતો પદ્મા એવી નહોતી. કિરીટ માટેની જે શંકાથી નગીનલાલ નાણાવટીનું મન તેના ઉપરથી ઊતરી ગયું હતું, તે શંકા નાબૂદ થવાથી તેમને મન હવે કિરીટ એક અણગમતો મૂરતિયો રહ્યો નહોતો.

તે વખતે તેમને કમળાનો પેલો પત્ર પણ સાંભર્યો. તેમાં કમળાએ સાફ લખ્યું હતું કે કિરીટલાલ ઉપરનું આળ ખોટું છે,

છતાં તે વખતે કમળાની વાત માન્ય રાખવા કોઇનું માનસ તૈયાર નહોતું; હવે એ વાત કમળાના પિતાને માન્ય રાખવી પડતી હતી. આ વિચારને અંતે તેમનું અંતર એ છૂપું આશ્વાસન મેળવતું હતું કે લગ્ન થઈ ગયુ હોય તો પોતાની લાજ આબરુ ઉપર ડાઘ પડશે, લોકો ટીકાઓ કરશે, પોતે લોકોના આંગળી-ચીંધણાનું સાધન બનશે, પરન્તુ કમળાને કાંઈ દુઃખ ઉત્પન્ન નહિ થાય. કાંઇક ઉદારતાવાળું અને ઠાવકું એ પુરુષમન પોતાને એમ સમજાવી રહ્યું હતું કે, હશે, લોકો બે દિવસ વાતો કરશે, પણ દીકરીને મનમાન્યાં અને સારાં ઘર અને વર તો મળશેઃ એવું આશ્વાસન મેળવતાં તેમણે વડોદરાના સ્ટેશન બહાર પગ મૂકયો.

પહેલાં તો તેમણે એમ ધારેલું કે રાતોરાત કિરીટને ત્યાં પહોંચી જવું, પણ આટલું આશ્વાસન મેળવ્યા પછી તેમને એવી ઉતાવળ કરવી ઠીક લાગી નહિ. વડોદરામાં તેમના અનેક સ્નેહીઓ હતા, તેમાંના એકને ત્યાં જઇને રાત ગાળવાનું તેમને માટે શકય હતું, પણ આ કામ એવું નાજૂક હતું કે કોઇને એકદમ કહેવાય નહિ, એટલે તેમણે કોઈ સ્નેહીનું ઘર ન શોધતાં રાત ગાળવા માટે એક લૉજ પસંદ કરી લીધો.

સ્હવારે ઉઠીને દાતણ–પાણીથી પરવારી તેમણે કિરીટના ઘરનો રસ્તો લીધો. ઘેર જઇને જોયું તો ઘર બંધ હતું. પડોશમાં પૂછતાં જવાબ મળ્યો કે "કિરીટલાલ તો કયાંક મુસાફરીએ ગયા છે તે હજી આવ્યા જ નથી."

નગીનલાલે ફેરવીને પૂછી જોયુંઃ "આવીને કયાંય બીજે ગયા છે કે આવ્યા જ નથી ?"

"અરે, આવ્યા જ નથી ! અને ક્યારે આવશે તેની ય અમને ખબર નથી. તેમની ભોજાઈ વીરમગામ રહે છે તેમને પૂછાવશો તો તમને કાંઈ ખબર મળશે."

કિરીટ હજી આવ્યો જ નથી, એ સમાચારે એક રીતે નગીનલાલના મનને ધીરજ આપી અને બીજી રીતે ચિંતા પણ કરાવી. કમળા વડોદરે ન આવી હોય, કિરીટ તેને અહીં લાવ્યો ન હોય, તો પછી તે ગઈ ક્યાં ?

આ ચિંતામાં ગોટવાતા નગીનલાલ પોળની બહાર નીકળ્યા તો તેમણે એક ભાડુતી ગાડીમાં સરસામાન સાથે આવતા કિરીટને જ જોયો ! કમળા એ ગાડીમાં નહોતી એ વાત ચિંતામાં વધારો કરાવનારી હતી. નગીનલાલે આડું જોયું; કદાચ કિરીટ પોતાને ઓળખશે અને કાંઈ પૂછશે એવો તેમને ભય લાગ્યો. પણ કિરીટનુ ધ્યાન જ તે તરફ નહોતું એટલે તેમણે છૂટકારાનો દમ લીધો અને ગાડી પોળમાં દાખલ થઈ. હવે તો કિરીટને મળવું અને કાંઈ પૂછવું એ જ પોતાને માટે વિચિત્ર હતું. તેમણે સીધો સ્ટેશનનો જ માર્ગ લીધો.

આ બાજુએ કિરીટ ઘેર પહોંચ્યો, ગાડીમાંથી સામાન ઊતાર્યો અને તાળું ખોલી ખડકીનું બારણું ઉઘાડયું. બારણું ઉઘાડતાં જ ટપાલના કાગળો પડેલા દેખાયા. પાંચ–સાત કાગળો હતા, પણ તેમાંના ત્રણ કાગળો તેને અસાધારણ લાગ્યા. બે કાગળો ઉપર મથાળે 'અશુભ' લખ્યું હતું અને ત્રીજો કાગળ પ્રમોદના હસ્તાક્ષરના સીરનામાવાળો હતો. બેઉ અશુભ કાગળો વીરમગામના હતા. સ્નાન કરતી વખતે કાગળો ફોડીને વાંચવા જેટલી ધીરજ તે રાખી ન શકયો. તત્ક્ષણ તેણે બેઉ કાગળ ફોડયા અને સુંદર તથા સોમચંદ શેઠના મૃત્યુના સમાચાર વાંચ્યા.

પણ તેઓનું એકાએક મરણ કેમ થયું ? જે સગાંઓને સ્નાન પહોંચતું હોય તેમને લખવાની કાળોતરીમાં કશી વિગત હોતી નથી. ખેદ અને આશ્ચર્ય વચ્ચે તેણે પ્રમોદનો પત્ર ફોડયો.

પ્રમોદ પોતાને પત્ર લખે એ વાત જ પહેલાં તો કિરીટને

મન નવાઇભરી હતી, પરન્તુ એ લાંબો પત્ર વાંચ્યા પછી તેને એ નવાઈ ન લાગી.

જયપુરમાં કિરીટ અને પ્રમોદ મળીને છૂટા પડયા, ત્યારપછી પ્રમોદ મુંબઈ તરફ પાછો ફર્યો હતો અને કિરીટનો પ્રવાસ લંબાયો હતો. એટલા સમયમાં પ્રમોદની સ્થિતિમાં કાંઈ કાંઈ ફેરફારો થઈ ગયા હતા, અને એ ફેરફારોએ જ પ્રમોદને કિરીટ પર પત્ર લખવા પ્રેર્યો હતો. પ્રમોદને 'આગ સાથેના ખેલ'ની કિરીટે જયપુરને સ્ટેશને ચેતવણી આપી હતી, તેથી પહેલાં તો પ્રમોદ ચોંકી ગયો હતો, પણ પછી તેણે એ ચેતવણીને હસી કાઢી હતી. પણ બહુ દિવસ વીત્યા પહેલાં એ ચેતવણી સાચી હતી એવું પ્રમોદને ભાન થયું હતું.

અરુણા પોતે આગ નહોતી, તે આગ બની શકે તેવીય નહોતી, અરે, તે બિચારી એક તણખા જેવી પણ નહોતી: પણ આગ તો પુલીના હતી, કે જેની દૃષ્ટિની આડે પ્રમોદ દુર્વર્તન ચલાવતો હતો. પુલીનાએ પહેલી જ વાર પ્રમોદનું દુર્વર્તન જાણ્યું અને એ આગ ચેતી. સરિતા સાથેના પ્રમોદના અતિપ્રસંગથી જે આગ નહોતી સળગી, તે એ વખતે સળગી.

પુલીનાએ પ્રમોદ સાથે તકરાર ન કરી, માત્ર તેનો ખુલાસો જ માંગ્યો અને પ્રમોદે સાફ કહી દીધું: "પુલીના! તું મને પહેલાંના જેટલી જ વહાલી છે, તારું દિલ મારી પ્રત્યે શુદ્ધ કાંચન જેવું છે, હું તેની કદર કરું છું; પણ તું મને માત્ર દિલ આપે છે, દેહ ક્વચિત જ આપે છે અને હું અસંતોષની આગમાં સેકાયા કરું છું."

"હું સમજી, પ્રમોદ! મેં મારા દેહથી તને કેવળ અળગો નથી રાખ્યો. મારી તબિયત બગડી છે છતાં હું તારાથી દૂર રહી નથી તોપણ તને અસંતોષ જ રહ્યો હોય, તો તેમાં નથી મારો વાંક કે નથી તારો વાંક. આપણે બેઉ જુદી જ માટીનાં

બનેલાં છીએ. હું અને તું પરસ્પર અનુકૂળ થઇને જીંદગી નિર્ગમી શકીશું એવી મારી લાંબા વખતની સમજ અને ગણત્રી પણ આજે હું ખોટી પડેલી જોઉં છું. મેં અને તેં બેઉએ ભૂલ કરી છે."

"એમાં ભૂલ શી થઈ ગઈ?"

"મારામાં તેં જે વસ્તુની આશા રાખી હતી તે મારામાં નથી; તારામાં જે વસ્તુ હું લગ્ન પહેલાં જોઈ શકતી હતી, તે ખરેખર તારામાં હશે કે કેમ તેની મને શંકા પડે છે."

"મારામાં શું નથી તે તો કહે."

"મને જે વસ્તુઓમાં રસ હતો, તે વસ્તુઓમાં તને પણ રસ હતો, એમ હું જોતી હતી. નાટકો અને કવિતાઓ, સૃષ્ટિસૌંદર્ય અને ભાવસૌંદર્ય વિષેની ચર્ચામાં આપણે જ્યારે ઓતપ્રોત થઈ જતાં, ત્યારે જે ભાવોથી મારું હૃદય રંગાતું તે જ ભાવોથી તારું હૃદય રંગાતું હું જોતી અને મને તું અપાર આનંદદાયક બનતો. સમરસ બનેલું મિત્રહૃદય સમરસ દાંપત્યમાં પણ એવો જ આનંદ લેશે અને દેશે એવી મારી તે વખતની સમજ હતી, અને તેથી હું તને પરણી હતી. પણ હવે મને લાગે છે કે તારા હૃદયની એ સમરસતા નહોતી, મને પ્રાપ્ત કરવા માટેનો એ માત્ર એક દેખાવ હતો. અંતરમાં તું જુદો જ હતો. દિલના સૌંદર્ય કરતાં વધુ દેહના સૌંદર્યનો તું ભૂખ્યો હતો. સરિતા સાથેનો પ્રસંગ એ તારી કસોટી રૂપ હતો, પણ એમાંથી ય હું સત્ય ન શોધી શકી, કે જે સત્ય હું અત્યારે શોધી શકું છું."

"પુલીના! તને પરણવા માટે મેં શું દંભ કર્યો હતો?"

"હા. લગ્ન પૂર્વે તને મારી વાતોમાં જે રસ પડતો તે લગ્ન પછીના પ્રવાસમાં ઓછો થઈ ગએલો અને નાબૂદ પણ થઈ ગએલો મેં જોયો છે. જે રસ દિલમાં ન હોય તે દેખાવમાં લાંબો વખત ટકતો નથી. એટલે તારો રસ મારા દિલ પ્રત્યે

જેટલો નથી, તેટલો દેહ પ્રત્યે છે એ હવે હું જોઈ શકું છું."

"તું ગમે તેમ માને, પણ આપણે એક જ ખંડમાં સાથે રાત્રિ ગાળીએ, એ વાતની તું હા કહે, તો જ મને સંતોષ થશે."

"એ સંતોષ તને અરુણા આપશે, પ્રમોદ! હું નહિ આપી શકું. વધારે સારું એ છે કે આપણે રાજીખુશીથી છૂટાં જ પડીએ."

અને બીજે જ દિવસે પુલીનાએ કોર્ટમાં છૂટા છેડાનો દાવો નોંધાવ્યો! પ્રમોદે તેને સમજાવવાનો યત્ન કર્યો પણ તે ન માની.

થોડા વધુ દિવસ ગયા અને પ્રમોદ અરુણામાંથી પણ સંતોષ ન મેળવી શકયો! તે આજ્ઞાંકિત દાસી માત્ર હતી, તે પૈસાના બદલામાં ગુલામી કરતી, પ્રમોદની ઈચ્છા મુજબ વર્તતી, પણ તેનામાં ઉલ્લાસ નહોતો. પ્રમોદ પ્રત્યે પ્રેમ તો કયાંથી જ હોય પણ પ્રમોદ સાથેના જીવનમાં તેને રસ પણ નહોતો. પ્રમોદને માટે ત્યાં દેહ હાજર હતો, દિલ શોધ્યું જડતું નહોતું!

જે દિવસે પ્રમોદને વીરમગામથી સુંદરના મૃત્યુનો તાર મળ્યો, તે જ દિવસે તેણે અરુણાને તેના દેશમાં પાછી વિદાય કરીને જ વીરમગામ જતી ગાડી પકડી હતી; અને તે વીરમગામમાં જ રોકાયો હતો, દરમ્યાનમાં કોર્ટે પુલીના અને પ્રમોદના છૂટા છેડા કરી આપ્યા હતા. પ્રમોદને બચાવ કરવો નહોતો, એટલે તે મુંબાઈમાં હાજર હોત તોપણ બીજું કશું થવાનું નહોતું.

મુંબાઈ પાછો ફર્યો ત્યારે પ્રમોદ નિરુલ્લાસ બની ગયો હતો. બહેન અને પિતા મૃત્યુ પામ્યાં હતાં. બહેનનું મૃત્યુ કલંકિત હતું અને પિતાનું મૃત્યુ કરુણ હતું. તે ઉદ્વેગથી ઘેરાઈ ગયો હતો, અપકીર્તિથી દાઝી રહ્યો હતો, અને પોતાના ભૂતકાળની સમાલોચના કરી રહ્યો હતો. અંતે તેણે કિરીટને પત્ર લખ્યો હતો.



## પ્રકરણ ૫૯

### વિષમ સંયોગોમાં દબાયલો

પ્રમોદના પત્રમાંથી કિરીટને પ્રમોદની સ્થિતિ જાણુવા મળી, તેનું અસંતુષ્ટ અને સંતપ્ત હૃદય જોવા મળ્યું, તેની ભૂલો અને પશ્ચાત્તાપ પણ વાંચવા મળ્યાં : અને સૌથી વિશેષ તો તેણે એ જાણ્યું કે પ્રમોદ દેહ અને દિલ બેઉને માટે આજસુધી ફાંફાં મારતો હતો. પુલીનામાં પોતાની એ દ્વિવિધ આશા પૂરી થવાની તેણે ધારણા રાખી હતી તે નિષ્ફળ ગઈ હતી; અરુણામાં પણ બીજા પ્રકારની નિષ્ફળતા મળી હતી. જ્યાં જ્યાં તેણે ભૂખ સંતોષવાને પછાડા માર્યા હતા, ત્યાં ત્યાં પહેલાં તે દેહસૌંદર્યથી આકષાર્યો, પણ દિલના સૌંદર્ય વિનાનું દેહનું સૌંદર્ય કેવું નીરસ હોય છે એ તેને અરુણાના અનુભવે બતાવ્યું હતું. દેહના સૌંદર્યભોગ વિના કેવળ દિલનું સૌંદર્ય સ્વાદમાં કેવું ફિક્કું હોય છે તેનો અનુભવ તેને પુલીનાએ કરાવ્યો હતો.

પત્ર વાંચતાં વચ્ચે જ થોભીને કિરીટથી મનમાં પ્રમોદને સંબોધ્યા વિના રહેવાયું નહિ: "મૂર્ખ પ્રમોદ! દેહ અને દિલ બેઉનું સૌંદર્ય બિચારી પદ્મામાં શોધવા તું કોઈ વાર થોભ્યો છે ખરો ? દિલનું સૌંદર્ય ભણતરથી જ આવે છે એ ભૂલમાં તું ભમ્યો છે. દિલનું સૌંદર્ય પૈસાથી ખરીદી શકાય છે એ ભ્રમમાં પણ તું ભમ્યો છે. એ બેઉ ભ્રમે તને ફસાવ્યો અને ખરાબ કર્યો.

હવે રડયા કર; નસીબ તારાં!"

પણ એ પત્રમાં બીજી પણ કેટલીક વાતો હતી. એક વાત સુંદરના આપઘાતની હતી, બીજી વાત પિતાના મૃત્યુની હતી. સુંદરે આપઘાત કર્યો અને તેના આઘાતથી પિતાનું એકાએક કરુણ મૃત્યુ થયું, એ વાત તેણે એમાંથી જાણી. સુંદરના આપઘાતનું કારણ પ્રમોદે પત્રમાં લખ્યું હતું તે વાંચીને કિરીટ હીબકી ગયો. તેણે તો સુંદરના વર્તનની વાત અત્યારે પહેલી જ વાર જાણી હતી. પદ્માએ પણ તેને મ્હોંએ એ વાત કોઈ વાર નહોતી કહી.

અને જ્યારે પ્રમોદે પત્રમાં કિરીટની ક્ષમાની યાચના વાંચી, પદ્માને માટે કિરીટ ઉપર દોષારોપણ કરવાનું પોતાનું સાહસ મૂર્ખતાભર્યું હતું તે કબૂલ્યું, પદ્માની દુર્દશા માટે પણ સુંદર જ કારણીભૂત હોવાની વાત તે બધા સંયોગો ઉપરથી ગાન્ય રાખતો જણાયો, ત્યારે કિરીટથી રડી જવાયું. પદ્માએ જે વાતનો ભાર છેલ્લી ઘડી સુધી પોતાના હૃદયમાં જ ઉંચકયા કર્યો હતો, જે વાત તેણે પોતા પ્રતિના વિશ્વાસ છતાં ઉચ્ચારી નહોતી, તે વાત આમ આપોઆપ જ બહાર આવી—આટલી મોડી બહાર આવી અને પદ્માએ આટલીઆટલી યાતનાઓ વેઠી, એ માટે કિરીટના હૃદયમાં તેની પ્રત્યે માન અને દયા બેઉ ઉત્પન્ન થયાં. પદ્માને ખાતર કિરીટે પણ ઘણું વેઠયું હતું, છતાં કિરીટને લાગ્યું કે પોતા કરતાં ય પદ્માએ વધારે વેઠયું હતું. એણે એ શામાટે વેઠયું હતું? પદ્માના સ્ત્રીહૃદયની એ વિશેષતા હતી કે દુર્બળતા હતી તેનો નિશ્ચય કિરીટ ન કરી શકયો.

આંસુ લૂછીને તે પ્રમોદનો પત્ર આગળ વાંચવા લાગ્યો. પ્રમોદે લખ્યું હતુંઃ "હવે કિરીટ! જીવનનું નાવ ચલાવતાં જુવાન વયમાં મેં આવી ઘણી સફરો કરી અને બંદર લાધ્યું નહિ.

અનેક અભિલાષો થયા અને દરેક વખતે અભિલાષની પાછળ મેં આંખો મીંચીને દોડયા કર્યું. પુનઃ પુનઃ ઉત્પન્ન થતા અભિલાષો એ સમુદ્રના તરંગ જેવા હોય છે. એક પાછળ એક ઉત્પન્ન થયા જ કરે છે. એ દરેક તરંગની પાછળ દોડવું અને કિનારે પહોંચવાની આશા રાખવી એ કેટલી ફોગટ છે, તે મને બરાબર સમજાઇ ગયું છે. સમુદ્રના તરંગ જેવું મારું ચંચળ મન છે, એ મનના અભિલાષો પાછળ મેં અર્ધું જીવન વેડફી માર્યું તેનો મને પસ્તાવો થાય છે.

"પણ હવે મનને સંયમમાં રાખીને જ સફર કરવાનો મેં નિશ્ચય કર્યો છે. જીવનનું નાવ ચલાવવા માટે બે હલેસાંની જરૂર છે અને હું તો એકલો છું. કીર્તિદાનો તને પરિચય છે, મને પણ તેનો પરિચય છે. એક રીતે કહું તો તેને મેં નિરાશ કરી છે, અરે, કહો કે મારા ચંચળ મને તેને પણ દગો દીધો છે. હું એ અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવા અને તેની સાથે લગ્ન કરવા તૈયાર છું: તું એમાં મદદગાર થઇ શકીશ?"

"ગધેડો!" કિરીટના મુખમાંથી એ ઉદ્‌ગાર નીકળ્યો. તેના વદન ઉપર ગુસ્સો હતો, પણ તુરત તે તિરસ્કારના હાસ્યમાં ફેરવાઇ ગયો.

પ્રમોદની કથા એટલેથી જ પૂરી થતી નહોતી. પ્રવાસ કરી આવ્યા પછી તેની આર્થિક સ્થિતિ વિલક્ષણ બની ગઈ હતી. બે માસ જેટલી લાંબી ગેરહાજરીથી પ્રેક્ટીસ નરમ પડી ગઇ હતી. પ્રવાસમાં ખૂબ ખર્ચ થઇ ગયું હતું અને બીજાં બધાં ખર્ચો તો ચાલુ જ હતા. પિતાના મૃત્યુથી મિલકત પોતાના હાથમાં આવતાં પોતાની આર્થિક મૂંઝવણ ટળશે એવી તેણે આશા રાખેલી પણ એ મિલકત કેવી રીતે જોતજોતાંમાં ઊડી ગઇ હતી તેની પ્રમોદે સ્પષ્ટતા કરી હતી.

પ્રમોદે કેટલાક દેણદારો અને લહેણદારોનો હવાલો નંખાવી થોડી રકમનું દેવું પોતા પરથી ઓછું કર્યું હતું. થોડું દેવું ઘરેણાં અને રોકડની મદદથી ઓછું કર્યું હતું, અને બાકી રહેલા બે લહેણદારોને ઘરનાં ગીરોખત લખી આપીને તાત્કાલિક છૂટકારો મેળવ્યો હતો, પણ બેઉનાં વ્યાજ તો દર માસે મોકલવાનાં હતાં. આમ પિતાની મિલકતમાંથી તે કશી મદદ મેળવી શક્યો નહોતો અને ધંધો ઢીલો પડી ગયો હતો.

પ્રમોદે લખ્યું હતું: "કિરીટ! મેં તારા પર એક પણ એવો ઉપકાર કર્યો નથી કે જેનો હું બદલો માંગી શકું. ઉલટું, મેં અપકાર કર્યો છે, તારા પર આળ ચડાવ્યું છે અને બેદરકારી તથા નફટાઈથી મેં તને મારા પર ચ્હીડાવાનું કારણ આપ્યું છે. છતાં કોઇ આંતર પ્રેરણાથી હું તારી પાસે વચન નાંખવાની હિંમત કરું છું. કિરીટ! તું અત્યારે મને હજારેક રૂપિયા ઉછીના ન આપે?"

પ્રમોદ ચારે બાજુએ કેવા વિષમ સંયોગોથી ઘેરાઈ ગયો હતો, તેનો જ કરુણ ધ્વનિ આખા પત્રમાંથી ઉઠી રહ્યો હતો. એ વિષમ સંયોગો તેના કોઈ દુર્ભાગ્યચક્રે ઉત્પન્ન કર્યા હતા, એમ કોઈ કહે તો તે માનવા કિરીટ તૈયાર નહોતો પ્રમોદે કરેલી અનેક ભૂલોએ જ તેની આ સ્થિતિ કરી હતી, એટલે વિષમ સંયોગો માટે તે પોતે જ જવાબદાર હતો. તો પછી એ સંયોગોનો ભાર ઉપાડી લેવાની તેની ફરજ હતી.

એમ તો કિરીટ પોતે જ અનેક પ્રકારની વિષમતામાંથી પસાર થયો હતો. સવા–દોઢ વર્ષથી તે હાડમાર થતો હતો. પોતે નહિ કરેલી ભૂલ માટેની જવાબદારી પણ તેણે માથે ઉપાડી હતી. તે માટે તે કાંઈ કોઈને દોષ દેતો નહોતો, કોઈ પાસેથી મદદની ભીખ માંગતો નહોતો.

પણ પ્રમોદના અને કિરીટના વિષમ સંયોગોની વચ્ચે એક વિશાળ અંતર હતું. પ્રમોદના વિષમ સંયોગો તેની ગણત્રીની બહાર તેની સામે આવીને ઊભા હતા; કિરીટના વિષમ સંયોગો તેની જાણ બહાર નહોતા. પ્રમોદ ઉપર અણધાર્યો બોજો આવ્યો હતો, કિરીટ બોજો ઉપાડવાની હરેક પળે તત્પરતા દાખવી હતી.

જે મુશ્કેલીઓ અત્યારે પ્રમોદની સામે આવીને ઊભી હતી તે મુશ્કેલીઓ પ્રમોદની ગણત્રી બહાર કેમ રહી? કિરીટને તો એવી કાંઈ મુશ્કેલીઓની ગંધ આવતી જ હતી. તેણે શું કેટલીક વાર તે માટે પ્રમોદને ચેતવણી આપી નહોતી? પ્રમોદે એ ચેતવણીને કેમ ન અપનાવી? શું તે મૂર્ખ છે? કમઅક્કલ છે?

ના, ના, તે વકીલ મૂર્ખ કે કમઅક્કલ કેમ હોઈ શકે? પણ તેનું નૈતિક માનસ જ એવું હતું કે જે કિરીટને અયોગ્ય લાગે તેમાં પ્રમોદને કશું અયોગ્ય ન લાગે. જેમાં કિરીટ ભય જુએ, તેમાં પ્રમોદ ભય ન જુએ. જેમાં કિરીટ અનીતિ જુએ તેમાં પ્રમોદ માનવની સાધારણ પ્રકૃતિ જુએ. કિરીટ જે અભિલાષનાં બધાં પાસાં તપાસીને પછી ડગલું ભરે, તે જ અભિલાષની પૂર્તિ પાછળ પ્રમોદ આંખો મીંચીને દોડે. પ્રમોદના એવા અભિલાષોનો પાર નહોતો અને કોઇ અભિલાષ છોડવા જેવી ત્યાગવૃત્તિ તેણે દાખવી નહોતી; કિરીટે તો ઘણા ય અભિલાષોને છોડીને સંયમ દાખવ્યો હતો. કિરીટને લાગ્યું કે પોતાનું અને પ્રમોદનું માનસ ઘડતર જ જુદું જુદું હતું. એ જ માનસ માનવના જીવનને દોરે છે. તે માણસને આકાશમાં ઉડાડે છે અને ધૂળ ચાટતો પણ કરે છે. બુદ્ધિ તેમાં ભાગ ભજવે છે ખરી, પરન્તુ તે માનસના કાબૂમાં રહીને જ.

પ્રમોદનાં દુષ્કૃત્યો અને મૂર્ખતાઓને કારણે તેને તુચ્છકારવો

નહિ, પણ જો તે ધૂળચાટતી સ્થિતિમાંથી ઊભો થઈને હવે સીધે માર્ગે ચાલવાની ઈચ્છા રાખી રહ્યો છે, તો તેને મદદમાં પોતાનો હાથ ધીરવો એ કિરીટને એક સુકૃત્ય લાગ્યું.

હજી સામાન ખડકીમાં જ પડ્યો હતો. ખડકીનાં દ્વાર પાસે ઊભાં ઊભાં જ તેણે બધા પત્રો વાંચ્યા હતા અને તે વિચારને ઘોડે ચડીને દોડતો હતો.

એટલામાં ખડકી પાસે થઇને એક પડોશી નીકળ્યો. તે જરા ઊભો રહ્યો અને કિરીટને જોઇને બોલ્યોઃ "ક્યારે આવ્યા કિરીટભાઈ ? ખૂબ મુસાફરી કરી ?"

"હા, ખૂબ મુસાફરી કરી. અત્યારે જ ચાલ્યો આવું છું. તમે લુગડાં બદલીને ક્યાં ચાલ્યા ?"

"ન્યાતમાં અત્યારે જ એક મરણ થયું છે. ચાલો આવવું છે ?"

"કોણ મરી ગયું ?"

"પેલા જગતપ્રસાદની વહુ કસુવાવડમાં મરી ગઈ."

"જગતપ્રસાદની વહુ ? કઈ, હમણાં પરણ્યો'તો તે ?"

"હા ! તમે લગ્ન અટકાવવા મહેનત કરી'તી તે જ !"

"અરરર ! બિચારી મરી ગઈ ?" કિરીટ કમકમી ગયોઃ "ચાલો, આવું છું. આ સામાન મૂકીને કપડાં બદલી આવું છું. તમે જરા ઊભા રહો. આપણે સાથે જ જઈએ."

પાંચ મિનિટમાં સામાન પરશાળમાં મૂકી, કપડાં બદલી તે જગતપ્રસાદને ત્યાં ચાલ્યો.



## પ્રકરણ ૬૦

### શાણપણ માટે ઠોકર ખાવી જ જોઇએ ?

નનામી બંધાઇ રહી હતી તે વખતે કિરીટ જગતપ્રસાદને ત્યાં જઈ પહોંચ્યો. કેટલાકને આશ્ચર્ય થયું, કેટલાકને એના આગમનમાં વ્યંગનું સૂચન લાગ્યું, કોઇને એમ પણ લાગ્યું કે જગતપ્રસાદના પિતાને તે હસવા આવ્યો હતો. કોઈ કોઈ ન્યાતીલાઓ કિરીટના વદન ભણી તાકી રહ્યા હતા અને જાણે તેની વદનરેખાઓમાંથી સાંભળી રહ્યા હતાઃ "કેમ શેઠ ! નાનકડી છોકરીને વેચાતી લઇને દીકરાને ગુપચુપ પરણાવી દીધો, તેનું ફળ હવે ચાખ્યું ને ?"

પણ કિરીટ એવા કોઈ મનોભાવ સાથે ગયો જ નહોતો. એક છેવાડે ખૂણે જગતપ્રસાદ બેઠો હતો. તેના કપાળે ભૂસી નાંખેલો કંકુનો ચાંદલો ભાસતો હતો. તેની આંખો તાજાં સુકાયલાં આંસુથી ઘેરાયલી હતી. તેના વદન પર કિરીટે કરુણા પથરાયલી જોઈ. તેના પિતાની આંખમાં તો કરડાકી હતી, પરન્તુ જગતપ્રસાદની આંખમાં કિરીટે શરમ જોઈ. કિરીટને જોતાં જ તેણે નીચું માથું ઘાલ્યું.

કિરીટ જઇને એક બાજુએ બેઠો. થોડી વારે જગતપ્રસાદ ઊઠીને તેની પાસે આવ્યો અને બેઠો. તેણે પૂછ્યું: "કિરીટભાઈ! ક્યારે આવ્યા ?"

"અત્યારમાં જ આવ્યો. આવતાં વાત આ ખબર મળી એટલે અહીં આવ્યો."

"હમણાં તો રહેવાના જ છો ને ?"

"હા."

અને બેઉ ચૂપ જ રહી ગયા. એકઠા થએલાઓ તેમને જોઈ રહ્યા. કેટલાકને આશ્ચર્ય પણ થયું.

એટલામાં નનામી ઘરમાં ગઈ અને થોડી વારે મુડદું નનામીમાં બંધાઈને બહાર નીકળ્યું એટલે સૌ નીકળી પડ્યા. કિરીટ પણ સૌની સાથે સ્મશાને ગયો.

રાત્રે જ્યારે તે પ્રમોદના પત્રનો જવાબ લખવાની તૈયારી કરી રહ્યો હતો, ત્યારે એકાએક તેણે જગતપ્રસાદને પોતાને ત્યાં આવેલો જોયો.

"આવો, જગતપ્રસાદભાઈ! શી ખબર છે ?"

"ખબર તો તમે જાણો છો. હું અભાગિયો માણસ છું. હું જીંદગીમાં સુખી ન થયો તે ન જ થયો."

"સાચી વાત. પણ સુખી થવાનો તમારો માર્ગ સાચો હતો એમ તમને લાગે છે ખરું ?"

"એક વાર લાગતું હતું, હવે નથી લાગતું. તમારા શબ્દો અત્યારે સાંભરે છે." એમ કહેતાં જગતપ્રસાદની આંખો ભીની થઈ.

"હવે જાગ્યા ત્યારથી સ્હવાર ગણો, જગતપ્રસાદભાઈ!"

"પણ મારું દુર્ભાગ્ય હજી આગળનું આગળ છે."

"એટલે ?"

"હજી મારે એક વાર પરણવાનું છે!"

"તો પરણી લ્યો!"

"તમે મશ્કરીમાં બોલો છો ?"

"ના. તમારા જેવા દુઃખી માણસની મશ્કરી હું કરું નહિ.

તમારી મને દયા આવે છે.”

“તેથી તો હું તમારી પાસે આવ્યો છું. તમે મને માર્ગ બતાવો.”

“શાનો માર્ગ બતાવું ?”

“પિતાજી કોઇ બીજી કન્યા શોધવાનું કહે છે, મારે તેમ કરવું નથી.”

“ત્યારે શું કરવું છે ?”

“તમે જ મને એક વાર કહ્યું હતું તે યાદ છે ?”

“હા, જયાને ફરીથી ઘરમાં લાવવાનું કહ્યું હતું. પણ ત્યારપછી બહુ બનાવો બની ગયા. તમે પરણ્યા અને રાંડયા. સંયોગો અને માનસ બદલાઈ ગયાં. હજી તમારા પિતાજી અને તમારી વચ્ચે મતભેદ હોય તેમ લાગે છે. હું ધારું છું કે જયાને પાછી લાવવાનું હવે શકય નથી. તમને તે શકય લાગે છે ?”

“મને કશી ખબર નથી; પણ પિતાજીની વાત મને રુચતી નથી. અને બીજી બાજુએ જયાને પાછી લાવવી એ શકય હોય તોપણ ઘરમાં કાયમનો કંકાસ પેસે. હવે મારે કરવું શું ?”

“એકલા જીંદગી પૂરી કરવી.”

જગતપ્રસાદ મૂગો મૂગો કિરીટની સામે તાકી રહ્યો. કિરીટ જરા ઉશ્કેરાઇને બોલ્યો: “માફ કરજો જગતપ્રસાદભાઈ, તમારે સુખી થવું છે અને તે માટે જોઈતી હિંમત તમારી પાસે નથી. તમારા જેવા માણસે માબાપ કહે તેમ કરીને ઘરમાં રોટલા ખાધા કરવા એજ સારું છે.”

જગતપ્રસાદે કશુંયે બોલ્યા વિના નીચું માથું ઘાલ્યું.

કિરીટ આગળ બોલ્યો: “હજી પણ હિંમત હોય તો જાઓ જયા પાસે, તમારું દિલ ખુલ્લું કરો, ખોટી પતરાજી છોડી દો, અને એ સંસ્કારી ને શાણી બાઈની તમને સહાનુભૂતિ મળશે;

તિરસ્કાર નહિ મળે એવી મારી ખાત્રી છે. તે જરૂર હા કહેશે, તમારી સાથે આવીને રહેશે અને માબાપને એ વાત અણગમતી હોય તો તમારા સુખ માટે તમે જુદા રહો તો એમાં ખોટું શું છે? છે એટલી હિંમત?"

"હા!" તુરત જગતપ્રસાદે જવાબ આપ્યો: "પણ મને ટેકો તમે આપો એવી મારી વિનંતિ છે."

"હું તો ટેકો આપું છું જ. કોઈ કહે કે તમે ખોટું કામ કર્યું છે તો તેને લાવજો મારી પાસે, હું સમજાવીશ. પણ તમારા પિતાને સમજાવવાની શક્તિ મારામાં નથી. એક સુશિક્ષિત અને સંસ્કારી બાળાને જેઓ ઓળખી ન શકયા અને કોર્ટનો મામલો ઊભો થતાંસુધી જેઓને સાન ન આવી તેઓને સમજાવવાંય નકામાં છે."

"હું બીજી રીતનો ટેકો માંગું છું. હું અને તમે બેઉ સુરત જઈએ."

"એ તે કેવી વાત! મારું તમારી સાથે શું કામ?"

"તમે જ એક વાર જયાનો પત્ર લાવ્યા હતા."

"હા, પણ તેને તો બહુ વખત થઈ ગયો. ત્યારપછી મારો તેમની સાથે પત્રવ્યવહાર પણ નથી. વળી જેમ તમારાં માતાપિતા અને તમારી વચ્ચે મતભેદ છે, તેમ ત્યાં ય જયા અને તેના પિતાની વચ્ચે મતભેદ છે. એ સ્થિતિમાં હું તમારી સાથે આવું તો મારી સ્થિતિ કેવી કફોડી થાય!"

"એ પણ સાચી વાત."

"વળી એ સાથે એક બીજી વાત પૂછી લઉં. બીજી કન્યા મળવાના અસંભવથી પ્રેરાઈને તમે જયાને પાછી લાવવા ઇચ્છો છો?"

"કેવળ અસંભવ તો નથી જ. પૈસા ખર્ચીને બીજી વાર પરણ્યો તેમ ત્રીજી વાર પણ પરણી શકું, અને પિતાજીની તેવી જ

ઇચ્છા છે. પણ જયાના ગુણોનો હવે મને ખ્યાલ આવે છે. કોઇને પણ એવી સ્ત્રી મળવી મુશ્કેલ છે, એ કારણે જયાને હું પસંદ કરું છું અને વળી કેસ પતી ગયા પછી પિતાની ઇચ્છાની સામે થઈને તેણે મને પત્ર લખ્યો એ એની હિંમત અને કિંમત એ બેઉનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી."

"તમે ઠીક સમજ્યા છો. હવે જો તમે મને કહો તો હું તમને બીજી રીતે મદદ કરું. જો કે તમારી સાથે સુરત આવવાનું તો મારાથી નહિ જ બને."

"ગમે તે રીતે તમે મને મદદ કરો, અને જયા ફરીથી મારા ઘરમાં આવે એવી વ્યવસ્થા કરી આપો. એ માટે એક વાર માબાપને નાખુશ કરવાં પડે અને ઘર છોડવું પડે તો તેમ કરવા હું હવે તો તૈયાર છું."

"તો ઠીક. તમે મને ચાર દિવસ પછી મળજો."

"વારુ, પણ આ વાત કોઇને કાને ન જાય."

"કેમ ? વળી પાછી હિંમત ઊડી ગઇ ?"

"નહિ, તેમ નથી. નકામી અફવાઓ ઉડયા કરે તે ઠીક નથી. મારું વધારે ખરાબ તો અફવાઓએ કર્યું છે. સમય આવ્યે હિંમતથી એક કામ કર્યા પછી લોકો ભલે ટીકાઓ કરે, તે વેઠી લઇશ; પણ તે પહેલાંની અફવાઓથી તો તોબાહ પોકારી જવાય છે."

કિરીટને હસવું આવ્યું. અફવાઓએ તેને પણ કાંઇ ઓછો સતાવ્યો નહોતો. તેણે કહ્યું: "તમારી અને મારી વચ્ચેની વાત વડોદરામાં કોઇ નહિ જાણે. તે માટે જ કદાચ તમે મારે ત્યાં રાતને વખતે આવ્યા હશો."

"હા, એમ જ છે." ઉઠતાં ઉઠતાં જગતપ્રસાદના વદન પર પણ સ્મિતની આછી લહરિ આવી અને ઉડી ગઇ.

જગતપ્રસાદ ગયો એટલે કિરીટે સુશીલને એક પત્ર લખી નાંખ્યો અને તેને બે દિવસની રજા લઈ પોતા પાસે વડોદરા આવવા લખ્યું. તેનો ઇરાદો સુશીલને જયા પાસે મોકલવાનો હતો અને એક રીતે એ કુટુંબ ઉપર સુશીલ જે પ્રભાવ પાડી શકે તે પ્રભાવ પોતે હવે પાડી શકે તેમ નહોતું.

પત્ર લખી રહ્યા પછી જયાની મૂર્તિ કિરીટની આંખો સામે આવીને ઊભી રહી. તે મૂર્તિમાંથી નમ્રતા અને શાણપણનાં તેજ સ્ફુરતાં હતાં. એ જ જયા એક વાર જગતપ્રસાદને અળખામણી લાગતી હતી–અભિમાનિની લાગતી હતી. એના ગુણો જ જગતપ્રસાદને દોષોરૂપ અને સ્વમાનનો ઘાત કરનારા લાગતા હતા! એ સ્ત્રી ઉપર પોતાની છાપ પાડવાને તે ઘેલો અને અત્યાચારી બન્યો હતો, અને પરિણામે બેઉ છૂટાં પડચાં હતાં.

આજે પરિસ્થિતિના પરિવર્તને જગતપ્રસાદને જયાના ગુણો જોતાં શીખવ્યું હતું. કિરીટને આશ્ચર્ય થતું હતું. વિધવિધ અનુભવો માણસને જે શાણપણ શીખવે છે તે સેંકડો પુસ્તકો શીખવતાં નથી, એ કેટલું સત્ય હતું! જે કાંઈ જગતપ્રસાદના સંબંધમાં સત્ય હતું તે જ પ્રમોદના સંબંધમાં પણ સત્ય હતું. તેણેય તરેહતરેહના અનુભવો લીધા હતા અને તેનામાં હવે શાણપણ આવ્યું હતું એમ કિરીટને પ્રમોદના પત્ર પરથી લાગતું હતું.

તો પછી શાણપણ માટે મનુષ્યે ઠોકર ખાવી એ શું અનિવાર્ય છે?

આ પ્રશ્ને કિરીટને વિચારમાં મશગુલ બનાવી મૂક્યો. ઠોકર ખાવાથી ડહાપણ આવતું હોય, તોપણ ડાહપણ માટે ઠોકર ખાવી જ જોઈએ એમ કાંઈ ફલિત થતું નથી. તરેહતરેહના અભિલાષો ઉપજે અને માણસ મનની વિષમ સ્થિતિમાં તેની પાછળ દોડે તો તેને ઠોકર ખાવી પણ પડે. અને પછી મનની

વિષમતા એ એક નબળાઇ છે એવું તેને સૂઝે. એક સ્ત્રી સાથે જીવનનો સંબંધ બાંધતાં એવી નબળાઈઓ વારંવાર દાખવવી પડે એ શું ભયંકર નથી ?

મનની એ વિવશ સ્થિતિ જ ટાળવી જોઈએ: પરિસ્થિતિને અનુકૂળ બનાવવાનાં ફાંફાં મારવા કરતાં મનને પરિસ્થિતિને અનુકૂળ બનાવીને તેમાં સુખને શોધવું એ જ હિતકારક છે. એવા વિચારને અંતે કિરીટે પ્રમોદને પત્ર લખવા માંડચો.



## પ્રકરણ ૬૧

## પ્રમોદને પત્ર

"પ્રિય ભાઈ પ્રમોદ!

"તારો પત્ર મળ્યો, તે સાથે વીરમગામથી લખાયલા બીજા બે પત્રો ઉપરથી બહેન સુંદરના અને મામાના મૃત્યુના સમાચાર જાણી અત્યંત ખેદ થયો.

"તારો પત્ર મેં શોક, આશ્ચર્ય અને આનંદની ત્રિવિધ લાગણી સાથે વાંચ્યો છે. શોક થયો, કારણકે બે આપ્તજનોનાં મૃત્યુના શોકથી અને વિષમ સંયોગોથી તું ઘેરાઈ ગયો છે. આ વિષમતા કાંઈક અંશે તેં પોતે જ ઉત્પન્ન કરી છે, અને તારા પત્ર પરથી જણાય છે કે તે સંબંધી તારી પોતાની જવાબદારી તું સમજે છે, અને તેથી મને આનંદ થયો છે.

"લગ્ન દિલ અને દેહ બેઉ માંગે છે, એ તો જાણીતી વાત છે. તને એક સ્થાનેથી એ બેઉ મળ્યાં હતાં, પણ તું તેથી તૃપ્ત ન થયો. તારી દેહવાસના તોફાની હતી. એ તૃપ્તિ તેં બીજે માર્ગે શોધી, તો ત્યાં તને દિલ મળ્યું નહિ. બેઉથી તારે છૂટવું પડ્યું, ખેર; હવે વળી તું ત્રીજે સ્થળેથી એ બેઉ મેળવવા ચાહે છે, ખરું ને? પણ એ ત્રીજે સ્થળેથી તું તૃપ્તિ અનુભવશે તેની તું કોઈ રીતે ખાત્રી આપી શકે છે?

"હું નથી માની શકતો. તારું મન હું જોઈ ચૂક્યો છું. તું

તરંગી બાળક જેવો છે. નવાં નવાં રમકડાંનો અભિલાષ તું સેવે છે, તે મેળવે છે અને ભાંગીતોડીને ફેંકી દે છે. તારા એ મનને તું સંપૂર્ણ રીતે પિછાણી ન શકે તો તું આખી જીંદગીમાં કદાપિ લગ્નજીવનથી સુખી–સંતોષી થઈ શકે એમ હું માનતો જ નથી.

"તું અત્યારે કીર્તિદાને સંભારે છે અને કહે છે કે તું એક વાર તેને ચાહતો હતો અને હવે તેને પરણીને તું સુખી થઇ શકીશ! તું હજી પણ કેવો મૂર્ખ છે! પુલીનાને તું કાંઇ ઓછી ચાહતો નહોતો, વર્ષોસુધીનો તમારો પરિચય હતો, છતાં તું તેનાથી સુખી ન થયો, તે કેમ ભૂલી જાય છે? આટલા લાંબા પરિચય અને પ્રણય પછી, બેઉના સરસ વિદ્યાભ્યાસ પછી, બેઉને પોતપોતાનાં જીવનસ્વપ્નોનો વિનિમય કરવાની ખૂબ તક મળ્યા પછી, જો તું સુખી ન જ થયો હોય, તો તારામાં કાંઇકની ખામી છે તેનું તને ભાન નથી એમ હું માનું છું. કીર્તિદામાં એવું શું છે કે જે પુલીનામાં નહોતું તે મને કહીશ?

"પણ લગ્ન દિલ અને દેહ માંગે છે અને આપે પણ છે. તું પુલીના પાસેથી જે માંગી રહ્યો હતો તે તું તેને આપી રહ્યો નહોતો, તે તું ઉંડો વિચાર કરી જોઇશ તો તને સમજાશે. લગ્ન પરસ્પરનું સ્વાર્પણ માંગે છે. પુલીના રસિકતા અને લાગણીઓની પ્રતિમા સમી હતી, જ્યારે તું તેનો ઉપભોગ જ કરતો હતો. એ ઉપભોગના અસંતોષે તને ગાંડો બનાવ્યો. પુલીનાનો દોષ કશો નહોતો. તારામાં જો સામી સમર્પણવૃત્તિ હોત તો તું તારા એ અસંતોષને પ્રેમના અગ્નિમાં હોમીને વધુ નિર્મળ બન્યો હોત, તું ગાંડો બનીને બેવફા થયો ન હોત. પણ એટલું યે સામું સમર્પણ કરવાને તૈયાર ન હોય તે પતિને પ્રેમાળ અને સમજુ પત્ની તુરત પિછાણી જાય છે. પુલીના તને પિછાણી

ગઈ. લગ્ન પછી તેને માટે બહાર નીકળવાની એક બારી ખુલ્લી હતી તેમાંથી તે નીકળી ગઈ. પદ્મા એવી રીતે નીકળી શકે તેમ નહોતું, છતાં તેં તેને કાયદાબાજીથી દિવાલમાં ગાબડું પાડીને બહાર હાંકી કાઢી.

"પ્રમોદ! જે પતિ કે પત્ની કેવળ તન-મનના ઉપભોગના અભિલાષોમાં જ મત્ત ફર્યા કરે છે, તેઓ તારા જેવા જ કડવા અનુભવોનો ભોગ બને છે. તેમના અભિલાષોનો અંત જ હોતો નથી. તેને હું તો અભિલાષ નહિ પણ તૃષ્ણા જ કહું. તે આગળ ને આગળ વધ્યા જ કરે. પ્રાપ્ત વસ્તુમાં તેઓને કદાપિ સંતોષ મળતો નથી. દૂરસ્થ વસ્તુઓનું મૂલ્ય તેમની આંખોને વધુ દેખાય છે, અને એ વસ્તુઓની પ્રાપ્તિ થતાં પુનઃ તેમની તૃષ્ણા આગળ દોડવા લાગે છે. એવાં તૃષ્ણાતુર મનનાં દંપતીઓનાં સુખસ્વપ્નોનો અંત ક્યાં?

"અજમાયશી લગ્નોની પ્રથા અમેરિકામાં ચાલે છે, તેવી આપણા દેશમાં ચાલે તો દંપતીઓ વધારે સુખાનુભવ કરે એમ તું કદાચ કહીશ. સમતા-વિષમતાનું માપ કાઢીને પછી સમતા માલૂમ પડયે પાકું લગ્ન કરવું એવો તેમનો નિર્ધાર હોય છે. પરન્તુ એવી રીતે થએલાં લગ્નો પણ નિષ્ફળ નીવડયાના અને તૂટયાના દાખલાઓ મળે છે તેનું કારણ તેં કોઈવાર શોધ્યું છે? અને અજમાયશ વિના થએલાં લગ્નો સફળ નીવડયાના દાખલાઓનું રહસ્ય તેં કોઈ વાર તપાસ્યું છે?

"લગ્ન અજમાયશી હોય, કે બીનઅજમાયશી હોય, જે પતિ પત્નીનાં મન વિવશ હોય છે, બાળકો જેવાં તરંગી હોય છે, સ્વાર્પણ માટે તત્પર નહિ પણ શોષણ માટે તૃષાતુર હોય છે, તેઓ કદાપિ સુખાનુભવ કરી શકતાં નથી; તેથી ઉલટું સ્વવશ મનવાળાં દંપતી પરસ્પરમાં સમતાની શોધ કરીને પ્રેમવૃદ્ધિ કરે છે અને

તેમાં જ સુખનો અનુભવ કરે છે.

"વિદ્યાર્થી જીવનમાંથી છૂટયાને મને જે થોડો સમય થયો છે, તે દરમ્યાન મેં જે કાંઈ જોયું અને હું જે કાંઇ સમજ્યો તે ઉપરથી હું તને એટલું કહી શકું છું કે બે માનવપ્રકૃતિઓમાં સંપૂર્ણ સમતા શોધવાથી પણ કદાપિ સાંપડવાની નથી. એ સમતા નિષ્પન્ન કરવાને તો મથન કરવું જોઈએ, મનને કેળવવું જોઈએ. વિષમતા શોધીને અસંતુષ્ટ બનનારું મન પણ વિષમતાઓના ઢગલામાંથી સમતા શોધીને સંતોષ મેળવી શકે છે. આપણી સમક્ષ જોઇએ તેવાં દંપતીઓના દાખલા છે. એક બીજાને ઓળખ્યા વિના પરણેલાં પતિપત્નીના સુખી સંતોષી જોડાંય જોઈએ છીએ, અને અજમાયશી લગ્ન પછી પાકું લગ્ન કરનારાં પતિપત્નીનાં દુ:ખી જોડાં પણ જોઈએ છીએ. બાહ્ય સમતાથી દંપતીનું આંતર જીવન સુખી નીવડે છે એવો સિદ્ધાંત સ્થાપી શકાય તેમ નથી; આંતર સમતા ઉત્પન્ન કર્યે જ તે સુખી નીવડે છે એ તો આપણે જોઈ શકીએ છીએ. આ આંતર સમતા બાહ્ય સમતા ઉપર જ આધાર રાખે છે, એમ તો તારો પોતાનો અનુભવ જ ના કહે છે, તો એ સમતા આવે કેવી રીતે? તે માટે એક બળની જરૂર છે અને એ બળ સંયમનું.

"જોજે, દમન અને સંયમનો ખીચડો ન કરી નાંખીશ. દમન અનિષ્ટ છે, સંયમ ઇષ્ટ છે. દમન માત્ર ઊર્મિશીલતાનો આવિષ્કાર છે, સંયમ અભ્યાસથી સિદ્ધ થાય છે. દંપતીએ અભ્યાસવડે સંયમ શીખવો જોઇએ અને તે દ્વારા જ તેઓ પરસ્પરમાં સમતા શોધી શકે છે. તેં એ અભ્યાસ નથી સેવ્યો. તું તો ઊર્મિની પાછળ પાછળ આથડયો છું અને માયાવી સંતોષ માટે તેં ફાંફાં માર્યાં છે.

"મારા કથનનું તાત્પર્ય માત્ર એક જ છે. પરિણીત જીવનના

સુખ માટે પૂર્વપ્રણયી જીવનની અપેક્ષા તું છોડી દે. પૂર્વપ્રણય હોય તો જ પરિણય પછી પ્રેમ જામે એ એક ધખારો છે, અને એ ધખારાએ તારું માથું ફેરવી નાંખ્યું છે. તેં ખાધેલી ઠોકરોની પાછળ એ ધખારો જ માત્ર છે એમ હું જોઈ શકું છું. કોલેજમાં તું ગયા પછીથી આજસુધીનું તારું સરવૈયું તપાસી જા, અને એ ધખારાએ તારી પાસે કરાવેલાં આચરણોનું લાંબુ ઉધારપાસું તને દેખાયા વિના નહિ રહે.

"તું સમજી ગયો હોઈશ કે કીર્તિદાને પરણવાની તારી ઝંખનાને હઠાવવા માટે હું આ લખું છું. વાત સાચી છે. કીર્તિદાને તું એક વાર ચાહતો હતો, તેથી તું તેને પરણીને સુખી થઈશ, એ તારો ધખારો છોડાવવા માટે હું આમ લખું છું એ પણ ખરું છે. કીર્તિદા તને મળે તેમ નથી કારણકે તે તો ક્યારની પરણી ગઈ છે, પરંતુ તે કુંવારી હોત તો યે હું તને એ લગ્ન કરવાની ના કહેત.

"હું પૂછું છું કે તેં જે બહુવિધ ઠોકરો ખાધી છે, તે પછી પૂર્વપ્રણયવાળી પત્નીની જ ઝંખના તને હજી કેમ રહ્યા કરે છે? પ્રણયસાધનામાં જે કેફ રહેલો હોય છે એ કેફ જ ચોમેર પ્રેમનાં ઝાંઝવાં જોઈ રહ્યો હોય છે, અને એ કેફ ઊતરી જાય છે ત્યારે પ્રણયસિદ્ધ લગ્નનાં દંપતીઓ પણ અસંતુષ્ટ બને છે. પૂર્વ લગ્ન પછીની પ્રણયસિદ્ધિ તેં એકકે વાર કરી નથી. પદ્માને પણ તેં અન્યાય કર્યો છે. પુલીના જેવી તે વિદુષી નથી, અરુણા જેવી સૌંદર્યવતી નથી અને કદાચ તેનામાં એના જેવી અધીનતા પણ નહિ હોય; કોઈ સીનેમા–નટીનું ચાંચલ્ય કે જ્ઞાતયૌવનાનું મઘમઘતું કૌમાર્ય પણ તેનામાં નથી. છતાં તેનામાં જે કાંઈ છે તે હવે તને બીજે ક્યાંયથી મળે તેમ હું માનતો નથી. તેનામાં અણખોટયું દિલ છે, તલસતો દેહ છે,

પ્રેમની હૂંફ છે. એ દિલને તેં કોઇ વાર પણ મીઠી ફૂંક મારી જોઇ હોત તો તેમાંથી પ્રેમની જ્વાળા પ્રકટી શકી હોત, પણ તેં એ તક જ લીધી નથી. તેં અવનવી ઊર્મિઓ અને વિચિત્ર ઝંખનાઓ પાછળ ભ્રમીને મનને નિરંકુશતાનો જેટલો અભ્યાસ કરાવ્યો છે, તેટલો એક છૂપા અગ્નિને શ્વાસ રુંધીને ફૂંક મારવા જેવો અભ્યાસ કરવા જ દીધો નથી.

"હવે જ્યારે તું જાણી ચૂક્યો છે કે પદ્માનું તન કલુષિત થયું હોવા છતાં તેનું મન કલુષિત થયું નહોતું; તન કલુષિત થયું તેનું કારણ પણ સુંદર હતી અને અજ્ઞાન દશામાં પદ્મા પર ગજબ ગુજર્યો હતો; ત્યારે હું તને કહેવાની હિંમત કરું છું કે તું હવે પદ્માને અપનાવી લે, તો તું બીજા અનુભવો કરતાં વધારે સુખદ અનુભવો કરી શકીશ. પદ્માની તારી પ્રત્યેની ભક્તિની વાત હું શી કરું ? મારે ત્યાં તે જેટલો સમય રહી, તેટલો સમય તેણે તારી છબીનું ધ્યાન ધરીને જ ગાળ્યો છે. એક ત્યક્તા સ્ત્રીનું પણ એટલું પવિત્ર મન હોઈ શકે છે તે મને પદ્માએ જ બતાવી આપ્યું છે. અને એની પવિત્રતાએ જ મને એનો એટલો પક્ષપાતી બનાવ્યો છે કે પદ્માના રક્ષણને ખાતર મેં બીજા કોઇની કે કશાની પરવા રાખી નથી.

"પતિ પત્નીનો નિર્દયતાથી ત્યાગ કરે ત્યારે સ્ત્રીમાં પ્રકોપ જાગે એ સ્વાભાવિક હોય છે. પદ્માનો એ પ્રકોપ તેની પોતાની જાત પર ઊતર્યો છે, પણ તારું અમંગળ એણે કદાપિ વાંચ્છયું નથી. લગ્નની પાછળ રહેલી ઉંચી ભાવનાશીલતાની જ એ કદાચ અસર હશે. એ ભાવનાશીલતા પતિ–પત્ની બેઉમાં હોય એ જ સાચું દંપતી એવી હવે મેં 'દંપતી'ની વ્યાખ્યા બાંધી છે. એને લાગણીવેડા કહેનારા પણ મારા કેટલાક મિત્રો છે. અને એ જો લાગણીવેડા હોય, તોપણ લેવડ–દેવડના કરારજેવાં, શરતો વડે

નિયંત્રિત થનારાં અને હક્ક–મૂડીની વહેંચણીને અનુસરનારાં લગ્નો કરતાં એ લાગણીવેડાવાળા દાંપત્યને હું વધારે પવિત્ર અને આવશ્યક માનું છું.

"તારી એક મુશ્કેલી હું ટાળીશ. જો તું પદ્માને સ્વીકારીશ, તો તેના બાળકનો ભાર હું ઉંચકીશ. તેને મારે ત્યાં રાખીને હું ઉછેરીશ.

"તું હજાર રૂપિયા ઉછીના માંગે છે. અત્યારે મારી પાસે રૂ. ૫૦૦ છે તે તને ટપાલ દ્વારા મોકલું છું, બીજા ૫૦૦ રૂપિયા બે દિવસ પછી મોકલીશ.

"બસ, અત્યારે તો જેટલું લખવાનું સાંભર્યું તેટલું લખું છું. પછી સાંભરશે તો પછી લખીશ. પણ તારો જવાબ મને સત્વર મળે એવી ઇચ્છા અંતરમાં તુમુલ યુદ્ધ મચાવી રહી છે. એનું એક કારણ પણ છે, પણ તે અત્યારે નહિ જણાવું.

"લી. તારો...કિરીટ"



## પ્રકરણ ૬૨

## આશ્રમમાં મેળાપ

પ્રમોદને પત્ર લખી રહ્યા પછી કેટલીક વારસુધી પ્રમોદ અને પદ્મા કિરીટના મગજમાં ઘૂમી રહ્યાં. પ્રમોદ પોતાની દરખાસ્ત સ્વીકારશે કે નહિ તેના સંકલ્પ–વિકલ્પ તેને થયા કરતા હતા.

પદ્માને આશ્રમમાં મૂકયા પછીના કશા સમાચાર કિરીટને મળ્યા નહોતા. સુશીલ તેની સંભાળ લેતો હશે એવો તેને વિશ્વાસ હતો. છતાં પદ્માને એક પત્ર લખીને તેના કુશળ વર્તમાન જાણુવાની તેને ઇચ્છા થઈ. તેણે પત્ર લખી નાંખ્યો અને તે સાથે તેને સમાચાર પણ લખ્યા કે સુંદર તથા સોમચંદ શેઠ ગુજરી ગયાં છે. પ્રમોદ સંબંધી કશા સમાચાર પદ્માને આપવાનું તેને ઉચિત ન લાગ્યું.

આશ્રમમાં પદ્માને એ પત્ર મળ્યો ત્યારે તે ચોંકી ગઈ. થોડા દિવસને અંતરે સુંદરનું અને તેના પિતાનું મરણ થયું એ કાંઈ સામાન્ય ઘટના નહોતી. તે આશ્રમમાં આવ્યા પછી એક જ નવીન વાત માત્ર જાણી શકી હતી અને તે તેને કપિલાએ જ કહી હતી કે પ્રમોદે કોઈ દક્ષિણી યુવતી સાથે લગ્ન કર્યું હતું. પદ્મા એવું અનુમાન કરતી જ હતી. પુલીના અને પ્રમોદનો વ્યવહાર તેણે નજરોનજર જોયો હતો, એટલે લગ્નની ખબર તેને

ખાસ આશ્ચર્ય પમાડનારી નહોતી બની; પરન્તુ ત્યારપછી વીરમ-ગામમાં બનેલા બનાવોની તેને કશી ખબર નહોતી. આ ઓચિંતા સમાચારે તેને કાંઈ કાંઈ તર્કો દોડાવનારી બનાવી મૂકી.

પદ્માનો એક તર્ક એવો પણ હતો કે સુંદર કદાચ ગર્ભપાત કરવાના યત્નમાં મૃત્યુ પામી હોય. સોમચંદ શેઠ કદાચ વૃદ્ધ અવસ્થા કે દર્દનો ભોગ થઇને મૃત્યુ પામ્યા હોય એટલું જ તે કલ્પી શકી.

બે દિવસસુધી તેના ચિત્તમાં સુંદર ઘૂમી રહી. તેના મૃત્યુનું કારણ અને વીગત જાણવાની ઇચ્છાને તે રુંધી શકી નહિ. કિરીટને કુશળ વર્તમાનનો વળતો પત્ર લખવો અને તેમાં સુંદરના મૃત્યુ સંબંધી વિશેષ સમાચાર પૂછવા એવો વિચાર કરીને તેણે કાગળ પેન્સીલ લીધાં.

તેણે કાગળમાં પૂરી એક લીંટી પણ લખી નહોતી, એટલામાં આશ્રમનો એક નોકર તેની પાસે આવ્યો અને બોલ્યોઃ "તમને કોઇ ગૃહસ્થ મળવા આવ્યા છે."

આશ્રમમાં તેને મળવા આવનાર કિરીટ સિવાય બીજું કોણ હોય ? તેણે પૂછ્યુંઃ "વડોદરાથી કિરીટલાલ આવ્યા છે ?"

"આ કાગળમાં તેમણે પોતાનું નામ લખ્યું છે" એમ કહેતાં નોકરે કાગળનો નાનો ટુકડો પદ્માના હાથમાં મૂક્યો.

પદ્માએ નામ વાંચ્યું, આંખો ચોળીને ફરીથી વાંચ્યું અને તે એ અક્ષરો સામે તાકી જ રહી. "પ્રમોદલાલ વકીલ" પોતાને મળવા આવ્યા છે એ વાત પદ્મા ન માની શકી હોત—જો તે તેના અક્ષરોને ન ઓળખતી હોત. તે સ્તબ્ધ–સ્થિર બની ગઇ.

"તે મને કેમ મળવા આવ્યા હશે ?" એ પ્રશ્નના ઉકેલમાં જ તે એટલી ગુંચવાઈ ગઈ કે પ્રમોદને મળવાની હા કહેવી કે ના કહેવી તે સંબંધી તેણે કશો વિચાર જ ન કર્યો. નોકરે તેને પૂછ્યુંઃ "તેમને અહીં બોલાવવા છે કે તમે ઓફીસમાં આવો છો ?"

"હં !" પદ્મા જાણે કે ઉંઘમાંથી ઝબકીને જાગી.

"ન મળવું હોય તો ના કહું, એટલે ચાલ્યા જાય."

"હા, ભલે જાય...ના, ના,...થોડી વાર તેમને ત્યાં બેસવાનું કહો."

"અને સાહેબે પૂછાવ્યું છે કે એ તમારા કાંઇ સગા છે કે નહિ ?"

"સગા ? સગા નથી; ના, ના, સગા થાય ખરા. પણ તેમને ઓશીસમાં જ બેસાડો ને, હું આવું છું."

પદ્મા હતબુદ્ધ બની ગઈ હતી. પ્રમોદનું આગમન પોતા માટે હર્ષોત્પાદક હતું કે શોકજનક હતું તે પણ તેને સમજાયું નહિ. તેનું મન ડામાડોળ થવા લાગ્યું. તેણે મળવા જવાની હા કહી હતી, પણ જવું કે નહિ તેનો તેણે નિશ્ચય કર્યો નહોતો. "મને કેમ મળવા આવ્યા છે" એટલું પોતે પુછાવ્યું હોત તોયે ઠીક હતું, એમ પણ તેને હવે સૂઝયું. ચંચળ ચિત્તે તેણે બીજી સાડી પહેરી લેવા ખુંટી તરફ હાથ લંબાવ્યો, એટલામાં તેણે સંબોધન સાંભળ્યું: "પદ્મા!"

કપિલાનો એ સ્વર હતો. તેની પાછળ પ્રમોદ આવતો હતો. પદ્માએ ભયચકિત દૃષ્ટિએ આડું જોઇ વાળ્યું.

કપિલાએ કહ્યું: "એમ આડું શાને જુએ છે ? પ્રમોદલાલ તને તેડવા આવ્યા છે."

"કેમ ?"

"તે હું શું જાણું ? તું જ પૂછી જો !"

એમ કહી કપિલા ચાલી ગઈ અને ઓરડીમાં પ્રમોદ અને પદ્મા એકલાં રહ્યાં; પારણામાં સૂતેલું બાળક પણ ત્યાં હતું.

થોડી ક્ષણો મૌન પ્રસરી રહ્યું. પ્રમોદે એ ઓરડીમાંનું પદ્માનું અનાથ જીવન જોયું, એકાદ બે ચોપડીઓ પડેલી જોઈ, પારણું

જોયું, થોડાં સાદાં વસ્ત્રો જોયાં.

"પદ્મા ! હું તને તેડવા આવ્યો છું તે તેં સાંભળ્યું ને?"

"સાંભળ્યું ખરું, પણ એ મનાય તેવી વાત નથી."

"કેમ નથી?"

"એ પૂછી જુઓ તમને પોતાને. તમે મને ત્યજી દીધી છે, ત્યારથી તમે તમારા ઘરનાં બારણાં જ મારે માટે બંધ કર્યાં છે."

"પણ તે ઉઘડે તો?"

"તો એ બારણાં ઉઘાડનાર હાથ કોઈ સ્વાર્થ શોધતો હશે."

"એ સ્વાર્થ તું કયો માને છે?"

"સુંદરબહેન અને બાપાજી ગુજરી ગયાં છે, એટલે વીરમગામનું ઘર ઉઘાડું રાખવા જેવો કોઇ સ્વાર્થ હશે."

"તને એ ખબર પડી લાગે છે ખરી."

"એ ખબર પડી છે ખરી, પણ એકાએક બેઉ ગુજરી શાથી ગયાં?"

"એ લાંબી વાત છે, પછી કહીશ. પણ હું તને મુંબઈ તેડી જવા આવ્યો છું. તને મારે વીરમગામ રાખવી જ નથી."

"પણ મુંબઇમાં હવે મારું શું કામ છે? એક સ્ત્રીથી સંતોષાતા નથી?"

"એ પણ લાંબી વાત છે, પદ્મા! જો તું હા કહે તો હું તને તેડી જઉં."

"હું હવે કેવી રીતે આવી શકું? મારી સ્થિતિ, સંયોગો, એ બધું તમે જાણો છો."

"બધું જાણું છું. હું કેટલું જાણું છું તેની પણ તને કદાચ ખબર નહિ હોય. પણ સાંભળ, ટૂંકમાં જ કહું. બીજી સ્ત્રીથી હું છૂટો થઈ ગયો છું અને તું તથા હું પણ છૂટાં જ છીએ. છતાં કિરીટ અને આ આશ્રમના મેનેજર કહે છે કે આપણે ફરીથી લગ્નવિધિ કરીને પરણી શકીએ."

પદ્માને મન એ કલ્પનાતીત વાત હતી. કલ્પનામાં આવ્યા પછી પણ એ વાત તેને અશક્ય લાગતી હતી. પ્રમોદને મોઢેથી એ વાત શક્ય જાણ્યા પછી પણ તેને નિરાશા ઘેરી રહી હતી.

પ્રમોદની વાતે પહેલાં પદ્માના વદન પર આનંદની તેજી પ્રસારી. તેણે પૂછ્યું: "ખરેખર?" તેણે કાંઈક આશંકાથી આગળ પૂછ્યું: "અને તમારી એવી ઈચ્છા છે?" પણ તેનું વદન પાછું પડી ગયું અને તેણે કહ્યું: "ના, ના, એવું હવે બને જ કેમ?"

"તું બાળકને કારણે ગુંચવાતી હશે, પણ તેનો ય ઉકેલ થઇ શકે તેમ છે. પણ તારી ઇચ્છા માત્ર હોવી જોઇએ."

"શો ઉકેલ ધાર્યો છે?"

"બાળકને આશ્રમ જાળવશે. અને હું ખર્ચ આપીશ."

"બાળકને હજી વર્ષ પણ થયું નથી, તે કેવી રીતે જળવાય? અને આશ્રમમાં કોઈ કાંઇ પોતાનું થોડું જ હોય છે કે તે બરાબર જળવાય?"

બાળક માટેની આટલી બધી ચિંતાએ પ્રમોદને ચકિત કર્યો. અજ્ઞાનવશ સ્થિતિમાં એ બાળકનો જન્મ થયો હતો. તેને કારણે તો તે હેરાન–હેરાન થઇ હતી. એવાં બાળકોને તો તેમની જનતાઓ ત્યજી દે છે કે મારી નાંખે છે, છતાં પદ્માને તેના ઉપર આટલી બધી મમતા હતી, એ પ્રમોદને મન ન સમજાય તેવી વાત હતી. તેણે કહ્યું: "નહિતો કિરીટ પોતે બાળકને પોતાને ત્યાં રાખવા અને ઉછેરવા તૈયાર છે."

"ખરેખર? તેમણે એ તમને સાચેસાચું કહ્યું છે?"

"પદ્મા! તને મારા પર વિશ્વાસ નથી, ખરું? પણ હું સાચું જ કહું છું. તેણે મને લખ્યું તે ઉપરથી જ હું તને તેડવા આવ્યો છું અને બાળકને ઉછેરવા તેણે મને પત્રમાં જ કબૂલત

આપી છે."

પદ્માના વદન ઉપર સંતોષની રેખાઓ આલેખાઈ. અત્યારના પ્રસંગનું એકંદર ચિત્ર મગજમાં આલેખતાં તેને એમ થતું હતું કે પોતે સ્વપ્ન તો જોતી નથી ? જાણે આ કોઈ માયાવી પ્રસંગ હોય તેમ તેને લાગ્યા કરતું હતું. કિરીટનું લગ્ન થયા પછી પોતે આશ્રમમાંથી નીકળીને તેને ત્યાં જઈને રહેશે, છોકરાને મોટો કરશે અને કિરીટના ઘરમાં રહીને જીવન પૂરું કરશે, એવી જ ગણત્રી એકાએક આવો વિલક્ષણ પલટો લઈ શકે એવું તેને સ્વપ્ન પણ આવ્યું નહોતું.

હવે તેણે જરા સ્વસ્થતાથી પ્રમોદની સામે જોયું. પ્રમોદના વદન પર અત્યારે જેવી કોમળ રેખાઓ હતી, તેવી રેખાઓ તેણે લગ્ન પછી થોડા દિવસ માત્ર જોઇ હતી, ત્યારપછી કોઈ વાર જોઈ નહોતી. અત્યારે તેને એ જ કોમળતા ફરી આવી વસેલી દેખાઈ, અને માયાવીપણાનો તેનો ભ્રમ દૂર થયો.

"તો હું આવીશ" એટલું કહેતાંમાં તેની આંખો પૂર્વ પ્રસંગોનાં સ્મરણોથી ભીંજાઈ ગઈ, અશ્રુધારાઓ વહી નીકળી અને તે ગદ્‌ગદ્ કંઠે બોલી: "પણ ફરી પાછા મને છોડી દેશો તો ?"

"તું જરાયે ગભરાઈશ નહિ, પદ્મા ! હું પોતે અહીં તને તેડવા આવ્યો છું તે મનના નિશ્ચય વિના નથી આવ્યો. અને એ નિશ્ચય પણ અનેક કડવા અનુભવોએ નીપજાવેલો છે."

પદ્માને પ્રમોદનું દિલ પોતાની નજીક ને નજીક આવતું હોય તેવું અપાર્થિવ સંવેદન થવા લાગ્યું. આંખો લૂછી નાંખીને તે સ્વસ્થ થઈ; એ સ્વસ્થતામાં ઉંડા અને અસ્ફુટ આનંદની લહરિ હતી.

"તો હવે હું જઉં છું, મેનેજરને મળું છું અને તે કહે તે પ્રમાણે જ બધી વ્યવસ્થા કરું છું."

"લગ્નવિધિ ન કરીએ તો? નકામો ફજેતો..."

પ્રમોદ હસ્યો. તેણે કહ્યું: "પદ્મા! તું ખરેખર ભોળી છે. લગ્ન-વિધિ ન કરીએ તોયે વાંધો નથી, પરન્તુ હું પોતે જ મને કાયદેસર રીતે બંધાયલો જોવા ઇચ્છું છું. મારા મનને હું ઓળખતો થયો છું અને કેવી રીતે ઓળખતો થયો છું તે તું શું જાણે? કિરીટ તે જાણે છે. તેણે મને બધો વિધિ કરવાની સલાહ આપી છે."

"કિરીટભાઈ કહેતા હોય તો ભલે કરો, મને વાંધો નથી."

અને પદ્મા ભણી મમતાભરી નજર નાંખતો પ્રમોદ ઉઠીને આશ્રમની ઓફીસ તરફ ગયો.



## પ્રકરણ ૬૩

# પ્રમોદનો નવો અવતાર

આશ્રમના વ્યવસ્થાપક પાસે જઈને પ્રમોદે પોતાનો પ્રસ્તાવ મૂકયો. તે પૂર્વે પદ્માને મળતાં પહેલાં જે કાંઈ ઓળખાણ આપવું જોઈએ તે તો તે આપી જ ચૂકયો હતો અને ત્યારપછી જ વ્યવસ્થાપકે પદ્માને સંદેશો મોકલ્યો હતો, પરન્તુ હવે લગ્નવિધિનો એક નવો પ્રસ્તાવ રજુ થતાં વ્યવસ્થાપકે તેને એક-બે દિવસ થોભી જવા કહ્યું. પ્રમોદને થોભવામાં કશો વાંધો નહોતો, પણ એવો વિલંબ કરવાની વાતથી તેને આશ્ચર્ય થયું હતું.

વ્યવસ્થાપક સાથેની વધુ વાતચીતથી તેનું આશ્ચર્ય શમ્યું. આવાં લગ્નો ચીલઝડપથી કરી નાંખવાનો આશ્રમનો શિરસ્તો નહોતો. તે માટે આશ્રમની વ્યવસ્થાપક કમિટીને એકત્ર કરીને અને લગ્ન કરનાર પાત્રોની પૂરી માહિતી તેની સમક્ષ રજુ કરીને પછી જ એવો લગ્નવિધિ કરવામાં આવતો હતો. વ્યવસ્થાપકે પ્રમોદને વધુ વિલંબ ન કરવાને આશ્વાસન આપતાં કહ્યું: “અમારે પણ અમારો બધો વિધિ કરવો જ જોઈએ, પણ નકામો વિલંબ નહિ થવા દઈએ. બનતાંસુધી તો આવતી કાલે જ પતી જશે; કાલે બપોરે કમિટી મળી જશે અને સાંજે લગ્નવિધિ પતાવી દઈશું.”

બીજે દિવસે વ્યવસ્થાપકે કહ્યું: "એક બીજા લગ્નની પણ મારી પાસે દરખાસ્ત આવી છે, એટલે એક વધુ દિવસનો વિલંબ થશે. કમિટી એક દિવસ મોડી મળશે અને બેઉ લગ્નોની દરખાસ્તો તેની સમક્ષ એકી સાથે જ રજુ કરીશું. વારંવાર કમિટીને તકલીફ શામાટે આપવી?"

પહેલાં તો પ્રમોદને શંકા પડી કે કદાચ પદ્મા પાસેથી સ્પષ્ટ જવાબ નહિ મળ્યો હોય તેથી વ્યવસ્થાપક આમ બહાનું કરીને વખત ગાળે છે, પરન્તુ ત્રીજે દિવસે તેની એ શંકા ટળી ગઈ. કમિટી મળી ગઈ હતી અને બેઉ લગ્નોની તેણે પરવાનગી આપી હતી. પેલું લગ્ન સાંજે ચાર વાગ્યાનું અને પ્રમોદ પદ્માનું લગ્ન પાંચ વાગ્યાનું ગોઠવવામાં આવ્યું હતું. પ્રમોદને વેળાસર આશ્રમમાં હાજર થવાની વ્યવસ્થાપકે સૂચના પણ આપી દીધી.

લગ્નવિધિ માટે પ્રમોદ આશ્રમ નજીક પહોંચ્યો, તે જ વખતે તેણે પહેલા લગ્નવાળા દંપતીને આશ્રમના દરવાજામાંથી બહાર નીકળતું જરા દૂરથી જોયું અને તે ચોંકી ગયો. જયાને તેણે તુરત ઓળખી લીધી. કીર્તિદા અને સુશીલ ગાડીમાં બેસતાં હતાં તેઓ ભણી તેની નજર ગઈ અને તેણે દૃષ્ટિ ચોરી. તુરત જ તેણે મૂગાંમૂગાં દરવાજામાં પ્રવેશ કર્યો.

"જયાએ કોની સાથે લગ્ન કર્યું?" એ પ્રશ્ન તુરત તેના ચિત્તમાં ઉઠયો અને જ્યારે વ્યસ્થાપક પાસેથી તેણે જાણ્યું કે એ લગ્ન પણ પોતાના અને પદ્માના લગ્ન જેવું જ હતું, ત્યારે તે ઊંડા વિચારમાં પડી ગયો. કિરીટના લાંબા પત્ર ઉપરથી પણ જે કાંઇ સમજવાનું તેને માટે બાકી રહ્યું હતું તે હવે સમજાયું કે યૌવનનો પહેલો નશો તીવ્ર હોય છે અને એ નશો ઊતરી ગયા વિના પુરુષને પોતાને, પત્નીને કે પ્રેમિકાને કોઈને ઓળખી શકતો નથી. પોતાનો એ

નશો એક રીતે ઊતર્યો હતો, જગતપ્રસાદનો નશો બીજી રીતે ઊતર્યો હતો.

લગ્નવિધિ તો એક કલાકમાં જ ઉકેલાઈ ગયો. પ્રમોદ અને પદ્માએ એવું ઠરાવ્યું કે અમદાવાદથી રાત્રે નીકળીને પહેલાં વડોદરે થોભવું અને ત્યાં બાળકને કિરીટ પાસે મૂકવું અને તેના ઉછેરની બધી વ્યવસ્થા ત્યાં થયા પછી બેઉએ મુંબઈ જવું. સ્ટેશન પર જઈને પ્રમોદે સેકંડ કલાસની બે ટિકીટો વડોદરા સુધીની કઢાવી અને બેઉ જણાં ગાડીમાં બેઠાં.

કમ્પાર્ટમેન્ટમાં સેકંડ કલાસની ચાર બેઠકો હતી, પરન્તુ ઊતારુઓ પદ્મા અને પ્રમોદ બે જ હતાં, એટલે અનાયાસે તેમને એકાંત મળી ગઈ હતી. એ એકાંત બેઉને અનેરી સ્વસ્થતાનો અનુભવ કરાવવા લાગી. પદ્માએ બાળકને સ્તનપાન કરાવીને એક બાજુએ સુવાડી ઉપર શાલ ઓઢાડીને નિરાંતે પૂછ્યું: "હવે મને કહો, સુંદર બહેનને શું થયું હતું?"

પ્રમોદ પહેલાં તો એ વાત કહેતાં અચકાયો. આ મીઠી એકાંત હતી, ત્યાં પદ્માએ આવી વાત સંભારી તે તેને ન ગમ્યું. તેણે કહ્યું: "એ વાત નિરાંતે મુંબઈ જઈને કરીશું. પણ હું તને પૂછું છું કે તને મારામાં કાંઈ બદલો થએલો લાગે છે?"

"હું તો આભી બની ગઈ છું તમને જોઈને અને તમારી વાતો સાંભળીને. તમને એવો કયો ગુરુ મળ્યો કે તમે સાવ બદલાઈ ગયા?" પદ્માના મુખથી સ્મિતપ્રવાહ સરતો હતો.

"મને ગુરુઓ તો ઘણા મળ્યા, તે બધાએ થોડું થોડું જ્ઞાન આપ્યું, પણ પાકો ગુરુ મળ્યો કિરીટ. ના, એમ પણ નહિ. કિરીટ કાંઈ અત્યારે જ મળ્યો નથી, પહેલાંય મળ્યો હતો, પણ તે વખતે તેની વાતોને હું હસી

કાઢતો હતો. એમ કહોને કે કિરીટ નિમિત્તરૂપ ગુરુ બન્યો છે, બાકી તો હું પોતે જ મારો ગુરુ થયો છું. માણસને તેના પોતાના જ અનુભવો ઘડી શકે છે.”

અને પછી પ્રમોદે પોતાના અનુભવોની કાંઇ કાંઈ વાતો કહી. એ વાતો પદ્માામાં પોતા પ્રત્યે તિરસ્કાર નહિ પણ સહાનુભૂતિની લાગણી ઉપજાવે છે એમ પ્રમોદને લાગતું ગયું તેમ તેમ તે પોતાનું દિલ વધુ ને વધુ ખુલ્લું કરતો ગયો. એ પારદર્શક દિલની ઉષ્મા પદ્માાના પ્રેમભાવને ઊભરાવવા લાગી અને એક વાર એ ઊભરો એટલો ઉછળ્યો કે તે પોતાની બેઠક પરથી કૂદીને પ્રમોદને ગળે વળગી, તેની છાતીમાં માથું ઘાલી આંસુ વરસાવવા લાગી.

પ્રમોદ તેના વાંસા પર હાથ ફેરવતો અને તેને હૃદયસરસી દાબતો બેસી રહ્યો. થોડી વાર પદ્માાની આંખોમાંથી આંસુ વહ્યાં, પછી થોડી વાર તે શાંત રહી, પણ સ્વામીના હૃદયની સ્વસ્થતાભરી હૂંફમાં તેના તનને અને મનને એટલી શાંતિ મળી કે તે તેમ ને તેમ પડી રહી. પ્રમોદે તેને ખસેડી નહિ. તે મનમાં બોલ્યો: “તેના ચિત્તની શાંતિ ભલે તેને શાંત નિદ્રા લેવા દે!”

થોડી વારમાં સુખની તંદ્રામાંથી જાગી પદ્માાએ આંસુભીની આંખો ઉઘાડી, સ્વામીના વદન સામે જોયું, એ વદનમાંથી તેને અનેરું અમીઝરણ વહેતું ભાસ્યું અને તે ઉઠીને સામેની બેઠક પર આડી પડી આંખો મીચી ગઈ. એ જ સુખની તંદ્રા પુનઃ અનુભવવા તે ઇચ્છતી હતી.

પ્રમોદ તેના વદન ભણી નિહાળી રહ્યો. તે કાંઇ વધુ વાતચીત કાઢશે એવી તેની ધારણા ન ફળી. પ્રમોદની આંખો પદ્માાના વદન પરથી ખસીને શાંત નિદ્રા ભોગવી રહેલા બાળકના

વદન તરફ ગઈ. બેએક મિનિટ એ વદન જોઈ રહેતાં તેણે એક ચમકારો અનુભવ્યો. તે ઉઠીને બાળકની નજીક ગયો, તેના વદનને બારીકીથી નિરખી રહ્યો, અને એક વિચિત્ર લાગણી અનુભવી રહ્યો.

એ લાગણી અનેરી હતી. તે બાળક પોતાનું નહોતું પણ પદ્માનું હતું; પરંતુ તે એક આશ્ચર્ય અનુભવી રહ્યો હતો. એ બાળકના વદન સાથે પોતાના વદનની પૂરેપૂરી સમાનતા હતી, જાણે નરી પોતાની જ બાળપ્રતિમા! એ જ લાંબું અણીદાર નાક, એ જ ઉપરનો નાનો અને નીચેનો સહેજ મોટો હોઠ, એ જ આંખોની કાળી ભ્રમરો, એ જ કપાળ, એ જ હડપચી! ના, એ પદ્માની મુખાકૃતિની પ્રતિકૃતિ નહોતી, તે બાળક માતૃમુખી નહોતું, પિતૃમુખી પણ નહોતું, પરન્તુ પોતાની જ આકૃતિના પ્રતિબિંબરૂપ હતું! કુદરતે આ બાળકના ઘડતરમાં શો ભાગ ભજવ્યો હશે, તે તેને સમજાતું નહોતું.

તે પાછો બેઠક પર જઈને બેઠો અને બાળકના વદન ભણી જ મીટ માંડીને જોઈ રહ્યો. અનેક કલ્પનાઓ આવી અને ગઈ, પણ છેવટે એક જ કલ્પના સ્થિર થઈ રહી: પદ્માએ સગર્ભાવસ્થામાં પતિની–પ્રમોદની જ પ્રતિકૃતિના ધ્યાન–ચિંતનવડે ગર્ભસ્થ બાળકને ઘડ્યું હતું. હા, કિરીટે એમ જ લખ્યું હતું અને પદ્માએ પણ એમ જ કહ્યું હતું કે "મારે મન તો એ રાત્રે મેં સ્વપ્નામાં ય તમારા સિવાય બીજા કોઇનું દર્શન કર્યું નથી." ત્યારે શું એ ચિંતને જ આ બાળ પ્રમોદનું ઘડતર કર્યું હતું?

પદ્માની માનસિક પવિત્રતા વિષે કિરીટે પ્રમોદને જે કાંઈ લખ્યું હતું તે તેણે વાંચ્યું હતું, પરન્તુ તે વાંચતી વખતે તેને એ પવિત્રતાનો જેટલો ખ્યાલ આવી શક્યો ન હતો, તેટલો ખ્યાલ

હવે આવી રહ્યો હતો. એનું બાળક જ એ પવિત્રતાની પ્રતીતિ આપી રહ્યું હતું.

એટલામાં બાળક ઊંઘમાં સળવળ્યું, તેણે પાસું ફેરવ્યું; તેના પગનો સ્પર્શ સહજ પદ્માના હાથને થયો, પદ્માએ નિદ્રામાં જ એ હાથ બાળક તરફ લંબાવ્યો એટલામાં ગાડી ધીમી પડી.

"વડોદરા આવ્યું ?" ઉદ્‌ગાર કાઢતી પદ્મા એકદમ બેઠી થઈ ગઈ.

"હા, વડોદરા આવ્યું." એમ કહેતો પ્રમોદ ઉઠ્યો અને પદ્મા પણ એકદમ ઊભી થઈ ગઈ. વડોદરે ઊતરવાનું હતું; ટીકેટો પણ વડોદરાની લીધી હતી.

"તું જરા થોભજે, હું આવું છું." કહી પ્રમોદ ડબામાંથી એકદમ નીચે ઊતરી ગયો.

"પણ, અહીં ઊતરવાનું છે ને મોડું થશે." પાછળ પદ્મા બોલી, પણ એ શબ્દો પ્રમોદને કાને પડ્યા હોય તેમ જણાયું નહિ.

પ્રમોદ સ્ટેશન તરફ ચાલ્યો ગયો અને અદૃશ્ય થયો. પદ્મા સામાન સંભાળવા લાગી.

પાંચેક મિનિટમાં પ્રમોદ આવ્યો અને તુરત પદ્માએ કહ્યું: "મજુર ક્યાં છે ? આ બધો સામાન કોણ ઊતારશે ?"

પ્રમોદ અંદર આવ્યો અને તેણે ડબાનો દરવાજો બંધ કર્યો: "આપણે અહીં ઊતરવું નથી. સીધાં મુંબઈ જવું છે."

પદ્મા પ્રમોદના વદન ભણી તાકી રહી. પ્રમોદના વિચારમાં એકદમ કેમ ફેરફાર થયો તે તે સમજી શકી નહિ. એ ફેરફાર પોતા માટે આનંદજનક હતો, કે શોકોત્પાદક તેનો પણ તે નિર્ણય કરી શકી નહિ. વિચારવિવશ સ્થિતિમાં જ તે પાછી બેઠી અને અત્યંત ગંભીર બની જઇને બોલી: "મને કહો તો

ખરા, વળી તમને કાંઈ બીજો વિચાર સૂઝયો છે કે શું ?"

પ્રમોદ હસ્યો અને બોલ્યોઃ "તું ડરે છે ખરું ? મારા મનનો તને વિશ્વાસ નથી ! પણ મારા વિચારથી તારે ડરવા જેવું કશું નથી. બાળકનો ત્યાગ કરવાની જરૂર નથી, આપણે તેને સાથે રાખી ઉછેરીશું."

"હેં, સાચું ?"

અને પદ્માના વદન પર તે વખતે જે આનંદની રેખાઓ પ્રકટી તે જ નવો અવતાર પામેલા પ્રમોદની ઉદારતાનો શું નાનોસૂનો બદલો હતો ?



## પ્રકરણ ૬૪

### અને કિરીટ પરણે છે

સુશીલ વડોદરે આવી કિરીટને મળીને જગતપ્રસાદની સાથે સુરત ગયો તેને ચાર દિવસ થઇ ગયા હતા; કિરીટે પ્રમોદને પત્ર લખ્યો તેને છ દિવસ વીતી ગયા હતા; છતાં કિરીટને આશ્ચર્ય એ થઈ રહ્યું હતું કે બેઉ તરફથી પોતાને કશાય સમાચાર મળ્યા નહોતા. સુશીલને તેણે ખાસ સૂચવ્યું હતું કે–તું સુરત જઈને વાતાવરણ કેવું છે તે વિષેનો પત્ર લખજે, તેમ જ પ્રમોદ પાસેથી તો તેણે વળતી ટપાલે જ પત્રનો જવાબ માંગ્યો હતો : પરન્તુ કોઈએ કશો જવાબ લખવાની જ દરકાર કરી નહોતી, તેથી કિરીટ ચ્હીડાઈ રહ્યો હતો.

તેને એક વિશેષ આશ્ચર્ય પણ થતું હતું. તેણે વીરમગામ યમુનાને પત્ર લખી નાંખ્યો હતો કે પોતે ઘેર પાછો ફર્યો છે. પોતા ઉપર માતાતુલ્ય વાત્સલ્ય દાખવનારી યમુના ભાભી એ પત્ર વાંચીને ઘેર આવે કે ન આવે તે તેની ઇચ્છાની વાત, પરન્તુ શું તે વળતો જવાબ પણ ન લખે ? એ વિચાર આવતાં તેને ભાભી ઉપર માઠું લાગતું હતું.

કિરીટ પોતાના મનમાં ગણત્રી કર્યા કરતો કે પોતાનો પત્ર

પ્રમોદને કયે વખતે મળે, તે વહેલામાં વહેલો અને મોડામાં મોડો ક્યારે જવાબ લખે અને તે જવાબનો પત્ર પોતાને કયે વખતે મળે. એવી જ રીતે તે સુશીલના પત્રની અને યમુનાના પત્રની પણ ગણત્રી કરતો હતો. એ ગણત્રી સાચી પડતી નહોતી. જે નિયમિતતાને આધારે પોતે ગણત્રી કરતો હતો, તે જ નિયમિતતા બીજાં માણસો કેમ જાળવતાં નહિ હોય, તે પ્રશ્ન પૂછી રહેલું તેનું અધીરું મન કોઈ વાર વ્યગ્ર પણ બની જતું હતું.

અત્યારે તેવી જ મનઃસ્થિતિમાં તે પોતાની બેઠકના ખંડમાં આમથી તેમ ફરતો હતો. એટલામાં ટપાલીની બૂમ સાંભળીને તે નીચે આવ્યો. ખડકીમાં બે પત્રો નાંખીને ટપાલી જતો રહ્યો હતો. બેઉ પત્રના સીરનામાંના અક્ષરો જોઈ તેની વ્યગ્રતા ઊડી ગઇ.

ચડપ–ચડપ ચડીને તે ઉપર આવ્યો અને બેઉ પત્રો ફોડ્યા. પત્રો ટૂંકા હતા. તે ઉપરઉપરથી નજર ફેરવી ગયો અને ખડખડાટ હસી પડ્યો.

"મારાં વહાલાં ! કેવાં છે ને ?" એવો પ્રકટ ઉદ્‌ગાર કાઢીને તેણે બેઉ પત્રો ફરીથી બરાબર વાંચ્યા અને ફરીથી તેને ખડખડાટ હસવું આવ્યું.

"કિરીટભાઈ !" તત્ક્ષણ દાદરમાં યમુનાનું ડોકું દેખાયું.

"કોણ ભાભી ? આવો, આવો !"

"પણ તમે આટલું બધું હસો છો કેમ ?" યમુનાના વદન ઉપર ગંભીરતા હતી. તેને સંશય પડ્યો હતો કે આવું અસાધારણ હાસ્ય કોઈ પ્રકારની ઘેલછાનું તો નહિ હોય ?

"તમે અહીં તો આવો; આ પત્રો વાંચીને તમે પણ જરૂર હસશો."

યમુના ઉપર આવી. તે હજી ગંભીર હતી. તેણે પૂછ્યું: "કોના છે એ પત્રો?"

"એક છે પ્રમોદનો, બીજો છે જગતપ્રસાદનો."

"હં, પણ તેમાં હસવા જેવું શું છે?"

"પ્રમોદ પદ્માને ફરીથી પરણ્યો, જગતપ્રસાદ જયાને ફરીથી પરણ્યો! પણ ભાભી! હસવા જેવું તો એ છે કે પ્રમોદને મેં વિનંતિ કરી કે તું પદ્માને હવે ફરીથી પરણી લે, અને તારી ઇચ્છા હોય તો તુરત જવાબ આપ. પણ મારો વહાલો એવો સ્વાર્થી કે સીધો અમદાવાદ ગયો, ફરીથી પદ્મા સાથે લગ્નવિધિ કરીને પાછો મુંબઇ ગયો; મને કશું કહ્યું ય નહિ અને હવે મુંબઇથી લખે છે કે પોતે પદ્માની સાથે ઘેર આવી ગયો છે! એવુંજ જગતપ્રસાદનું બન્યું. મેં તેને સુશીલ સાથે સુરત મોકલ્યો હતો. ત્યાં શી ખબર કેવી ય વ્યવસ્થા થઈ કે જગતપ્રસાદ, સુશીલ અને જયા સીધાં અમદાવાદ ગયાં, ત્યાં તેમણે લગ્ન કર્યું અને જગતપ્રસાદ તથા જયા હવે સુશીલને ત્યાં રહીને મને ખબર આપે છે! હું તો અહીં રાહ જોઇ રહ્યો છું કે બેઉના કશા સમાચાર કેમ નથી, ત્યાં તો બેઉ પરભાર્યા પરણી વાળે છે! કહો ભાભી! આ હસવા જેવું નથી?"

યમુનાને પણ આ વાત સાંભળીને આનંદ થયો. તેણે જવાબ આપ્યો: "ભાઈ! પરણ્યા પછી ગોરને કોઈ યાદ પણ કરે છે ખરાં!"

"હા, એ સાચી વાત! પણ મને તો ઉલટો વધુ આનંદ થયો કે તેઓ કશી વધુ સમજાવણી કે આગ્રહ વિના પોતાના મનમાં સાચી વાત ઉગી આવવાને લીધે પોતાની મેળે પરણી ગયાં! ભાભી! અકારણ તૂટેલાં બે દંપતી આજે ફરીથી સંધાઈ ગયાં, કેવી ખુશાલીની વાત!"

"ખરેખર, ખુશાલીની વાત. હવે એક વધુ ખુશાલીની વાત કહેવાની છે."

"શી વાત ?"

"નીચે એક મહેમાન ઊભા છે."

"કોણ છે ? ઉપર બોલાવોને !"

"નગીનલાલ ! ઉપર આવો. હું તો અહીં વાતચીતમાં રહી અને તમને તુરત બોલાવવાનું ભૂલી ગઈ."

"નગીનલાલ કોણ ?" કિરીટે ધીરેથી પૂછ્યું.

"નગીનલાલ નાણાવટી, કમળાના પિતા." યમુનાએ જવાબ આપ્યો.

નગીનલાલ નાણાવટી ઉપર આવ્યા. તેમના મુખમાં સ્મિત હતું. દિયર–ભોજાઈની વાતો સાંભળીને તેમને પણ એક પ્રકારનો આનંદ ઉપજ્યો હતો. "પધારો" કહી કિરીટે તેમનો સત્કાર કર્યો અને નાણાવટીએ ઉપર આવી એક ખુરશી પર બેઠક લીધી.

યમુનાએ કહ્યું: "કિરીટભાઈ ! નાણાવટી શામાટે આવ્યા છે તે તમે જાણી ગયા હશો."

"જાણી તો ગયો છું પણ..."

"પણ...હમણાં બોલશો નહિ." નાણાવટીએ વચ્ચે જ મંદ હાસ્ય સમેત કહ્યું : "જમનાબાઈ તમને થોડી વાત કરે, પછી તમારે જે કહેવું હોય તે કહેજો."

કિરીટ ચુપ બની ગયો અને ભાભીની સામે જોઈ રહ્યો. યમુનાની આંખોમાં અને ઓઠ પર સ્મિત હતું, પણ તે કશું બોલી નહિ.

"કહો ભાભી ! શી વાત છે ?" છેવટે કિરીટને પ્રકટ રીતે પૂછવું પડ્યું.

"નિરાંતે કહેવા જેવી એ વાત છે. એક વાર મહેમાન માટે ભોજનની વ્યવસ્થા તો કરીએ, પછી વાતો કરીશું." એમ કહી યમુના પાછી નીચે ઊતરી ગઈ.

ભોજન પછી કિરીટને એકાંતમાં બોલાવીને યમુનાએ તેને જે વાત કહી તે કિરીટને માટે તદ્દન નવી જ હતી. સુશીલને ત્યાં કિરીટે કમળાને છેલ્લી જોએલી, ત્યારપછી કમળાએ કેવાં ચક્રો ચલાવ્યાં હતાં, તેની જ એ વાત હતી. કમળાએ એક પત્ર યમુના પર લખ્યો હતો, તેમાં સૂચના કરી હતી કે યમુનાએ હવે તુરત વડોદરા જઇને રહેવું જોઇએ, કારણકે કિરીટમાં કશો દોષ નથી; પદ્માએ પણ જાણી જોઈને કશો અપરાધ કર્યો નથી, પણ સુંદરના પાપના છાંટા જ તેને ઉડયા છે; એ ઉપરથી યમુના કિરીટને મળવા વડોદરે આવી હતી, પાછી સુશીલ પાસે ગઈ હતી, પદ્માને મળી હતી, પણ બધેથી નિરાશ થઇને તે વીરમગામ આવી હતી. કમળાનું બીજું પરાક્રમ એ હતું કે તેણે પોતાના પિતા પર પત્ર લખી કિરીટને જ પરણવાની પોતાની ઇચ્છા વ્યક્ત કરી હતી, તેથી તેનાં માબાપ ભય પામ્યાં હતાં અને તેને નિશાળેથી ઉઠાડી મૂકી વીરમગામમાં ઘરમાં ગોંધી રાખી હતી પણ એક વાર તે ઘરમાંથી કોઈને કહ્યા વિના છટકી ગઈ હતી. તે ક્યાં ગઈ હતી તેની કોઈને ખબર નહોતી. તેનાં માબાપને વહેમ પડયો હતો કે તેને યમુના કે કિરીટે જ નસાડી હોવી જોઇએ, તે ઉપરથી નગીનલાલ નાણાવટી પોતે એક વાર વડોદરે આવ્યા હતા અને તપાસ કરી ગયા હતા. તે જ દિવસે પ્રવાસેથી ઘેર કિરીટ પાછો ફર્યો હતો તે નગીનલાલે જાણ્યું હતું અને પાછળથી વીરમગામ આવી તેમણે એ વાત યમુનાને કહી હતી. પણ કમળા ક્યાં ગઈ હતી? કમળા અમદાવાદ પોતાના મામાને ત્યાં ચાલી ગઈ હતી. ત્યાંથી તેણે પિતાને પત્ર લખ્યો હતો કે

પોતાને અમદાવાદ પરીક્ષા આપવા જવાની પણ રજા નહિ મળે એવી ભીતિથી તે કોઈને કહ્યા વિના માત્ર પરીક્ષા આપવા જ અમદાવાદ આવી હતી. તેણે વીરમગામમાં ઘેર રહીને વાંચી બધો અભ્યાસ પૂરો કર્યો હતો અને એક માત્ર પરીક્ષા નહિ આપવાને લીધે પોતે એક ધોરણ પૂરું કરી શકી નહિ એમ ન ગણાય તેટલા માટે તેણે પરીક્ષા આપવા સારુ જ એ સાહસ કર્યું હતું !

યમુનાની વિશેષ વાત એ હતી કે આ બનાવ બન્યા પછી અને કિરીટની નિર્દોષતા વિષે કશો સંશય ન રહેવાથી નગીનલાલ નાણાવટી જ હવે કમળાની ઇચ્છાને અનુસરીને કિરીટ પાસે વેવીશાળનું કહેણ લઈને આવ્યા હતા. કમળાની ઇચ્છા જાણવી હોય તો પેલો પત્ર પણ કિરીટને વાંચવા આપવા તે તૈયાર હતા; એટલું જ નહિ, પણ કમળા સાથે કાંઈ વાતચીત કરી જોવી હોય તો એ માટે છૂટ આપવા અને યોગ્ય વ્યવસ્થા કરવામાં પણ હવે નગીનલાલ નાણાવટીને વાંધો નહોતો. આ બધી વાત કહીને યમુના કિરીટના મનોભાવ જાણવાને તેના વદન સામે તાકી રહી.

"ભાભી ! હવે કહો, તમે-શી સલાહ આપો છો ?" યમુનાની બધી વાત સાંભળી રહ્યા પછી કિરીટે પૂછ્યું.

"ભાઈ! એમાં હું શી સલાહ આપું ? તમને કેવી કન્યા ગમે તે હું કાંઈ થોડું જાણી શકું છું ! એ છોકરી મને તો બહુ જ ગમે છે, પણ તમને ગમે તે જ ખરું. છોકરી શાણી છે, હોંશિયાર છે, અને તેની હિંમત તથા ઇચ્છાની વાત પણ મેં તમને કહી. ઊંચા ખાનદાનનું ફરજંદ છે, સારા સંસ્કાર છે, વધુ તો હું કશું જાણતી નથી."

"તમે કહ્યા તે કમળાના બધા ગુણો મારા ધ્યાનમાં છે, અને એ ગુણોનો મને પરિચય પણ થયો છે પણ મારા કયા ગુણોને લીધે તે મને પસંદ કરે છે, તે કાંઇ તમે જાણો છો ?"

"ના ભાઈ! તમે સારી પેઠે ભણ્યા છો અને સદ્‌ગુણી છો, એટલું તો તે જાણે છે ખરી."

"એ કરતાં તો હું તેની પસંદગીનાં કારણો વિશેષ જાણું છું."

"કેવી રીતે? હાં, હાં. તમે સુશીલને ત્યાં તેને મળ્યા હતા, ત્યારે જ કદાચ વાતો કરી હશે."

કિરીટે સ્મિત કર્યું. તે કશું ન બોલ્યો. યમુનાએ ઉત્સુકતાથી કહ્યું: "પણ ભાઈ! હજી યે તમારે તેની સાથે વાતચીત કરવી હોય તો વાંધો નથી. નગીનલાલ શેઠને પણ એવું તો ગમે છે કે બેઉ એકબીજાને મળે, વાતચીત કરે અને બેઉની ઇચ્છા હોય તો પછી વેવીશાળ થાય."

"એ જૂના સંસ્કારના કુટુંબમાં એટલી ઉદારતા ક્યાંથી આવી, ભાભી?"

"ભાઈ! જમાનો બદલાઈ ગયો છે ને! આજકાલ જુવાન છોકરાછોકરીઓ પહેલાં પ્રેમ કરે છે અને પછી લગ્ન કરે છે, એવું જુએ એટલે માબાપને પણ એવી છૂટ ઘટતા પ્રમાણમાં આપવી પડે છે."

"ભાભી! મારે એવી છૂટ જોઈતી જ નથી. કમળા વિષે હું જેટલું જાણું છું, તેટલા ઉપરથી જ મને તે પસંદ છે. પ્રેમ તો લગ્ન પછી થાય તે જ સારું!"

"કિરીટભાઈ!" યમુના ચોંકીને બોલી: "આવું તમે ક્યારે સમજ્યા? કોઈ તમને જરૂર મારા જેવા જૂના મતના કહે!" યમુનાના ઓઠ પર આનંદનું સ્મિત હતું.

"હું જૂના મતનો નથી, ભાભી! નવા મતનો છું. એ નવો મત મેં ઘણું ઘણું જોઈ, અનુભવી, શીખીને બાંધ્યો છે. તમે ખુશીથી નગીનલાલ નાણાવટીનું કહેણ સ્વીકારી લ્યો!"

"અહોહો! ભાઈ! આટલી સહેલાઈથી તમે હા પાડશો,

એવું મને સ્વપ્ન પણ નહોતું હોં !"

એટલું કહીને તુરત આનંદના આવેશમાં તે કિરીટ પાસેથી નગીનલાલ નાણાવટી પાસે ગઈ અને તેને એ મંગળ સમાચાર આપ્યા.

બીજે દિવસે જ વેવીશાળનો વિધિ થયો, ત્રીજે દિવસે નગીનલાલ નાણાવટી પાછા વીરમગામ ગયા અને તેમણે લગ્નનું મુહૂર્ત જોવડાવી મોકલ્યું.

મામાના મૃત્યુના શોકમાં તુરત લગ્ન થાય એ લોકદૃષ્ટિએ અયોગ્ય કહેવાય, પણ લગ્ન તો પ્રમોદે પણ ક્યાં નહોતું કર્યું ? કશા વિશિષ્ટ સમારંભ વિના લગ્ન કરી નાંખવાને કિરીટ સંમત હતો.

અને જ્યારે લગ્નદિન જણાવતી કંકોત્રી પ્રમોદ, સુશીલ તથા જગતપ્રસાદને પહોંચી ત્યારે તેઓ આશ્ચર્ય પામી ગયા.

જગતપ્રસાદે આશીર્વાદ લખી મોકલ્યો: "અમ દંપતીને સુખી કરનાર હિતૈષીનું દાંપત્ય સુખી હો !"

સુશીલે લખ્યું: "કમળા જ પોતાને શિરે કિરીટને ધારણ કરશે તેનું મને સ્વપ્ન નહોતું, અને એલીઝા તો કમળાની એ ચોરીછૂપીથી તેના પર ખૂબ ગુસ્સે થઈ છે !"

પ્રમોદે લખ્યું: "સાચું છે, **सुहृदोस्त्वरिता गतिः** (બે સુહૃદયોની ગતિ ત્વરિત હોય છે.)"

અને લગ્ન પછીના પ્રથમ મિલનસમયે કિરીટે કહ્યું: "હવે તારે પરીક્ષા આપવા માટે નાસી જવું નહિ પડે !"

"એટલે ?"

કિરીટે એ પ્રશ્નનો વિનોદી જવાબ આપ્યો: "એટલે કે હવે હમેશાં શિક્ષક અને પરીક્ષક બેઉ તારી પાસે જ રહેનાર છે !"

સમાપ્ત